


પુરૂષોત્તમ વિશ્રામ માવજી

Lakshmi Art, Bombay, 8

# વજ્રાઘાત

અથવા

# વિજયાનગરનો વિનાશકાળ !

---

એક ઐતિહાસિક નવલકથા




કર્તા

રાજ્યરત્ન પુરૂષોત્તમ વિશ્રામ માવજી,

જે. પી., એમ. આર. એ એસ.

રણવીરસિંહ, સુરસાગરની સુંદરી, શિવાજીનો વાઘનખ,
રણયજ્ઞ, સંધ્યા વિગેરેના કર્તા.


---


વિક્રમાર્ક ૧૯૭૯ ઈ. સ. ૧૯૨૩


---


કિંમત રૂ. ૧-૧૨-૦

ૐ

# અર્પણ

સદ્‌ગત

ભાઈ

વિઠ્ઠલદાસના

સ્મરણમાં

# બે શબ્દ

ઇતિહાસ અને દંતકથા એ ઐતિહાસિક નવલકથાના આધારસ્તંભ છે. આ સ્તંભના આધારથી ઐતિહાસિક નવલકથાની ઇમારત રચાય છે. આ નવલકથાનો ઐતિહાસિક આધાર વાચકને A Forgotten Empire નામના સુએલના ઐતિહાસિક પુસ્તકમાં મળશે.

વિજયાનગરના નાશને અને વિશેષતઃ તાલીકોટના યુદ્ધમાં અહિંદુ સામ્રાજ્યપર જે ભયંકર વજ્રનો આઘાત થયો તેનાં અંતઃસ્થ કારણો કથારૂપે દાખવ્યાં છે. એનો આધાર સીઝર ફ્રેડરીક–નામનો ઇટાલીયન પ્રવાસી ઇ. સ. ૧૫૬૭ માં વિજયાનગરના નાશ પછી તે નગરમા ગયો હતો તેના વર્ણનસાંથી બ્રીગ્સે લીધેલી નોંધમાં છે કે:—

"આ લડાઇમાં હિંદુનો પરાજય થવાનુ કારણ રામરાજાના સૈન્યમાંના બે મુસલમાન સરદાર ફુટયા તે હતું." ફેરીસ્તા આ બાબતમાં નામ સુદ્ધાં ઉચ્ચારતો નથી

આ કયો સરદાર ફુટયો એ બદલની દતકથા આ કથાનો મુખ્ય આધાર છે સુમારે બાર વર્ષ પેહલાં હિંદુસ્થાન રીવ્યુ નામના માસીકમાં "વિજય નગરનુ સામ્રાજ્ય" એ પર એક મદ્રાસી લેખકે લેખ લખ્યો છે, તેમાં નીચે પ્રમાણે દંતકથા આપી છે:—

"રામરાજાનો તરૂણ વયે એક મુસલમાન કુમારિપર પ્રેમ બંધાયો. તેને પેટે એક પુત્ર થયો. તે પુત્રને લઇ ગુમ થઇ ગઇ—પછી તે છોકરો તરૂણ થયા પછી રામરાજાના રાજ્યમાં આવ્યો અને રામરાજા પાસે નોકરી માંગી. તેને જોતાં આ જ પોતાનો પુત્ર હશે એવો રામરાજાને સંશય ગયો અને કુદરતી રીતે તેનાપર પ્રેમ ઉદ્‌ભવ્યો—તેને પોતાના અંગરક્ષકોમાં નીમ્યો—રાત્રિદિવસ તે પોતાપાસે હોય એવું તેને લાગતું.

પછી એક દિવસ રામરાજાના દરબારમાં એક મુસલમાન સુંદરી તેના ાણસોએ પકડી લાવી હાજર કરી—તેનો બુરખો કાઢવા રામરાજાએ હુકમ

કર્યો–આ અયોગ્ય છે એમ ધારી ઉપલા સરદારે ઉઠી નિષેધ કર્યો–રામરાજાએ આ સુંદરી પોતાના તે પુત્રને યોગ્ય છે એમ માની તેને હવાલે કરી પોતા સાથે લગ્ન કરવા તે તરૂણ મુસલમાન સરદાર તે સુંદરીને વિનવવા લાગ્યો; પણ તેણે તેનો નિષેધ કર્યો અને કહ્યું કે—"જે હિંદુ રાજાએ ભર દરબારમાં મ્હારી ફજેત લીધી તેનો અને તેના રાજ્યનો નાશ થયા શિવાય હું લગ્ન કરનાર નથી. જે કોઇ તે કરશે તેને હું વરીશ." આ તેની પ્રતિજ્ઞા સાંભળી તે તરૂણ મુસલમાન સરદારે પણ વિજયાનગરના નાશની પ્રતિજ્ઞા કરી અને તે ઉદ્યોગમાં લાગ્યો. નાના પ્રકારે કાવત્રા દગા ફટકા કરી અંતે વિજયાનગરનો નાશ અને રામરાજાનો વધ એ કાર્ય તેણે સાધ્યા"

આ દંતકથાનો બીજો આધારસ્તંભ. આ નવલકથામાં આ બે આધારસ્તંભ આપ્યા છે. આ બે શબ્દ પ્રસ્તાવના રૂપે કહી વિજયાનગરનું મહાન હિંદુ સામ્રાજ્ય કેવી રીતે નષ્ટ થયુ તે પ્રિય વાચક, આ કથામા આપણે જોશું.

આ પુસ્તકના પુઠાપર વિજયાનગરના વિનાશના દશ્યરૂપ બે અવશેષો (૧) વિજયાનગરના કિલ્લાનો દરવાજો અને (૨) વિઠ્ઠલ સ્વામિના મંદિરનો ચોક એ બે ચિત્રો તેમજ મુખ પૃષ્ઠપર વિજયાનગરના વિનાશનું મિ. ધુરંધરની અપ્રતિમ પીછીથી ચિતરાયલુ ચિત્ર અને રામરાજાનુ સુપ્રસિદ્ધ મીનવળીના ચિત્ર સંગ્રહમાંનું ચિત્ર—એ ચિત્રો આપેલા છે.

આ નવલકથા, મરાઠી સુપ્રસિદ્ધ કથા લખનાર સ્વર્ગસ્થ હરિ નારાયણ આપ્ટેના "વજ્રાઘાત" એ કથાનકનો થોડા ઘણા ફેરફાર સાથે કરેલો અનુવાદ છે.

પુ. વિ. માવજી.

# વજ્રઘાત

અથવા

# વિજયાનગરનો વિનાશ કાળ !

---

## પ્રકરણ ૧ લું.

---

### કુંજવનમાં.

---

Hai! to thee, hail to tfiee, kindling power !
Spirit of Love! Spirit of Bliss !
Thy holiest time is the moon light hour,
And there never was moonlight so sweet as this.

" થઇ પ્રેમી તણા સંગી, પીયે જે પ્રેમના પ્યાલા;
પી, ને જે પચાવે તે, ખરેખર વિર છે જુદા "

(ભટ.)

વિસ્તીર્ણ પુષ્કરિણીના મધ્ય ભાગમાં એક ક્રિડા નૌકામાં એક સુંદર રૂપ્યુ લલના, ઉપર આકાશમાં અમૃત વૃષ્ટિ કરનારા પૂર્ણ ચંદ્ર તરફ કૌતુકથી જોતી હતી. તે નૌકાની ચોપાસ પથરાયલા જળવિસ્તારમાં અનેક ચંદ્રકમલિની પોતાના વિકાસના કારણભુત ચંદ્ર તરફ તેના પ્રમાણે કૌતુ-

કથી જોતી હોય એવું લાગતું હતું. તે એકંદર દેખાવજ ઘણો રમણીય હતો. ચોપાસ ન્હાના મ્હોટા વૃક્ષોથી ગીચોગીચ ભરાયેલું અરણ્ય, મધ્ય ભાગમાં વિસ્તીર્ણ પુષ્કરિણી તેનાં જળ પ્રફુલ્લિત કમલોથી સુશોભિત અને સ્વચ્છ, સ્વભાવસિદ્ધ શુભ્ર હોઇ ચંદ્રપ્રકાશથી વિશેષજ શુભ્ર દેખાતી હતી.

વસંત ઋતુનો દિવસ—પૌર્ણિમાની રાત્રિ, તેથી જે પ્રમાણે તે રમણિય પુષ્કરિણીના મધ્ય ભાગમાં ઉભી રહી, ચોપાસની સૌંદર્ય લીલા નિરખતી તે તરૂણીના મુખકમળ આગળ સર્વ કમલો તદ્દન નિરતેજ થતાં દેખાતાં હતાં. પૌર્ણિમાના ચંદ્રના શાંત પ્રકાશથી આકાશ અને પૃથ્વી અને સર્વ વાતાવરણ પણ તે કુંજવનના વિવિધ પુષ્પોના અને વિશેષતઃ પુષ્કરિણીના ચંદ્ર કમલોની સુગંધથી બ્હેંકી રહ્યાં હતા, સર્વત્ર શાંતિ પ્રસરાઇ હતી. આકાશમાં ચંદ્ર સ્થિર દેખાતો હતો. પવન બીલકુલ વ્હેતો ન્હોતો, પુષ્કરિણીમાં એક પણ લ્હેરી ઉઠતી ન્હોતી, નૌકા અચલ હતી, અને નૌકામાંની તે અપ્સરા તદન સ્તબ્ધ હતી.

એકાદ કવિ, જો આ દેખાવ જોવાને ત્યાં હોત તો જરૂર તેણે વર્ણવ્યું હોત કે, ચંદ્ર, વાયુ, અને પુષ્કરિણી આટલી સ્થિર અને સ્તબ્ધ થવાનું કારણ તે અપ્રતિમ રૂપવતી તરૂણીજ હતી—પરંતુ આ સુંદરી તરફ જોઇ સ્તબ્ધ થયલાં ચંદ્ર, વાયુ અને પુષ્કરિણીજ માત્ર એ સ્થળે હતાં એમ ન્હોતું. આ અનુપમ દેખાવ વર્ણવવાને કોઇ રસિક કવિ ત્યાં ન્હોતો, તદાપિ વાંચક સન્મુખ ઉભા કરેલા આ શબ્દ ચિત્રના મૂળ દેખાવને પ્રત્યક્ષ દ્રષ્ટિથી જોનાર એક તરૂણ પુરૂષ પુષ્કરિણીના પૂર્વ તટપરના એક અશોક વૃક્ષ નીચે ઉભો હતો. પોતાનું આગમન આ તરૂણીને જણાતાંજ આ સર્વ મનમોહકપણું તદન નાહીસું થશે, એવું કદાચ મનમાં આણી તે તદન સ્તબ્ધપણે કેટલોક વખત તેના તરફ જોતો ઉભો. એટલામાં, અત્યાર સુધી જે કેવળ દ્રષ્ટિ સુખ તેને, અને તેની ચોપાસની દ્દષ્ટિને મળતું હતું, તેમાં શ્રવણસુખનો ઉમેરો થયો. તે તરૂણીના મનમાં જે કોઇ ચાલતું હતું તે એકાએક ગાયનના રૂપે તેની મુખવાટે બહાર પડવા લાગ્યું.

રાગ–ભુપ કલ્યાણ.

હેરી આજ સખીરી મેં કયા કહું
અપને જીયાકી બાત–હેરી આજ.
મોરે મન સખી પ્યારેકી સુરત ઘડી
પલ છીન દિન રાત–હેરી આજ.

આકાશમાંથી પ્રસરનારાં ચંદ્રનાં શીતળ કિરણો પ્રમાણેજ આ તરૂણીના મુખચંદ્રમાંથી નીકળતા સુંદરતાનો દશે દિશામાં પથરાતા જઇ નાદબ્રહ્મના આનંદમાં સર્વ સૃષ્ટિ ડોલવા લાગી. સુગંધથી ભરેલો વાયુ પણ એકદમ જાણે કેમ આ મધુર સ્વરને પણ પોતામાં ભરતો હોય તેમ નાદલુબ્ધ થયલા પ્રાણી પ્રમાણે ડોલવા લાગ્યો. અત્યાર સુધી સ્તબ્ધ રહેલાં વૃક્ષ લતા પણ ડોલવા લાગ્યાં. તેના ગાયનના તે અત્યંત મધુર અને સ્પષ્ટ સ્વર, કુંજ વનમાં સર્વત્ર સરખા પ્રસરતા જઇ, સર્વ જીવસૃષ્ટિ અને જડસૃષ્ટિને નાદ બ્રહ્મના આનંદમાં ડુબાડી તલ્લીન કરતા હોય એવું દેખાતું હતું. પુષ્કરિણીના પૂર્વ તટપર ઉભેલો તે તરૂણ તો એટલો તલ્લીન થયો કે, તેને પોતે સ્વર્ગમાં છે કે પૃથ્વીમાં, તેનું ભાન રહ્યું ન્હોતું ! અશોક વૃક્ષ નીચે સ્તબ્ધ ઉભો રહેતાં રહેતાં તેને કાંઇ લય લાગી, તેણે પણ મહાકવિ જયદેવની એક અષ્ટપદીનું ગાયન શરૂ કર્યું.

નિભૃત નિકુંજ ગૃહં ગત યા નિશિ
રહસિ નિલીય વસંતમ,
ચકિત વિલોકિત સકલ દિશા રતિ
રભ સભરેણ હસંતમ,
સખિ હે, કેશી મથન મુદારં રમય;
મયા સહ મદન મનોરથ ભાવિતયા
સવિકારમ.

આ સાંભળતાંજ પ્રથમ એકાદ ચકિત હરણી પ્રમાણે તે તરૂણીએ અહીં તહીં જોયું, અને લાગલીજ આનંદથી તાળી વગાડી તે ગાનારા તરૂણ તરફ જવા માટે પોતાની નૌકા ચલાવી. તે હવે કિનારાપર જવાને એટલી ઉતાવળી થઇ કે, નૌકાની પીડા વચ્ચે ન આવી પોતે પાંખથી ઉડી તેની પાસે જઇ શકત તો ક્યારનીએ ગઈ હોત; પરંતુ તે શક્ય ન હોવાથી, જેટલી ત્વરા બને તેટલી ત્વરાથી નૌકા ચલાવવાનીજ તેને જરૂર હતી. તે ઝપાટાથી, કૌશલ્યથી ક્રિડાનૌકા ચલાવતી કિનારે આવી; કિનારે નૌકા આવતાંજ તે તરૂણીએ કિનારા પર કુદકો માર્યો; તેને ઝીલવા ને તરૂણ તૈયારજ હતો, બેઉ અતિ પ્રેમથી ભેટયાં, પછી કેટલોક વખત પ્રેમના જોરથી એક-મેક સાથે બોલવાને મનમાં ઘણું આવ્યું, પણ એકે શબ્દ બેઉમાંથી એકેના મુખમાંથી બ્હાર પડયો નહી; પરંતુ છેવટે તરૂણે તે તરૂણીને કહ્યું:—

"હું, આજે આવી શોધ કરવા લાગ્યો ત્યાં માર્જીનાએ મને કહ્યું કે, તું કુંજ વનમાં ગઇ છે. અને "મ્હારી સાથે કિંવા પાછળ કોઇએ પણ આવવું નહી." એવો સખત હુકમ કર્યો છે. એ શા માટે ? આજ માર્જીના સુદ્ધાં પાસે નહી, એટલો બધો માણસનો કંટાળો કેમ આવ્યો ! હું પણ ડરતો ડરતો આવી છુપી રીતે પેલા અશોક વૃક્ષ નીચે ઉભો, પ્રથમ ત્હારા તરફ જોવા સાથેજ હું તો ચકિતજ થયો. અહાહા ! કાલિદાસાદિ મહાકવિઓએ વર્ણન કરી ચંદ્ર અને કમલની ઉપમા સુંદર મુખને આપી તે કાંઇ અમથી નથી આપી ! મને લાગ્યું કે આજ ચંદ્રતેજ કેમ એકદમ ફીકું પડયું..."

"રહેવા દો રહેવા દો, હવે ! હવે કાંઇપણ આવું આવું બોલી આજ આઠ દિવસ મને વિસારી, તે વાત છુપાવવાનો આ ઘાટ દેખાય છે. પણ હવે હું આવાં ભાષણથી ફસાવાની નથી."

"અરે ! ફસાવવા યત્ન કરે છે કોણ ? પ્યારી મેહેરજાન, તને એમ લાગે છે કે તને કાંઇપણ થાપ આપું છું". જો, હવે ગત વર્ષ પ્રમાણે પી-તાશ્રીની સાથે જઇ નિરનિરાળા સુલતાનો તરફ એલચીની રાજકીય બાબતો

પર થતી વાતચીતો માત્ર સાંભળનારો રહ્યો નથી. હવે વડીલ સ્વર્ગે સીધાવ્યાથી મને તેમની ગાદી મળી છે. કૃષ્ણદેવ મહારાજ હવે મને વારંવાર બોલાવી, મ્હારી સલાહ લેવા લાગ્યા છે, અને થોડા દિવસમાં તો હું તેમનો મંત્રી થનારો છું. કાલેજ મને બોલાવી કહ્યું કે, રામરાજા, તું હજુ તરૂણ છે એ ખરૂં, પણ ત્હારા વડીલના હાથ નીચે તું તૈયાર થયો છે એમ કહે, કિંવા તું પોતેજ ઘણો બાહોશ હુંશીયાર છે એમ ધાર, પણ મને હવે એમ લાગે છે કે, તને હવે તેની ગાદી આપવી, પણ ગાદી દેવા અગાઉ બીજુંજ કાંઇ તને દેનાર છું."

મેહેરજાન તે સાંભળી હસી, પરંતુ ચિંતાયુક્ત ઉત્કંઠાથી બોલી "બીજું શું દેનાર છે?"

પરંતુ રામરાજાએ તે સાંભળ્યું ન સાંભળ્યું કરી કહ્યું, "ઠીક પણ હવે આ કિનારા પર કેટલો વખત ઉભાં રહીશું? હવે ચાલ, ત્યાં મંદિરમાં..."

"નહી" મેહેરજાન એકદમ વચ્ચે બોલી, "આજ મ્હારી એવી ઇચ્છા થઇ છે, કે આ ક્રિડાનૌકામાં બેસી આપણે બેએ આ પુષ્કરિણીમાંજ રાત્રિ કાઢવી."

રામરાજાએ લાગલોજ ઉત્તર આપ્યો:–"વાહ! તેમાં કોની ના છે?" એવું કહી, તરત તે મછવામાં કુદ્યો, અને મેહેરજાનને ટેકો આપી ઉંચકી નૌકામાં લીધી; અને તરત મછવો ચલાવી પુષ્કરિણીના મધ્ય ભાગમાં મછવો હંકારી લાવ્યાં.

આ વખતે ચંદ્ર ઐન મધ્યાકાશ પર આવ્યો હતો, તેના શાંત પ્રકાશથી સર્વ સૃષ્ટિ રૌપ્યરસનો સુલામો આપ્યો હોય તેવી લાગતી હતી, રામરાજાએ નૌકા પુષ્કરિણીના મધ્ય ભાગમાં આવેલા ધ્વજારતંભ સાથે બાંધી, પછી તે મેહેરજાનના ખભાપર બેઉ હાથ રાખી બોલ્યો:–"કેમ થયુંને ત્હારા મન પ્રમાણે?—પણ તું આજ તદ્દન એકલી કોઇને પણ—માર્જીના સુદ્ધાંને પણ સાથે ન લેતાં—તું પણ આવતી નહી એવો સખત હુકમ કરી કેમ આવી? વખત છે, કોણ જાણે, કાંઇ દગો થાય કિંવા અકસ્માત થાય તો..."

અરે, દગો કેવો અને અકસ્માત કેવો! આપ જેવાનું કૃપાછત્ર મ્હારા

પર જ્યાં સુધી છે, ત્યાં સુધી દગો કોણ કરે ? પણ જોઇએ તેમ હો, આપને વિજયાનગર ગયે આજ આઠ દિવસ થયા, એ વાત આજ સવારે ઉઠયા સાથે મ્હારા મનમાં આવી, અને એક સરખું મન વિભ્હળ થવા લાગ્યું. જેમ જેમ સંધ્યાકાળ થવા આવી, તેમ તેમ મન વધારે ને વધારે વિભ્હળ બનતું ગયું, અને અંતે મનમાં એમ આવ્યું કે, કુંજ વનમાં એકલાં જઇ બેસવું. કુંજ વનમાં આવ્યા પછી પણ મનને શાંતિ મળે નહી, એકાંત મળે નહી, અને સાયંકાળે પક્ષીઓએ તો એવો કિલબિલાટ કરી દીધો કે ન પુછો વાત; વળી મનમાં આવ્યું કે, નૌકામાં બેસી આ ઠેકાણે આવી બેસું, જોઇએ વિશ્રાંતિ મળે છે !"

"વાહ, તુંતો મ્હોટી લ્હેરી છે પણ મેહેર, તને એકાએક આવી વિભ્હળતા આવવાનું કારણ ?"

"ઓતે કેવો પ્રશ્ન, બાઇ ? મને એવુ લાગ્યું કે, આપ પર કાંઈપણ સંકટ આવનાર છે. એક વખત મનમાં એમ પણ આવ્યું કે, હવે પુનઃ આપનાં દર્શન સુદ્ધાં થવાનાં નથી. એક નહી ને બે, પણ આઠ આઠ દિવસ થયાં આપ આવ્યા નહી તેમજ કાંઇ સમાચાર ન મળે, ત્યારે હજારો વાતે. મનમાં આવી તેમાં આજ તો..." આટલું બોલતાં ઓચિતી તે બોલતી અટકી ગઇ.

રામરાજાએ તેને પાસે લઇ તેનુ મુખ ઉચું કરી પુછ્યું:—"તેમાં આજ તો...' આટલું બોલી અટકી કેમ ?"

"કંઇ નહી, અમરતી." એટલું બોલી મેહેરજાને તે વિષય બદલતાં કહ્યું. "મ્હારા મનની ચમત્કારિક સ્થિતિ થઇ છે. ક્ષણે ક્ષણે કયાંના કયાં વિચારો આવી ધસડી જાય છે, હમણાજ આપણે બેઉ નૌકામાં બેઠા પછી નૌકા જ્યારે ચાલવા લાગી, ત્યારે મ્હારા મનમાં શું આવ્યું, તે જો કહું તો તમને હસવું આવશે, કિંવા કોણ જાણે મ્હારાપર ક્રોધ પણ ચઢે."

"ક્રોધ આવે, ત્હારાપર ? મેહેર, સ્વપ્ને પણ ધારતી નહી. માત્ર મ્હારા પર તને કયારે ક્રોધ આવે, અને તું મ્હારો કયારે દ્વેષ કરવા લાગે

તેનો નિયમ નહી. એવું મ્હારા મનમાં વારંવાર મને ભય લાગે છે."

"શું ?" મેહેરજાન એકદમ પાછળ હઠી રામરાજા તરફ જોતી બોલી "શું ? આપપર મને ક્રોધ આવે, અને આપનો હું દ્વેષ કરૂં ? એવું આપના મનમાં આવે છે ? એવું કેમ મનમાં લાવો છો ? મ્હારી એવી કઇ વર્તણુક આપને નજરે પડી ?"

આ બોલતાં મેહેરજાનના ડોળામાંથી અશ્રુ ટપકયાં, અને કંઠ પણ ગદગદીત થઇ ગયો, છેવટે તો તે રડવાની અણી પર આવી, અને એકદમ બોલી:—"પરસ્પર વિષે આવા વિચાર મનમાં આવે નહી તેનો ઉત્તમ માર્ગ એ કે મ્હારા મનમા જે વિચાર અત્યારે આવ્યો તે ખરો કરવો."

રામરાજાઃ—"તે ઉત્તમ માર્ગ કયો, બોલ જોઉં. પછી આપણે તે સ્વીકારશું કે નહી, તે ઠરાવશું."

"મ્હારા મનમાં એમ આવ્યુ હતું, કે આપણે આ નૌકામાં બેસી, નૌકા ચાલતાં, એકમેકને પ્રેમથી ખુબ જોરથી બાથ ભરવી, અને તેવામાં આ નૌકા આપણાસહ પુષ્કરિણીને તળીયે બુડે."

આ શબ્દો કાને પડતાં રામરાજાના અંગપર કંપારી છુટી. સર્વ અંગ થરથરવા લાગ્યું. મૃત્યુ આ શબ્દ કિંવા તત્સુચક બીજો શબ્દ કોઇના પણ મુખમાંથી સાંભળે તો તેના અંગમાં તરત ધ્રુજરી છુટતી. તે શૂરવીર હતો. તેણે પોતાની પચ્ચીસ વર્ષની ઉમ્મરમાં બે યુદ્ધમાં પરાક્રમ દાખવ્યું હતું, અને રણાંગણમાં મૃત્યુનું અત્યંત ઉગ્ર સ્વરૂપ પ્રત્યક્ષ જોયુ હતું, પરંતુ અકસ્માત મૃત્યુનું નામ સાંભળતાં તેના મુખનું પાણી ઉડી જતું. તે ઘણો મહત્વાકાંક્ષી હતો. પોતે પોતાના આયુષ્યક્રમમાં ઘણાં ઘણાં પરાક્રમનાં કૃત્યો કરી, કેટલું બધું માન મેળવવું, એક પદીથી બીજી અને બીજીથી ત્રીજી પર એમ ચઢતાં ચઢતાં છેક ઉંચ્ચ પદ્દી પર જઇ પહોંચવું. આ તેની જબરજસ્ત આકાંક્ષા હતી. પણ મેહેરજાને કહ્યું તેવું જો પોતાને અપ મૃત્યુ આવે તો પછી શું રહ્યું ? આવો વિચાર તેના મનમાં તરત આવ્યો, તદપિ તે બ્હાર ન દાખવતાં હસતો બોલ્યો.

"વાહ! ત્હારી આ ઇચ્છા વિલક્ષણ ખરી, પણ તેમ થવામાં માત્ર એક ન્હાનકડી અડચણ છે। તે કેમ દુર થાય?"

"તે કઇ અડચણ વારૂં?" મેહેરજાન તત્કાળ બોલી.

"અડચણ એટલીજ, કે, મને ઉત્તમ રીતે તરતાં આવડે છે, અને દુર્યોધન પ્રમાણે જળસ્તંભન વિદ્યા પણ આવડે છે, પાતાળ પર્યંત પણ જો ડુબ્યો, તોપણ હું પુનઃ ઉપર આવી શકીશ, એટલુંજ નહી પણ તને સુદ્ધાં બુડવા નહી દઉં. એક વખત ત્હારો પ્રાણ બચાવ્યો તે આમ ગુમાવવાને કે?"

તે સાંભળી મેહેરજાન હસી અને બોલીઃ—"એક વખત મ્હારો પ્રાણ બચાવ્યો, તેના ઇનામ તરિકે મેં મ્હારો આ દેહજ આપને અર્પણ કર્યો. પણ હવે જો બીજી વખત મ્હારો પ્રાણ બચાવશો તો શું અર્પણ કરૂં? હવે અર્પણ કરવાને મ્હારી પાસે રહ્યું છે શું?"

"એકાદ વખત મ્હારાથી જો કાંઇ અપરાધ થાય તો ક્ષમા કર, કિંવા મ્હારો પ્રાણ બચાવવાની જો સંધિ તને આવે તો તે બચાવ એટલે થયું."

"વાહવા! વાહવા! આપપર આવો પ્રસંગ આવે નહી, અને તેવા પ્રકારના ઉપકારનો બદલો વાળવાનું મ્હારે હાથે બનવાનો વખત પણ આવ્યો નહી."

રામરાજા એટલામાં બોલી ઉઠયોઃ—"ઠીક, પણ હવે સવારના મ્હારા પાછા જવાના વખત સુધી અહીં નૌકામાંજ વખત ગાળવો છે કે શું?"

"એટલે? સવારના પહોરમાંજ જનાર? વાહ! આઠ દિવસે મ્હોડું દેખાડી, એક દિવસ પણ નહી રહો? હું જવા દઇશ નહી."

"પ્રિયા," રામરાજા અત્યંત પ્રેમથી બોલવા લાગ્યો. "તને મેં કહ્યું નહી, કે ગત વર્ષે જે મ્હારી સ્થિતિ હતી તે હવે નથી. હવે કૃષ્ણદેવ મહારાજ મને ક્યારે બોલાવે, અને શું કામ આપે તેનો નિયમ નહી, હવે આ પ્રમાણેજ હું ક્યારે ક્યારે....."

"ત્યારે મને આપ આપને ત્યાંજ લઇ જઇ રાખોને; આપે મને આપની પટરાણી તો કરી છે."

"હા, હા, ના કોણ કહે છે. પણ કૃષ્ણદેવ મહારાજની પ્રસન્નતા

જોઇ તેની સંમતિ મેળવ્યા પછી તે વાત પ્રસિદ્ધ કરવાની, ત્યાં સુધી પ્રસિદ્ધ કરવાથી શો ઉપયોગ ?"

આ વિષય રામરાજાને ઘણો અપ્રિય હોય એવું તરતજ દેખાયું, કારણ તરતજ વાત ઉડાવતાં તે આગળ બોલ્યોઃ—

"ત્હારા મનમાં અહીંજ બેસી રાત્રિ કાઢવી છે તો કાંઇ હરકત નહી, પણ એકાદ સુંદર ચીજ તો સંભળાવ. પણ જો અષ્ટપદીજ ગાજે. મને તે ઘણી પ્રિય છે."

મેહેરજાન આ સાંભળી હસી અને બોલીઃ—"જેનું જે, તે તેને પ્રિય. લ્યો સાંભળો." એટલું બોલતાં તેણે પોતાના પ્રિયપતિને આલિંગન આપ્યું અને નીચે આપેલી અષ્ટપદી ગાવાનો આરંભ કર્યોઃ—

રાગ—કર્નાટ.

નિંદતિ ચંદન મિંદુ કિરણ મનુ વિંદતિ ખેદમધીરમ,
વ્યાલ નિલય મિલનેન ગરલમિવ કલયાંત મલય સમીરમ;
માધવ મનસિજ વિશિખ મયાદિવ ભાવતયા ત્વપિ લીના.
સી વિરહે તવ વિના.

પુનઃ તેના મંજુલ અત્યંત મધુર સ્વરથી—તાનથી સર્વ કુંજવન નાદ બ્રહ્મના આનંદથી ડોલવા લાગ્યું. આટલો વખત આ દેખાવ જોતો સ્તબ્ધ રહેલો વાયુ પણ હવે જોરથી વ્હેવા લાગ્યો. ઝાડો પણ ડોલવા લાગ્યાં. ચંદ્ર પણ નીચે ઉતરવા લાગ્યો. આવી સ્થિતિમાં મેહેરજાન અષ્ટપદીની લયમાં નિમગ્ન હતી, ત્યાં રામરાજાએ તે ધ્વજ સ્તંભને બાંધેલ નૌકા છોડી, અને કિનારા તરફ હંકારી. મેહેરજાન ગાનના નાદમાં ગુમ હતી, નૌકા રામરાજાએ છોડી, અને કિનારા તરફ વહે છે તેનું ભાન પણ તેને ન્હોતું. નૌકા તીરે લાગતાંજ "પ્રિયે મેહેર, હવે અહીંની ઠંડી ત્હારાથી સહેવાશે નહીં; ચાલ મંદિરે ચાલ." એમ બોલતાં એક ન્હાના બાળકને જેર જુલમથી પકડી—ઉંચકી લઇ જઇએ, તેમ તેને પકડી કિનારે ઉતારી, મંદિર તરફ લઇ ચાલ્યો.

# પ્રકરણ ૨ જું.

## આશાભંગ ભામિની.

" ગયો ચંદ્ર ક્ષિતિજ તજી ક્યાંય ?
પડ્યું તિમિરે કુસુમ મીચાય ! "

( સરસ્વતીચંદ્ર. )



દુઃખનાં તુટયાં ઝડ,
આભ તુટી શીરપર પડે;
તું સમા મુજ પ્રાણ,
વિયોગે કેમ રહી શકે.



છુટ જાયેં ગમકે હાથોંસે,
જો નિકલે દમ કહી;
ખાક અયસી જિંદગી પર,
તુમ કહીં ઔર હમ કહી.

( નઝીર. )



મેહેરજાનને ગાઢ નિદ્રા લાગી હતી ખરી, પરંતુ તે નિદ્રામાં જાગૃત હોય તે પ્રમાણે વારંવાર નિઃશ્વાસ નાખતી હતી, અને કેટલા કેટલા કરૂણોદ્ગાર કાઢતી હતી ! રામરાજા તેની પાસે બેઠો હતો તે તેની નિદ્રાનું

પહેલું ભ્રમણ હતું, અને તેથી તેને સર્વ શૂન્યવત થઇ, તે ઇહલોકમાં શરીરથી માત્ર હતી. તેનો આત્મા કયાં પણ ભ્રમણ કરતો હતો. તે યોગથી તેના જડ શરીરથી રામરાજાએ પોતાને છોડાવ્યો, તે તેનાથી સમજાયું નહી. પરંતુ તે તેનું મસ્તક નરમ રેશમી ઓશીકાપર મુકી, ત્યાંથી ગયા પછી થોડા વખતમાં તે આત્માએ તે શરીરમાં પુનઃ પોતાનો વ્યાપાર શરૂ કર્યો. તેને સ્વપ્ન આવવા લાગ્યાં. કિંવા જાગૃતાવસ્થામાં તે દિવસે બનેલ બનાવોની પુનરાવૃત્તિ સુષુપ્તાવસ્થામાં થાય છે એવો તેને ભાસ થયેલો હોવો જોઇએ. તે પોતાના બાહુ ઉંચા કરી કાંઈ પણ દેખાડતી હતી, કિંવા વચ્ચેજ કોઇને બોલાવતી, કોટી કરતી હોય તેવું દેખાતું, વચ્ચેજ નિઃશ્વાસ નાંખતી, વળી તેના ઓષ્ટ કાંઇ લવારો કરતા, કયારે કયારે તો મ્હોટેથી શબ્દો ઘણા ગભરાયલા પ્રમાણે બ્હાર પડવા લાગ્યા, અને કાંઇ ભયંકર સ્થિતિમાં આવી પડેલ મનુષ્યની ચર્યા પ્રમાણે તેની ચર્યા થઇ. એક વખત તો તે ઘણી ગભરાઈ, અને પલંગનો દાડો જોરથી પકડવા લાગી, અને એકદમ ઓચિંતી કારમી ચીસ પાડી; પલંગની કિનારી પર આવી એકદમ ભોંય પર પડી.

માર્જીના પેલી બાજુની કોટડીમાં પોતાની બાઇ કયારે ઉઠશે એમ પોતા સાથે વિચાર કરતી બેઠી હતી, તેણે આ ચીસ સાંભળી, એકદમ ગભરાતી તે મેહેરજાનના શયનખંડમાં દોડી આવી, અને જુએ છે તો મેહેરજાન બેશુદ્ધ થઇ અસ્તાવ્યસ્ત જમીનપર પડેલી. તેની પાસે દોડી, અને “ બાઇ સાહેબ, બાઇ સાહેબ, આમ કેમ પડયાં ? ” એવું કરૂણ સ્વરથી બોલતી તેને ઉઠાડવા લાગી. પાસેના ચૌરંગપરથી સુરાઇ લીધી, તેમાંથી પાણી લઇ તેના નેત્રોપર લગાડી મુખપર છાંટયું; અને તેને ઉચકી બેસાડવા લાગી, ત્યાં મેહેરજાને એકદમ બીજી ચીસ પાડી અને “ નહીરે નહી, આમ મને...” એવા કાંઇ શબ્દો અસ્પષ્ટ રીતે ઉચ્ચારતી માર્જીનાને બાથ ભીડી કે પોતાની બાઈના અંગમાં આટલું બળ કયાંથી આવ્યું એવું મનમાં આવી માર્જીના આશ્ચર્ય ચકિત થઇ, તેને બોલાવવાનો માર્જીનાનો

ક્રમ ચાલુજ હતો, અને પુનઃ તેને પલંગપર સુવડાવવા અને પોતાને ઘાલેલ બાથ છોડાવવાનો યત્ન પણ તેણે ચલાવ્યો.

માર્જીના સુમારે ચાળીશ વર્ષની પુખ્ત સ્ત્રી હતી. તેને મેહેરજાનપર પોતાની પુત્રી પ્રમાણે પ્રેમ હતો. આથી તેની આ અવસ્થા જોઇ તે ઘણી દુઃખી થઈ. તેના નેત્રોમાંથી અશ્રુ વ્હેવા લાગ્યાં. અત્યાર સુધી મદદ માટે બીજા કોઇ નોકરને પણ બોલાવવાનું તેને ભાન રહ્યું નહી. પરંતુ હવે તેને શુદ્ધીપર લાવવા શા ઉપાય યોજવા તેની સુજ પડી ત્યારે એકદમ "ધન-મલ્લ! ઓ ધનમલ્લ!" એવી મ્હોટેથી બુમ પાડી. તે સાંભળતાં એક કાળો મ્હોટો ભરાઉ અંગનો માણસ ઉતાવળો ઉતાવળો અરધાંપરધાં વસ્ત્રો પહેરેલો તેની સામે આવી ઉભો.

તેને જોતાંજ માર્જીના બોલીઃ—"જુએ છે શું? મને મદદ કર. બાઇ સાહેબને પલંગપર સુવડાવવા ઉપાડવા મદદે લાગ, કોણ જાણે ઉંઘમાં ભય પામ્યાં કે શું થયું? પણ એવ સરખી ચીસો પાડે છે. ત્રણ વખત ચીસો પાડી. ઉઠાડવાનું કરૂં છું તો તે ઉઠતાં નથી. ત્યારે હવે પલંગપર સુવાડી હું પાસે બેસું છું." ધનમલ્લ આગળ આવ્યો, અને મેહેરજાનને ધીમેથી એકાદા નાજુક ફૂલ પ્રમાણે ઉંચકી પલંગપર મુકી. પરંતુ પલંગપર તેને મુકી એટલીજ વાર, તે એકદમ ચીસ પાડી ઉઠી બેઠી, અને ગભરાતી ગભ-રાતી ચોપાસ નજર ફેરવતી જોવા લાગી. તેની સામે માર્જીના અને ધન-મલ્લ ઉભાં હતાં, પણ તે બેઉ તેને બીલકુલ દેખાવાં ન જોઇએ એવું તેના જોવાપરથી લાગતું હતું. તે પોતાના સ્વપ્નમાં જે કાંઈ પરિસ્થિતિમાં હતી તેથી બીજું કાંઇ જોઇ શકતી ન્હોતી એમ કહો, કિંવા અદ્યાપિ તે પરિસ્થિતિજ ચોપાસનું દૃશ્ય ઓછું ઓછું દેખાતું હોય એમ કહો, પણ તે કાંઇ વિલક્ષણપણે ચોપાસ જોતી હતી; ત્યાં એકાએક પલંગ પરથી નીચે કુદી અને "માર્જીના, માર્જીના" એમ મ્હોટેથી બુમો પાડવા લાગી. માર્જીના ત્વરાથી તેની પાસે જતી બોલી, "બાઇ સાહેબ, આજ તમારી આવી સ્થિતિ કેમ થઇ? તમે ગાઢ નિદ્રામાં હતાં, ત્યાં એકાએક ચીસો

પાડતાં પલંગપરથી કુદયાં ! કાલ રાત્રે એકલાં પુષ્કરિણીમાં અને કુંજવનમાં ગયાં, ત્યાં કાંઈ છળ તો નહી થયું ? ભૂત, પ્રેત, જીનની પીડા તો નહી હોય ? જુઓ, જુઓ, હું તમારી સામે ઉભી છું. આ ધનમલ્લ પણ અહીં ઉભો છે; અને આમ શું કરો છો ?"

માર્જીના એકંદર શું બોલી તે સર્વ મેહેરજાને સાંભળ્યું કે નહી તે કોણ જાણે. કારણ તે વચ્ચેજ બોલી ઉઠીઃ—"માર્જીના હું ક્યાં છું ? તે ક્યાં ગયા ? મને ધકેલી દેતા હતા—અરે દેતા હતા કેમ ? મને ધકેલી દીધીજ, એવો મને ભયંકર ભાસ થયો. એક વખત લાગ્યું કે, મને ક્યાં ઉંચે શિખરપર લઇ જઇ ત્યાંથી ખીણમાં ધકેલી દે છે.' વળી એક વખત લાગ્યું કે, અમે બેઉ નોકામાં બેસી પુષ્કરિણીમાં ક્રિડા કરતાં હતાં, ત્યાં એકદમ મને તેમણે ઉંચકી પુષ્કરિણીમાં ફેંકી દીધી. આવાં આવાં ચમત્કારિક સ્વપ્ન પડયાં. જોઉં છું તો હજુ હું અહીંજ છું, અને અને આ કોણ ? એજ—એજ હતો કાગ—એમણે મને ફેંકી દીધી, ત્યારે તેમની પુઠે ઉભો હતો ? એજ હતો—એજ..."

માર્જીનાઃ—"બાઇ સાહેબ, આપ આમ ગાંડા પ્રમાણે શું બોલો છો ? મજાના આ પલંગપર પોઢયાં હતાં, અને એમણે શિખરપરથી ધકેલી દીધાં, પુષ્કરિણીમાં ફેંકી દીધાં, એવું શું કહો છો ? અરે અહીંજ છો તમે; અને આ આપનો મુંગો ધનમલ્લ બિચારો ક્યાંએ ગયો નથી. મને તો લાગે છે કે કાલ રાત્રે આપ એકલાં કુંજવનમાં ગયાં, ત્યાં ભૂતે તમને ડરાવ્યાં, નહીં તો આવું તમારા મનમાં ક્યાંથી આવે ? હવે મ્હારૂં સાંભળી જરા સ્વસ્થ પડો, પુનઃ નિદ્રા લ્યો, પછી હું આપને કાંઇક વસ્તુ આપીશ."

મેહેરજાનનું તેના બોલવા તરફ જરા પણ લક્ષ્ય નહોતું. તે એક સરખી ચોપાસ જોતી હતી. ફકત 'પછી હું આપને કાંઇક વસ્તુ આપીશ.' એ શબ્દો માર્જીનાએ ઉચ્ચાર્યા તે સાંભળ્યા, અને એકદમ તેને કહ્યુંઃ—"પછી શું ? મેં જોયેલ તે સર્વ સ્વપ્ન નહી ? સ્વપ્ન જ. હું મ્હારા ખંડમાં છું ખરી, પણ તે ક્યાં ગયા ? શું ચાલ્યા ગયા ? માર્જીના તું

હમણાં શું બોલી ? મને શું આપનાર છે ? લાવ શું છે, લાવ લાવ, હું હવે જાગૃત થઇશ ત્યારે તે કેમ ગયા વગેરે વિચાર કરતી બેસીશ, ધારી, તેમણેજ કાંઇપણ વસ્તુ મને આપવા આપી હશે ? એકાદી ન્હાની છોકરીની માફક મને સમજાવવા કાંઇપણ આપ્યું હશે...ઠીક, માર્જીના, જતાં જતાં તને કાંઇ પૂછ્યું ? મેં તને કહ્યું હતું કે, તેમને કહેતી નહીં તે બાબતનું કાંઇ પુછ્યું ? પુછ્યા વગર રહ્યાજ નહી હોય-બોલ, બોલ, તને તે પુછ્યું ? ”

“ હા, પુછ્યું, મેં કહ્યું નહી, છતાં અતિ આગ્રહ કર્યો, ત્યારે તેમની પાસે મ્હારૂં શું ચાલે ? પછી સર્વ મ્હારે કહેવું પડ્યું. ”

આ સાંભળતાં મેહેરજાનના મનમાં અતિ આનંદ થયો, પણ તે બ્હાર ન દેખાડવાની વ્યર્થ ખટપટ કરતી કૃત્રિમ ક્રોધ કરતી બોલી:—“ શું કહ્યું? મેં તને ઠરાવી ઠરાવી કહ્યું હતું કે કહેતી નહી, છતાં કહ્યું, નહી ! ઠીક, પણ તે સાભળતાં તે શું બોલ્યા ? તેમની ચર્ચા કેવી થઇ ? તેમને કેટલું સમાધાન થયું ? કાંઇ બોલીશ કે નહી ? આ મુઓ એક મુંગો છે તેવીજ તુંએ મુંગી થઇ કે શું ? બોલ, બોલ, તને રંગ કેવો દેખાયો ? ”

શું ઉત્તર આપવો તે માર્જીનાને સુઝયું નહી. તેતો મેહેરજાન તરફ સ્વસ્થપણે જોતી ઉભી ઉતાવળી થતી મેહેરજાન પુનઃ પુછવા લાગી:— “ અરે તું આમ મુખસ્તંભ જેવી કેમ ઉભી રહી ? બોલ, બોલ, ઠીક, મને શી વસ્તુ આપનાર છે તું ? લાવ ક્યાં છે તે, આ ભયંકર સ્વપ્ન પછી મને એમ ભાસે છે કે, તેમણે જતાં જતાં જે કાંઇ મ્હારે માટે આપ્યું છે તે જોઇને પણ સમાધાન કરીયે. માર્જીના, તેમનો મ્હારાપર કેટલો બધો પ્રેમ ! કાલ પુષ્કરિણીમાં નૌકામાં મેં સહજ જ વિનોદમાં કહ્યું કે, આ નૌકા ઉંધી પડી આપણે બેઉ ડુબીયે તો કેવું સારૂં ! ત્યારે તે તે કહે કે તું પાતાળમાંએ જાય, તો પણ હું તને ઉપર ખેંચી લાવીશ. અરે લાવ, લાવ, તેમણે શું આપ્યું છે તે લાવ. ” એટલામાં તેની દ્રષ્ટિ ધનમલ્લપર પડી,

કે લાગલીજ તેને ઉદ્દેશીને બોલી:—"કેમ હજુ અહીં ઉભો છે. ચાલ, ચાલતો થા—જા—અહીંથી."

ધનમલ્લ તે સાંભળી વિલક્ષણ પ્રકારે હસ્યો. મ્હોટેથી હસ્યો ન્હોતો. કેવળ મુખ મલકાવ્યું, અને પુનઃ શંભુ પ્રમાણે ઉભો રહ્યો, પણ બીજીજ ક્ષણે બ્હાર જવા લાગ્યો. માત્ર જતાં જતાં તેણે અર્થપૂર્ણ દ્રષ્ટિ પાછી ફેંકી, ને પછી બ્હાર ગયો. ધનમલ્લ કોલસા જેવો કાળો હતો. પરંતુ તેલમાં કોલસાને ઘુંટી તે મિશ્રણને જેવી ચકાકી આવે છે તેવું ચળકતું તેનું કાળાપણું હતું. તેના ડોળા ઘણા પાણીદાર હતા, તેના કાનમાં હીરાનાં કુંડળ હતાં, તેના કેસ કાળા ભોર અને ખુબ લાંબા હતા, તેણે તે કેસોનો અંબોડો વાળ્યો હતો, અને અંબોડામાં ફૂલોનો એક ન્હાનકડો તુરો ખોસ્યો હતો, હાથમાં બે સોનાનાં કડાં હતાં, તે કદાવર અને હૃષ્ટપુષ્ટ હતો.

તેના ગયા સાથેજ મેહેરજાન બોલી:—"માર્જીના, શું વસ્તુ આપનાર હતી તે લાવ, અને જતાં જતાં તેમણે શું શું કહ્યું તે કહે, આમ ઢીલ કેમ કરે છે. બોલ."

"બાઇ સાહેબ, આટલી ઉતાવળ શું કરવા કરો છો? આપ હજુ હમણાંજ જરા શાંત થાઓ છો, હમણાં જ ઉઠયાં છો. વસ્તુ આપી છે તે કયાં નાશી જાય છે; રામરાજાએ આપ માટેજ આપી છે, હંમેશ પ્રમાણે એકાદ દાગીનો અને એકાદ પ્રેમપત્રિકા એજ બીજું શું હશે?"

મેહેરજાન:—"માર્જીના, જે કાંઇ એમણે આપ્યું છે તે પહેલાં મને આપ, પછી જ હું અહિંથી ઉઠીશ. લાવ, લાવ, શું આપ્યું છે તે લાવ."

આ પ્રમાણે એક સરખું બોલતાં માર્જીનાનું માથું પકાવવા લાગી અને માર્જીનાએ બે થેલી લાવી પોતાની સ્વામિનીની સામે મુકી. એક થેલી મેહેરજાને ઉંચકી તેમાંથી એક પત્ર બ્હાર કાઢયો. થેલી ઉઘાડી જોતાં તેને કેટલો બધો આનંદ થતો હતો તે તેની મુખ ચર્યાપર સ્પષ્ટ દેખાતું હતું. પત્ર ઘણો લાંબો તેમ ઘણો ટુંકો પણ ન્હોતો. તે હાથમાં લીધો, વાંચવો શરૂ

એટલી ઉગ્ર અને સંતપ્ત દેખાતી હતી કે, મુખમાંથી શબ્દ સુદ્ધાં કાઢવાની તેની છાતી ચાલી નહી. મેહેરજાનને આટલી સંતાપેલી તેણે આજ ઘણે વર્ષે જોઇ હતી. છેક બાળપણે–મેહેરજાન બે ત્રણ વર્ષની હતી ત્યારથી તેને સંભાળવાને માર્જીનાને તેના પિતાએ રાખી હતી. ત્યારથી માર્જીનાને મેહેરજાનના સ્વભાવની પૂર્ણ માહિતી હતી. મેહેરજાન ન્હાનપણમાં ઘણી હઠીલી, ઘણી તામસી હતી, પણ પછી સુમારે દશ અગ્યાર વર્ષની થયા પછી તેની હઠ, તેનું તામસીપણું પૂર્વ પ્રમાણે વારંવાર દ્રષ્ટોત્પત્તી થતું નહી. ક્યારે એકાદ વખત આવે તો તે અત્યંત ઉગ્ર સ્વરૂપમાં આવે. પછી મેહેરજાન બાર વર્ષની થઇ ત્યારે તેની માતા મૃત્યુ પામી, અને તે પછી મેહેરજાનનો હઠીલો અને સંતાપી સ્વભાવ કવચિત્ કોઇની દ્રષ્ટિએ આવતો. જો કોઇને પણ આવે તો તે ફક્ત માર્જીનાનાજ અનુભવમાં આવતો. એનું કારણ ન્હાનપણથી જ તે માર્જીના પાસે આઠે પ્રહર ગાળતી; ત્યારે તેનો જે આનંદ થવાનો કીંવા ક્રોધ, સંતાપ થવાનો તે માર્જીના પાસે અને માર્જીના પરજ! માર્જીનાજ તેની માતા. તેનો પિતા. ખાનજમાન મહમુદખાન ગોવળકોંડાનો એક સરદાર હતો. મુસલમાની પદ્ધતિ પ્રમાણે તેને બેચાર સ્ત્રીઓ હતી, સિવાય તેનું જનાનખાનું પણ મ્હોટું હતું. અર્થાત મેહેરજાન અને તેના પિતાનો ઘણો નીકટ સબંધ હજુ ક્યારે પણ આવ્યો જ ન્હોતો. મહમુદખાનની મરજી કોઇ વખત મરીયમબી–મેહેરજાનની માતાના મહેલ તરફ લાગે ત્યારે મેહેરજાન અને તેની ગાઠ પડતી, અને તે વખતે થોડુંઘણું લાડ તે લડાવતો, તેજ મેહેરજાન ઉપવર થઇ અને તેના સૌંદર્યની ખ્યાતિ તેના જનાનામાંથી બહાર પડી. ઘણા બીજા સરદારોને કાને ગઇ, ત્યારે તેની માંગણીઓ થવા લાગી. પરંતુ મહમુદખાન થોડો આળસુ કરી કહો, કિંવા તેની તે સંબંધી ઘણી મહત્વાકાંક્ષા થઇ કરી કહો, તે કોઇની પણ માગણી તરફ વિશેષ લક્ષ આપતો નહી. તેના મનમાં અહમદ નગર કે બીજા કોઇપણ બાદશાહના તખ્ત સાથે સંબંધ જોડવાનું છે એવું તેની બરોબરીના સરદારો કહેતા હતા. તે જોઇએ તેમ હો, પરંતુ

આટલી વાત ખરી, કે તેના આળસની બક્ષીસ કહો, કિંવા તેની મહત્વાકાંક્ષાનું પારીપત્ય કહો. મેહેરજાનને એમજ મ્હોટી થવા દઇ, તેના તરફ દુર્લક્ષ રહેવાથી અનપેક્ષિત એવો ત્રીજોજ પ્રકાર થયો. તે શું અને કેવો, તેનું વર્ણન વાચકને આગળ ઉપર મળશે, હાલ તો માર્જીનાની મુંજવણ માત્ર વીલક્ષણ હતી એટલી વાત ખરી.

મેહેરજાન સંતાપે ત્યારે તેની વિરૂદ્ધ બોલવાની જરા પણ કોઇની હિંમત ન્હોતી. તે સંતપ્ત સ્થિતિમાં કોઇનું પણ લેશ માત્ર પણ સાંભળનાર નથી એ અનુભવ માર્જીનાને પક્કો થયો હતો. ત્યારે આ સ્થિતિમાં "હા, હા" કર્યા ઉપરાંત બીજો ઉપાય ન્હોતો. મેહેરજાનની ચિત્તવૃત્તિ શાંત થયે જોઇ લેવાશે એવો વિચાર કરી તેણે "હો, આપ જશો ત્યાં આ માર્જીના આવવા તૈયાર છે." એવું કહ્યું. આ પત્રમાં શું છે, અને આટલો સંતાપ આપને કેમ આવ્યો, અને આપ જનાર ક્યાં, એવો પ્રશ્ન સુદ્ધાં તેણે કર્યો નહીં. માર્જીનાએ આવું વર્તન કર્યાથી મેહેરજાન જરા નરમ થઇ; અને વિચાર કરતી બેઠી, હવે અહીંથી જવાનો નિશ્ચય કેવે પ્રકારે અને કેટલી ત્વરાથી પાર પાડવો, એજ વિચાર તેના મનમાં ચાલ્યો હતો, કેટલોક વખત તે વિચાર ચાલ્યા પછી તે બોલી:—માર્જીના, હવે મ્હારા મનમાં આ જગ્યામાં પાણી સુદ્ધાં પીવાનું નથી. ત્હારાં વસ્ત્રો મને આપ. હું તે પહેરીશ, ત્હારોજ બુરખો લઇશ. હું આવી ત્યારના મ્હારી સાથેના જે થોડાઘણા દાગીના છે, તે સાથે લે, તેમાંથી એકાદ ક્યાં વેચીશું, અને આગળ વધશું. હવે એક ક્ષણ પણ વીલમ ન કર, ચાલ ઉઠ. ત્હારાં કપડાં લાવ-જુએ છે શું ?"

માર્જીના આ સાંભળી ચકીત થઇ; અને બોલી:—"મેહેરજાન, તમે મ્હારાં કપડાં પહેરનાર! મ્હારો બુરખો લેનાર! અને અહીંથી જનાર! કાંઇ પણ ન લેતાં જશો, એટલું બધું મનમાં આવવાનું કારણ પણ શું બન્યું તે તો કહો ?"

"માર્જીના, માર્જીના, તને જોઇએ તેમ કર. તેની સાથે મ્હારે બોલવાનો માત્ર પ્રસંગ આવે નહી એવું કરજે. બાકી અહીંથી નાસી છુટવા જોઇએ તે કર."

માર્જીના આ પ્રમાણે આજ્ઞા લઇ લાગલી જ ધંનમલ્લને મળી અને કહ્યું:—"બાઇ સાહેબના મનમાં હમણા ને હમણા સંગમપલ્લીના શહાનવાજને-તકીએ જઈ દર્શન લેવાની ઇચ્છા થઇ છે. કાલ રાત્રે-અરે રાત્રી શાની છેક છેલ્લે પ્રહરે તેને નિદ્રા આવી. ત્યારે તેમના સ્વપ્નમાં તે પીરૂ આવ્યા અને દિવસ ઉગતાં જ પ્રભાતે તું મ્હારે દર્શને આવ, એવી આજ્ઞા કરી. તો હવે તું રથ જોડી અમને લઇ ચાલ. પીરનાં દર્શન લીધા વગર અમે અન્ન પાણી સુદ્ધાં લેનાર નથી."

ધનમલ્લ આ સાંભરી ચકિત નેત્રે તેની સામે જોઇ રહ્યો. ત્યારે માર્જીના પુનઃ બોલી:—"અરે આમ ગાંડા જેવો જોતો શું ઉભો છે? તને તેમના નિશ્ચયી સ્વભાવની શું ખબર નથી? તેમણે એક વખત હઠ લીધી તો તે ફરી થવીજ જોઇએ. તું મુંગો મુંગો રથ જોડી લાવ. તેમાં વળી આ પીરનાં દર્શનનું કામ છે તો તે દર્શન લીધા વગર અન્ન પાણી સુદ્ધાં લેનાર નથી. જા જલદી જા. રથ લઇ આવ-જા; તુંજ રથ હાંકજે, જા."

તેમાં છેવટના "તુંજ રથ હાંકજે-જા." એ વાકયો સાંભળતાં ધનમલ્લે ડોકું ધુણાવ્યું.



# પ્રકરણ ૪ થું.



## પંખેરૂ ઉડયાં !



Memories have a none in keeping,
If times i held you near my heart,
If dreams when we were near to weeping,
That dawn should bid us rise & part.

માર્ગમાં જતાં માર્જીના અને મેહેરજાન એક બીજા સાથે એક શબ્દ સુદ્ધાં બોલ્યાં નહી. માર્જીના પોતાના મન સાથે નાના પ્રકારના તર્ક વિતર્ક કરતી હતી, પણ મેહેરજાનને પુછવાની તેની હિંમત ચાલી નહી. અહીં મેહેરજાન તો અત્યંત સંતપ્ત થઈ હતી. તે સંતાપથી કિંવા સંતાપયુક્ત ઉદ્વેગથી તે સ્તબ્ધ બેઠી હતી. તે અવાસથી જલદી અને જેટલું દુર જઇ શકાય તેટલું જલદીથી જવું જોઇએ. આ એક વિચારે તેના મનને વ્યાપ્ત કર્યું હતું. સિવાય ધનમલ્લ દેખતાં કાંઇ પણ બોલવું પણ ઇષ્ટ ન્હોતું. આથી રથમાં તે ઉભય પોતપોતાને સ્થળે તદ્દન સ્તબ્ધ બેસી ઉપર કહ્યા પ્રમાણે પોતાના મન સાથે જે કાંઇ વિચાર કરતાં હોય તે ખરાં.

મેહેરજાનના કુંજવનથી સંગમપલ્લીની દરગા સુમારે છ કોસ દુર હતી. તે દરગામાંના પીરની ખ્યાતી ઘણી હતી. સગમપલ્લી ગામ વીજયાનગર અને મુસલમાની રાજ્યની હદપર, પરંતુ વીજયાનગરના તાબાનું હતું. ત્યાં ઘણી ખરી વસ્તી હિંદુઓની હતી. પરંતુ આ દરગાની ખ્યાતી અતિશય હોવાથી, ત્યાં મુસલમાનો પુષ્કળ આવતા. સિવાય, તેની ઉત્પન્ન પણ ઘણીજ હોવાથી, અને ત્યાં દર ગુરૂવાર અને શુક્રવારે ફકીરો અને ગરીબ

ગરબાને પુષ્કળ ખેરાત થતી હોવાથી તેવા લોકોનો પણ મ્હોટો જમાવ થતો. તે પીરની ઘણી માનતા મનાતી. મેહેરજાન પણ આ દરગામાં અનેક વખતે આવતી. તેમજ તેની પણ તે પીર સાહેબ પર ઘણી દ્રઢ શ્રદ્ધા હતી.

મેહેરજાનના રથના બેલ મ્હોટા પાણીદાર અને સારી મજલ મારનારા હોવાથી, તેમને આ છ કોસનો પ્રવાસ કાંઈજ ન્હોતો તે હાં હાં કરતાં દરગાનાં દ્વાર પાસે આવી થંભ્યા. ધનમલ્લે રથને દરગાના મ્હોટા દરવાજા પાસે થોભાવ્યો. રથ ઉભો રહેલો જોતાં મેહેરજાનને વિલક્ષણ પ્રકારનું સમાધાન થયા પ્રમાણે થયું. તેણે દીર્ઘ છુટકારાનો દમ ખેંચ્યો, અને લાગલી જ રથમાંથી નીચે ઉતરી, અને માર્જીનાને કહ્યુઃ—ચાલ, જલદી ઉતર, પછી લોકોની ભીડ થયા પછી..."

ત્યાં તો માર્જીના નીચે ઉતરી અને બોલીઃ—"ભીડ થઇ તો શું થયું. વળી સાહેબ આપને દર્શન કરવાને કયારે પણ અડચણ પડવા દે છે કે ? અમારી ડોસીના અંગમાં તમારા જેવી ચપળતા કયાંથી!" એટલું મેહેરજાનને કહી, ધનમલ્લ તરફ ફરી બોલીઃ-"તું તે ઝાડ નીચે રથ છોડ. હંમેશ પ્રમાણે અમે દર્શન કરી આવીયે કે..." પરંતુ આગલા શબ્દો સાભળવા પણ ધનમલ્લ ઉભો રહ્યો નહી. તેણે તો લાગલો રથ હાંકયો અને તે ઝાડ નીચે ગયો. "મુઓ, કેવો ઉતાવળાયો છે!" એવા અર્થના શબ્દો ઉચ્ચારતી માર્જીના મેહેરજાનને લઇ દરગાના ચોગાનમાં દાખલ થઇ.

અહીં ધનમલ્લે રથ લઇ જઇ, ઝાડ નીચે છોડયો. સાથે થોડો ચારો લાવ્યો હતો; તે બેલોને ખાવા નાંખ્યો, અને બેલોને ઝાડના થડ સાથે બાંધ્યા. પોતે પોતાની એક કાળી ધોંગડી લાવ્યો હતો તે જમીન પર પાથરી તે પર સુતો. પાંચ દશ મીનિટમાં તો ગાઢ નિદ્રાવશ થયો. કલાક થઈ, બે, ત્રણ કલાક થઇ, તેને કોઈ ઉઠાડવા આવ્યું નહી, અર્થાત્ તે ત્યાં સુધી જાગૃત પણ થયો નહી. તે હજુએ ઉઠયો ન હોત પણ એટલામાં બેલોએ કાંઇ ગડબડ કરીઃ તેના ગડબડાટથી સ્વારી ચમકી ઉઠી. જુએ છે તો એક

બેલ ખુબ દોરી ખેંચી ખેંચી તોડી છુટી ગયો, કુદવા લાગ્યો, અને ત્યાંથી નાઠો. તેને પકડવા ધનમલ્લે તેની પુઠ પકડી, પણ ઘણે વખતે તે બીજાના હાથમાં આવ્યો અને તેની મદદથી તેને પકડી પાછો લાવ્યો, અને ઝાડ સામે પુનઃ બીજા બેલ પાસે બાંધ્યો; અને પછી માર્જીના અને મેહેરજાન અદ્યાપિ કેમ આવ્યાં નહી તેની તપાસ કરવા તેનું ચિત્ત ગુંથાયું.

ઉપર વર્ણવ્યા પ્રમાણે પ્રકાર બનતાં ઘણો વખત વહી ગયો. ત્રીજો પ્રહર વીતી ગયો. તેઓ હજી આવ્યાં નહી માટે હવે તપાસ કરવી જોઇએ એવું ધારી, ધનમલ્લ દરગામાં ગયો, અને તેમને શોધતો અહીં તહીં ભમવા લાગ્યો. પરંતુ તેને મેહેરજાન કિંવા માર્જીના ક્યાંએ દેખાયાં નહી. ચોપાસ તેમને શોધતો ફરી વળ્યો પણ તેમનો પત્તો મળ્યો નહી, કદાચ બાગમાં ગયાં હશે ધારી ત્યાં ગયો પણ ત્યાંએ ન મળે. પુનઃ દરગામાં આવ્યો ત્યાં ઘણી ગર્દી થઇ હતી. પુષ્કળ તપાસ કરી પણ વ્યર્થ. શોધતાં શોધતાં સાયંકાળ થઇ–સુર્યાસ્ત થયો. તે અતિશય ગભરાયો. તેણે ઘણી ઘણી તપાસ કરી. તે મુંગો હતો–કિંવા બોલી શકતો પણ મુંગાનો સ્વાંગ ભજવતો હતો–તેથી કહો પણ તેણે ઘણા ઘણાને હાથની ચર્યાની નીશાનીઓ કરી કરી પૃછા કરી; પણ કોઇએ પણ ખબર આપી નહી. મેહેરજાન અને માર્જીના પીરનાં દર્શનાર્થે તે દરગામાં આવતાં ત્યારે તે ઘણોખરો સાથે આવતો હોવાથી ત્યાંનો મુખ્ય વલી તેને ઓળખતો હતો, તેની પાસે તે ગયો, અને પોતાની સ્વામિની અને માર્જીના વિષે નીશાનીથી પુછ્યું. દર્શન કરી તેમને પાછા ફરે બે પ્રહર થઇ ગયા એમ વલીએ કહ્યું, પણ તેનાથી વધુ ખબર તે આપી શકયો નહી. ત્યારે ખીન્ન થતો, હતાશ થતો પાછો ફર્યો અને એક ઝાડ નીચે ઘણો વખત નિશ્ચિંત થઇ બેઠો. હવે શું કરવું ! આ બેઉ મળતાં નથી, એમ સમજી પાછા ફરવું કે શું કરવું ? એજ તેને મ્હોટો પંચાત પડી. સ્વામીને શું જવાબ આપવો ? અરે પણ એ ગયાં ક્યાં ? સ્વામી શું કહેશે ? તેને તેમની ચોકીપર રાખેલ, અને આમ ગાફેલ કેમ રહ્યો ? એને જવાબ શું આપીશ ? વગેરે એક પછી એક

વિચારે તેને વધુને વધુ ગુંચવ્યો. આ દરગામાં તો તેઓ ગયાં. મને લાગે છે કે તેઓ દગો કરી નાસી ગયાં હશે ? એનો પત્તો કેમ મળશે ? કયાં છુપાયાં હશે ?" વગેરે નાના પ્રકારના વિચાર તેના મનમા આવવા લાગ્યા. છેવટે મનમાં કાંઇ નિશ્ચય કરી, રથ જોડયો. રથ એકદમ હાંકયો, અને વિજયાનગરનો માર્ગ લીધો, અને રામરાજાને સર્વ ખબર કરવા એ પોતાનું પહેલું કર્તવ્ય ધારી તેણે ઉપલો માર્ગ ગ્રહણ કર્યો.

દરગાથી વિજયાનગર લગભગ અઢાર કોસ દુર હતું. પરંતુ પુર વેગથી રાતોરાત આ અંતર કાપી પોહ ફાટતાં જ પોતાના સ્વામીની હવેલી પાસે આવી રથ ઉભો કર્યો તે હવેલીમાં દાખલ થયો, ત્યાં સુર્યોદય થયો. બેલોને તેણે દશ કલાકમાં વીસામો સુદ્ધાં આપ્યો નહતો, માર માર કરતો ત્યાં લાવ્યો હતો. બેલ પણ તેવાજ મજબુત હતા. હવેલીએ પહોંચતાં બેલની તજવીજ થઇ, અને પોતાના માલેક રામરાજાને તે ઉઠતાંજ પોતાની વર્દી પહોંચે એવી ખબરદારી વાપરી.

શિરસ્તા પ્રમાણે સવારે ઉઠયા પછી તરતજ વર્દી પહોંચી. તરત ધનમલ્લને સન્મુખ બોલાવ્યો, ધનમલ્લ શું કહે છે તે સાંભળવા રામરાજા ઘણો ઉત્સુકય હોય એવું દેખાયુ. ધનમલ્લે એક વખતે ચોતરફ સશંક મુદ્રાએ જોયુ. રામરાજાએ તેને કહ્યું "બોલ, બોલ, અહીં કોઇ બીજો સાંભળે એમ નથી."

તે સાથેજ ધનમલ્લ એકદમ કર્નાટકી ભાષામાં બોલ્યો;—"પંખેરૂ ઉડયાં ! તેમણે મને ફસાવ્યો."

આ સાંભળતાંજ રામરાજા એકદમ સંતાપી બોલી ઉઠયો;—"મુર્ખ, શું કહે છે ? તને તેની પાસે રાખ્યો, મુંગાનો પાઠ ભજવાવ્યો તે આટલાજ માટે કે ? એક દિવસ મને "પંખેરૂ ઉડયાં" એ કહેવા માટે ? કયાં ઉડયાં ? કેવી રીતે ઉડયાં ? તું શું કરતો હતો ? તેં જવા કેમ દીધાં ? બોલ, શું હકીકત છે ?"

ધનમલ્લઃ—"આપ શાંતપણે સર્વ સાંભળો તો કહું. હકીકત સાંભળી

મ્હારી તેમાં બીલકુલ કસુર નથી એ આપને સહજ જ સમજાશે. ન સાંભળતાં ઠપકો આપો તો મ્હારે કાંઇ કહેવું નથી. ત્યાં જેવો મુંગો તેવો અહીં પણ મુંગો."

લાગલોજ રામરાજા બોલ્યો:-"બોલ, બોલ, જે કહેવું હોય તે કહી નાખ ઝટ!"

ધનમલ્લે આગલા દિવસની સવારમાં થયેલ સર્વ હકીકત કહી. રામરાજાએ તેનું કહેવું સાંભળી લીધા પછી પુછ્યું, "તેમણે સાથે સામાન સુમાન શું લીધો હતો?"

"એક સુતળીનું વીંટળું સુદ્ધાં નહી. દરગામાં જતી વખતે હંમેશાં જે સામાન લે છે તે સુદ્ધાં નહી. ત્યારે તેમને પાછા આવવું નથી એ કલ્પના પણ મને કેમ થાય?"

"દરગામાં તેં તપાસ શું કરી?"

"જેટલી તપાસ શકય હતી તેટલી કરી. અને વધુ વખત ત્યાં ગુમાવવો વ્યર્થ ધારી આપને ખબર કરવાને ત્વરાથી અહીં આવ્યો."

પરંતુ રામરાજાનું ધ્યાન તેના બોલવા તરફ ન્હોતું. તેના મનમાં જુદા જ વિચાર ચાલી રહ્યા હતા. તેણે છેવટે ધનમલ્લને "તું જા, સંધ્યાકાળ પર્યંત વિશ્રાંતી લે. સંધ્યાકાળે હું તને બોલાવીશ અને શું કરવું તે કહીશ. હમણા મ્હારી નજર સામે પણ ઉભો રહેતો નહી" એવી તાકીદ કરી. ધનમલ્લ તો બિચારો આવા હુકમનીજ રાઉ જોતો હતો, તે હુકમ છુટતાંજ તત્કાળ છુટકારાનો દમ ખેંચતો ત્યાંથી નીકળી ગયો.

અહીં રામરાજા થયેલ બીના પર ઘણો વિચાર કરતો બેઠો. થયેલી બીના એક પ્રકારે પોતાના હીતની જ થઇ એવું તેના મનમાં આવેલું દેખાયું. મેહેરજાન તરફ તેનો અતિશય પ્રેમ હતો એવું વાંચકને પહેલા પ્રકરણમાં દેખાયું હશે, તે પરથી કલ્પના કરતાં વાંચકને એમ લાગવું સહાજીક છે, કે, મેહેરજાન કુંજવનમાંથી નાશી ગઈ એવું કાને પડતાંજ તેનું ચિત્ત અતિ ક્ષુબ્ધ થઇ તેણે તેની શોધ માટે વીલક્ષણ ખટપટ કરવી જોઇએ, સ્વતઃજ

દપરના સંગમપલ્લી ગામની દરગામાં મળવાનો સંભવ છે, એવું કાનપર આવ્યાથી, શું છે તેનો સ્વતઃ શોધ કરવા માટે તાબડતોબ નીકળી ત્યાં જતો હતો. મુહૂર્ત ઠરાવવાના કામમાં મ્હારી શી જરૂર છે? મહારાજાને હું આવા મહત્વના કામ માટે ગયો છું એમ કહો એટલે થયું. કાંઇ પણ મ્હોટી ગડબડ છે એવી બાતથી મળતાં, તરત તેની તપાસ કરવા જાઉં, નહી, તો પછી કોણ જાણે કદાચ ધોખો પણ ખવાઈ નુકશાનીમાં ઉતરવું પડે.”

તિરૂમલ્લરાયને આ તેનું બોલવું કેટલી હદ સુધી ખરૂં લાગ્યું. તે કોણ જાણે. કોને ખબર, આ કહે છે તે કદાચ ખરૂં હશે તો, એવું પણ તેના મનમાં આવ્યુ, તદપિ તેની ચર્ચા અતિશય ચિંતામય દેખાતી હતી; તે આજ કારણથી દેખાતી હશે એવું તેને લાગ્યું નહી, પરંતુ પોતાના મનમાં શું લાગ્યું હતું તે તેણે બ્હાર ન જણાવતાં કહ્યુંઃ—“ મહારાજે બોલાવ્યા છે, તો આ વખતે તેમની પાસે જઇએ, અને આ સમાચાર તેમને કાને નાંખીયે. તેમને જણાવવામાં શું ખોટું છે? તેમણે જલદીજ બોલાવ્યા છે. તેમનાં દર્શન લે, આ બાતમી આપ, અને તેમની આજ્ઞા લઇ જા.”

રામરાજાને આનો શું ઉત્તર આપવો તે સૂઝ્યુ નહી, તે કિંચિત્ ગ્રોભ્યો. પછી ત્રાસીને બોલ્યોઃ—“ આવી નાનીસુની વાત તેમના કાનપર નાખવી શા માટે જોઇએ? અમસ્તી તેમના મનમાં ચિંતા કરાવવાનો શો હેતુ? તમે જ જાઓ. સિવાય, શું ગડબડ છે અને શુ નથી તેની જ પક્કી બાતમી હજુ મને પણ ક્યાં મળી છે? કાંઇ પણ ગડમઠ છે અને તે દરગામાં તેનું બીજ છે એટલાજ ખબર આવ્યા છે. ત્યારે તરત જ ઉઠી એકલાજ તેની પક્કી તપાસ કરી આવવાનો બેત કરી નીકળવાની તૈયારી કરી. મને તો લાગે છે કે મુહૂર્ત વગેરે કામમાં મ્હારી કાંઇ પણ જરૂર નથી. મહારાજા છે, આપ છો, જ્યોતિષી છે.”

રાજારામ આ પ્રમાણે બોલી, પોતાના ભાઇ તરફ નિશ્ચયપૂર્વક સુદાથી જોવા લાગ્યો. તિરૂમલ્લરાય તેનો વડીલ બંધુ ખરો, પરંતુ તે બેઉમાં ત્રણ વર્ષનો અંતર હતો, તે એક, અને રામરાજાના તેજ પાસે તે શીક્કો પણ

પડતો. ન્હાનપણુથી તે બેઉ એકત્ર રમતા ત્યારથીજ પ્રકાર આવો. રામરાજાએ હુકમ કરવો, અને તિરૂમલ્લરાયે તેનો અમલ કરવો; પછી તિરૂમલ્લરાયને આ હુકમ પ્રમાણે વર્તવાનું ગમે કે ન ગમે. આજ સ્થિતિ હમણા સુધી હતી. રામરાજાએ ઉપર પ્રમાણે કહેવાથી તિરૂમલ્લરાય નિરૂત્તર થયો. રામરાજા પોશાક પહેરવા લાગ્યો. છેવટે તિરૂમલ્લરાયે પુછ્યું:-"ત્યારે શું? મહારાજાને શું કહું?

રામરાજા:-"કહો, કે આવાં આવાં કારણોથી તે ગયો છે, મુહૂર્ત વગેરે આપને ઠરાવવું હોય તે ઠરાવો. આ બાબતમીમાં શું તથ્ય છે કે શું નહી તે મને જણાતાંજ સવિસ્તર હકીકત કહેવા હું પાછો સત્વર આવું છું. ભાઇ, તમને ખબર નથી. આ આપણું આટલું વિસ્તાર પામેલું મહારાજ્ય કોયથી દેખી શકાતું નથી. તેઓ ક્યારે પણ એકત્ર થઇ આપણા પર હલ્લો કરશેજ, અને આપણને તેમનાં હાડકાં ખોખરાં કરવાં પડશેજ. એટલેજ હું હમેશાં કહું છું, ના કે સૈન્ય હજુ વધારો. આપણને આ ત્રિકુટથી, ચૌકુટથી કે પંચકુટથી ઘનઘોર સંગ્રામ કરવોજ પડશે તે બધા પર આપણે એક સરખી નજર રાખી છે. હું તો એ સંબંધી ઘણો ઘણો જાગૃત રહું છું. તુંગભદ્રાની આ તરફ એ ગુલામોનો પગ સુદ્ધાં પડવા ન દેવો જોઇએ. આ તેમની દરગાહ મ્હારી આખમાં કસ્તરરૂપ છે. ક્યારે પણ ત્યાંથી દગો થશે; એવું મ્હારા મનમાં વારંવાર આવ્યા કરે છે, પણ પ્રસંગ આવશે ત્યારે........પણ હાલ તેનો વિચાર શા માટે? પ્રસંગ આવે જોઇ લેવાશે. ત્યારે તમે જાઓ છો, ના? તમે જાઓ. મહારાજાને સર્વ કહો. કાળજી કરવાનું રતીભાર પણ કારણ નથી, માત્ર બાતમી આવી છે, બીજ શું છે તે જોઈ આવું છું. ચાર પાંચ દિવસ લાગશે, મનમાં કાંઇપણ લાવશો નહી. સ્વસ્થ રહો. જાઓ, જાઓ ભાઇ, હું પણ જાઉ છું. ફક્ત બીજ થયું તો તે શું-વિષનું બીજ. ક્ષણભર સુદ્ધાં તેને ટકવા દેવુ ન જોઇએ."

રામરાજા આ પ્રમાણે એક સરખો બોલતોજ ગયો. તેને આમ અતિશય બોલવાથીજ જરા આરામ લાગતો હશે એમ દેખાયું. છેવટે તિરૂમલ્લ-

આપણે આપણો પ્રેમ જગમાં જાહેર કરિયે તો તે આપણી ભવિષ્યની મહત્વાકાંક્ષાની આડે આવશે. મહારાજાની પટરાણી થવાની મહત્વાકાંક્ષા હોવાથી હાલ આપણો સર્વ પ્રેમ તદ્દન ગુપ્ત રાખવો જોઇયે. ઇત્યાદિ વીગત પોતે તેને મૃદુ ભાષામાં લખી, છતાં પોતાને લાગતી હતી તે પ્રકારની અસર તેના મનમાં કેમ ન થઇ ? તે આ સ્થિતિમાં સમાધાન માની કેમ ન રહી ? તે કયાં ગઇ હશે ?

એવા પણ અનેક વિચાર વચ્ચે વચ્ચે તેને ગુંચવતા તેના મનમાં ઘોળાતા. તેની મહત્વાકાંક્ષા અનિવાર્ય હતી. તેના મનમાં મેહેરજાન પર પ્રેમ પણ નિશ્ચક હતો. પરંતુ પ્રેમ અને મહત્વાકાંક્ષા આ બેઉમાં પ્રેમ કરતાં મહત્વાકાંક્ષાની સરસી થઇ. તેણે પ્રેમને કમી કીંમત આપી. માત્ર પોતાના મનનું સમાધાન કરી લીધું હતું કે, એક વખત મહત્વાકાંક્ષા પૂર્ણ થઇ કે, પછી પ્રેમમાં રતીભાર પણ કમીપણું આવવા દેઇશું નહી. એવું જ કાંઇ પણ તેણે મેહેરજાનને લખ્યું હતું. યોગ્ય વખતે તે પત્ર વાંચકને વાંચવા મળશે.

રામરાજા ઘણો મહત્વાકાંક્ષી હતો. કૃષ્ણદેવ રાજાના જામાત્ર થવાથી, પોતાના હાથમાં વિજયાનગરના સર્વ રાજયસૂત્રો આવશે; ત્યારે આ સંધી જવા ન દેવી, પોતે વિજયાનગરના રાજયનો સૂત્રધાર થયો, એટલે જોઇએ તેમ વર્તવાને કાંઇ પણ અડચણ આવશે નહી. તે સ્થિતિએ પહોંચ્યા સુધી મેહેરજાનને ગુપ્તપણે રહેવા સુચવવું જોઇએ, અને પોતા તરફ તેનો અત્યંત પ્રેમ હોવાથી તે અનુકુળ થશે, એવા તેના મને રમ્ય મિનારા ચણ્યા હતા. અર્થાત્ જ મેહેરજાન અક્ષેપ થઇ, એ સાંભળતાંજ પ્રથમ તેના મનને ધક્કો લાગ્યા જેવું થયું. ક્ષણમાં, થયું, તે પણ ઠીકજ થયું, એમ પણ આવ્યું, પરંતુ પુનઃ મેહેરજાનથી વિખુટા પડવું પડયું તે પણ લાગી આવી દુઃખ થયું, પણ તે ગઇ હશે તો ઘણો વખત કયાંએ રહેશે નહી. તેને પુનઃ મળી પૂર્વવત્ વાતચીત કરી, અને થોડા દિવસ ગુપ્ત રહેવામાં કેટલો બધો ફાયદો થનાર છે, અને પોતે કેવા મ્હોટા ભાગ્યપર ચઢનાર છે, અને એક

વખત તે ભાગ્ય પ્રાપ્ત થયું, એટલે તેને પણ કેવી પદ્ધિ મળનાર છે, તેનું સુંદર ચિત્ર તેની નજર સામે ખડું કરીશું, કે તે પુનઃ પોતાના પ્રેમ પાસમાં બદ્ધ થઇ રહેશે. એવી તેને આશા ઉત્પન્ન થઇ, અને પોતાના બંધુને ઉપર લખ્યા પ્રમાણે સમજાવી આ તરફ આવ્યો.

પરંતુ ઉપર કહ્યા પ્રમાણે તે મહેલમાં કેટલો વખત આંટાફેરા ખાધા પછી તેનાથી ત્યાં રહેવાયું નહીં. પોતે આ કામમાં નીચપણાનું વર્તન કર્યું છે. પોતે આવો વિશ્વાસઘાત કરવાથી તેના અંતઃકરણમાં કેટલું બધું દુઃખ થયું હશે ! અહીં કેટલો વખત રોકાઇ, સર્વ વાત ખુલ્લી રીતે તેને કહી તેની અનુમતિ મેળવવી મુસ્કેલ ન હતી, પરંતુ તેમ ન કરતાં તેને ભરૂસે સુની મૂકી એકાદા ચોર પ્રમાણે પોતે અહીંથી નીકળ્યો. તેમ તે રાત્રે પુષ્કરિણીમાં કેવા કેવા પ્રકારનું બોલવું થયું—આ નાવ જો બુડે—આપણુ બેઉ સહિત બુડે, તો કેવું સારૂં, એવા અર્થનું બોલવું થયું, મરતાં સુધી આપણો ઉભયનો વિયોગ થાઓ નહી, એવી ઇચ્છા કરનારી તે પ્રેમ મુર્તિને પોતે તે નંતર બે ઘટિકા અંદર વિશ્વઘાતી પ્રમાણે તોડી છોડી ચાલતો, થયો—અરેરે કેવી ભૂલ—આ સર્વ શું કર્યું ?

આવા વિચાર તેના મનમાં એક સરખા ઘોળાવા લાગ્યા. આ કુંજ વનનો પ્રત્યેક પ્રદેશ તેને કાંઇને કાંઇ વિશેષ પ્રેમ પ્રસંગનું સ્મર્ણ કરાવવા લાગ્યો. માત્ર જે ખંડમાં પલંગપર તેને સુતી મૂકી પ્રયાણ કર્યું હતું, તે ખંડના દ્વાર પાસે સુદ્ધાં કેમે કરી તેને જવાની હિંમત થઇ નહી. તેણે બ્હાર બ્હારથી જ વખત વીતાડયો. સવારથી કાંઇપણ ઉપહાર કર્યો ન હતો, છતાં તેનું સુદ્ધાં તેને સ્મર્ણ થયું નહીં. ફરતાં ફરતાં તે કુંજવનના મધ્ય ભાગમાં વહેતી પુષ્કરિણીને તીરે ગયો. ત્યાં મેહેરજાનની નૌકા દ્રષ્ટિએ પડી અને આગલા દિવસની રાત્રિની નૌકા ક્રિડાનું સ્મર્ણ થયું, બે ત્રણ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યા. આ વખતે તેનું મન અને શરીર એક ખિન્ન થયાં હતાં. તે કાંઇ વિચાર આવતાં તાબડતોબ ત્યાંથી દૂર નીકળી ગયો. ત્યાંથી

નીકળી એક લતાકુંજમાં જઇ એક શિલા તલપર બેઠો. શું કરવું તે સુઝયું નહીં. ભૂખ અને શ્રમથી તેને ગ્લાનિ આવવા લાગી, અને સહજ તેણે જરા લંબાવ્યું. લાંબો થઈ પડયા પછી થોડી વખતે તેના ડોળા મિંચાયા જેવું થયું. ગ્લાનિથી ભરાયેલા મનુષ્યમાં અર્ધ જાગૃતિ અને અર્ધ સુષુપ્તિ અવસ્થા આવે છે; તેવી જ અવસ્થા તેને પ્રાપ્ત થઇ. આ નિદ્રાવસ્થામાં રામ રાજાને કેટલો સમય ગયો તે સમજાયું નહી. તેને કાંઇ કાંઇ સ્વપ્ન પણ આપવા લાગ્યાં. આ સ્વપ્નોમાં શું શું પ્રકાર દેખાતા હતા તે કહેવાતું નથી, પરંતુ તે સ્વપ્નાવસ્થામાં એકદમ તલવાર ખેંચ્યા પ્રમાણે હાથ કરી ઉઠી, કોઇના પણ અંગ પર ધસવા પ્રમાણે કાંઇ કરવાની સંધિ અને ધનમલનું તેની સન્મુખ આવી ઉભા રહેવું તે એકી વખતે બન્યું. ધનમલ આવ્યો. તે બિચારો ડરતો ડરતો આવ્યો હતો. ત્યાં તો પોતાનો સ્વામિ એકદમ પોતાના અંગપર આ પ્રમાણે ધસ્યો તે જોતાં તે ઘણો ગભરાયો. રામરાજા કોઇનાપર ધસે છે. તેનું તેને ભાન હોય એમ લાગ્યું નહીં, તે ચોપાસ બાહાવરો બની જોવા લાગ્યો. ધનમલ તેની સામે ઉભો હતો, છતાં તેને દેખાયો નહી, પરંતુ આ સ્થિતિ ટુંક જ રહી. તરત તેના ડોળાપરનું તે સ્વપ્ન પટલ દુર થયું. ધનમલપર નજર પડી તે સાથે જ બોલ્યો. "કયારે આવ્યો ? મેહેરજાન કયાં ?"

ધનમલ્લે ગભરાતા ગુગળાતા સાદે ઉત્તર આપ્યો, " સરકાર, કાલે જ વિજાપુર તરફ તેઓ ગયાં છે એવી બાતમી મળી છે."

આ સાંભળતાં ક્રોધથી એકદમ લાલ થઇ રામરાજા તેના અંગપર ધસ્યો અને બોલ્યો, "મુર્ખા ! તને બકરા જેવો અમરતો ઉછેર્યો–પાળ્યો–ત્હારા કરતાં તો એકાદ કુતરો રાખ્યો હોત તો તે સારી રખવાળી કરતો. જા, જા; કાળું કર. મેહેરજાન કયાં છે, તેને શોધી અહીં પાછી લાવે તો જ મને મ્હોડું દેખાડજે. તેમ કર્યા વગર જો તું વિજયાનગરની હદમાં પણ દેખાયો તો તે જ ક્ષણે તને શુળીએ ચઢાવીશ. જા, નીકળી અહીંથી,

અને હું પણ અહીંથી હવે જાઉં છું. કૂતરો—અરે એકાદ રખડતો કૂતરો પણ ત્હારે બદલે અહીં રાખ્યો હોત તો, ત્હારા કરતાં તે વધારે સારી રખવાળી કરત—જા—કાળું કર.”

આમ બોલતો રામરાજા લતામંડપમાથી બ્હાર પડયો. ધનમલ તેના તરફ સંતપ્ત મુદ્રાથી જોતો ઉભો રહ્યો. તે પણ સંતાપથી લાલ થઇ થરથર કાંપતો હોઠથી હોઠ દાબતો જોતો ઉભો. તેના મનમાં કાંઇ પણ ક્રૂર વિચાર આવ્યો હોય એવું સ્પષ્ટ દેખાયું, પરંતુ તે વિચારને આધિન તે થયો નહી. કપાળને આંટીઓ વાળી ડોકું ધુણાવ્યું.

આટલું થયું ત્યાં સાયંકાળ થયો, પરંતુ રામરાજાને ખાવાપીવાની સુદ્ધ પણ રહી નહી. તેણે એકદમ ઘોડાપર સ્વાર થઇ વિજયાનગરની વાટ લીધી. ધનમલ્લે રાત્રિ કુંજવનમાં પસાર કરી. બીજે દિવસે સવાર થતાં ઘોડાપર સ્વાર થઇ નીકળ્યો, અને તુંગભદ્રાની ઉત્તર તરફનો માર્ગ લીધો.



# પ્રકરણ ૬ ઠું.

## રામરાજાની મનઃસ્થિતિ.

યાવતઃ કુરૂતે જન્તુઃ સમ્બધાન મનસઃ પ્રિયાન્ ।
તાવન્તોઽસ્ય નિબન્ધન્તે હૃદયે શોક શઙ્કવ; ॥

Sorrow breaks seasons, & reposing hours;
Makes the night mornoing, & the noon-tide n ght.

( Shakespeare).

ભેળાં ત્યાં નથી જાણવાં,
જાણશો જુજવાં થયે;
સરોવર ઘણું સંભારશો,
હંસા મેરામણ ગયે.
પ્રીત કરી સુખ લેનકો,
ઉલટી ભઇ દુઃખ દેન,
પહેલે આગ લગાયકે,
પીછે ભઇ જીવલેન.

રામરાજા કેવી મનઃસ્થિતિમાં વિજયાનગર પાછો ફર્યો, એ વર્ણન કરી કહેવું ઘણું કઠિણ છે. કેટલો વખત અત્યંત ખેદ, કેટલો વખત અતિશય ક્રોધ, કેટલો સમય પશ્ચાતાપ, તો કેટલો સમય હવે આગળ ઉપર શું કરવું એ બદલના વિચાર, આવા નિર નિરાળા વિકારોએ, કિંવા એક પછી એક, ક્યારે બે સામટા વિકારોએ તેના મનપર રાજ્ય ચલાવ્યું હતું. પ્રેમ, તૃષ્ણા, અને રાજ્ય તૃષ્ણા આ બેઉ તૃષ્ણા એક જ વખત પોતે ચલાવી

લેવાની વ્યવસ્થા કરી શકશે, એવું તેના લોભી મનને પૂર્ણ રીતે લાગતું હતું. પોતે મેહેરજાનને લખેલ પત્ર તેના હાથમાં આવતાં તેને અતિશય માઠું લાગશે, પોતાપર ક્રોધ આવશે, તે કદાચિત્ પોતાની નિર્ભર્ત્સના પણ કરે, પરંતુ એકદમ પોતાને તજી ચાલી જશે, એવું તેના સ્પમામાં પણ આવ્યું ન હતું. તેની પોતે એવી સ્થિતિ કરી નાખી છે કે, પોતાને છોડી જવું તેને તદ્દન અશક્ય જ છે. સિવાય તેની સર્વ વ્યવસ્થા એવી ઉત્તમ પ્રકારે રાખી છે કે, એકાદ મહારાણીની–તેનાપર પ્રેમ કરૂણાની ચક્રવર્તી મહારાજા સુદ્ધાં રાખી શકે નહી. આવી સુખ સ્થિતિ ત્યજી તે દુઃખમય સંસાર–જગમાં કયાં પણ એકદમ નીકળી જશે, એ તેને સંભવનિય લાગ્યું નહી. પોતાનો પત્ર વાંચી પ્રથમ ક્રોધે ભરાશે, સંતાપશે, તડફડશે, પણ પોતાને અહિં આમ જ રહ્યા સિવાય બીજો માર્ગ નથી, એમ જોઇ નિરાશ થઇ–ખિન્ન થઇ એમ જ કાળ કાઢવા માંડશે, નંતર અહિં પોતાની લગ્ન વિધિ પૂર્ણ થયે, થોડા દિવસ પછી ત્યાં પાછા આવીશું, તે દરમ્યાન તેના શોકનો આવેશ અને ખેદ પણ ઘણો કમી થઇ તે તે જ સ્થિતિમાં સમાધાન માની રહેવા તૈયાર થશે, પછી પોતે ત્યાં ગયે પુનઃ પૂર્વવત્ પ્રેમાલાપ કરીશું, તે આમ આત્મ સ્થિતિ વિસરશે, અને આપણે આપણી પ્રેમતૃષ્ણા પૂર્વવત્ તૃપ્ત કરતાં સુખમાં કાળ ગાળીશું. આ પ્રકારે પોતાની મહત્વાકાંક્ષા પણ તૃપ્ત થશે, અને પોતાની પ્રેમાકાંક્ષા પણ તૃપ્ત થશે. એવી તેને પૂર્ણ અપેક્ષા હતી. પરંતુ મેહેરજાનનુ વર્તન તેની અપેક્ષાથી તદ્દન ઉલટું થયું. આથી તેને અત્યંત નિરાશા થઈ. પોતાનું સર્વ ધોરણ ચુકયું, એ જોઇ તેને ઘણો ખેદ થયો. તેને ક્રોધનો ઝટકો લાગી, તેના જોમમાં તે નીકળી જશે એ કલ્પના જ તેના મનમાં આવી ન હતી. ઇતર કારણોથી તે નાહીશી થાય નહીં, એ માટે જે બંદોબસ્ત રાખવો જોઈએ તે કર્યો જ હતો, આથી તે તદ્દન નિશ્ચિન્ત હતો. આ નિશ્ચિંતપણું જ આપણને નડયું. તેને પોતાની સ્થિતિ અને ઇચ્છા પ્રથમ પત્રદ્વારે જણાવી એજ મ્હોટી ભૂલ કરી

વિજયાનગરમાં શું ચાલ્યું છે, તે તેને અણુમાત્ર પણ ન જણાવતાં સર્વ વાત બન્યા પછી તેને સર્વ કહી તેના મનનું શાંતવન કર્યું હોત તો કાંઇ પણ બગડત નહી તેમ કર્યું નહી એ જ ભૂલ, એવું લાગી તેને સ્વતઃના મૂર્ખપણા બદલ ક્રોધ ચઢયો. ધનમલ્લ જેવો અત્યંત વિશ્વાસુ માણસ તેની સંભાળ માટે રાખ્યો, તે પણ ગાફલ રહ્યો તેથી તેના પર પણ અતિ સંતાપ થયો, આ પ્રકારે કાંઇ ખેદ, કાંઇ પોતાની મૂર્ખાઇ બદલ સંતાપ, કાંઇ ધનમલ્લના ગાફલપણા બદલ ક્રોધ, કાંઇ દરગા પાસે હતી અને પીરના દર્શન કરવા જવા માટે મેહેરજાનતે રજા આપેલી એ જ મ્હોટી ભૂલ કરી એવું લાગી તે બદલ પશ્ચાતાપ—એકંદર ખેદ, સંતાપ અને પશ્ચાતાપ એ ત્રણ વિકારોથી વ્યાપેલી મન.સ્થિતિમાં રામરાજાની સ્વારી વિજયનગર તરફ પાછી ફરતી હતી તેની આ ચમત્કારિક મનઃસ્થિતિનું પરિણામ બિચારા ઘોડાને માત્ર અતિ વિલક્ષણ રીતે સોસવું પડતું હતું. કયારે વચ્ચે જ તેને એકાદ એડી લાગે, કયારે લગામના જોરથી આંચકો લાગી ત્રાસ થાય. તે ઘોડો અત્યંત તેજસ્વી, અને રામરાજાનો માનીતો હતો. પોતાના સ્વામીએ આવા પ્રકારનું સ્વછંદી, લહરી વર્તન આજ પર્યંત પોતા સાથે કર્યું હોય એવું તેને સ્મર્ણમાં ન હતું. એથી તેને પણ કાંઇને કાંઇ થતું હોય એમ દેખાતું, તે પણ ચાલતાં ચાલતાં વચ્ચે જ ડોળા ઉપર કરી આજ પોતાના સ્વામીને થયું છે શું, એ જાણવા માટે તેની ચર્યા તરફ જોવાનો યત્ન કરતો.

પરંતુ પોતાને થયું છે શું, એ સ્વામીનું સ્વામીને જ સમજાતું ન હતું, તો તે બિચારા ઘોડાને કેમ સમજાય ? તે જાણવા માટે તે ઉંચી ડોક કરે, કે ઉલટું " આ ઘોડો પણ આજ આમ ભ્રમિષ્ટ પ્રમાણે કેમ કરે છે" એવું મનમાં આવી સ્વામીએ તેને લગામનો આંચકો માર્યો જ છે, કિંવા એક જોરથી એડી મારી જ છે. આવો પ્રકાર ચાલ્યો હતો. એમ થતાં થતાં આ તેજસ્વી ઘોડાને એકદમ જાણે કેમ પોતાના સ્વામીની લહરી વર્તણુંકનો

ક્રોધ આવી તેને એક વખત ત્વરાથી લઇ જઇ, તેના મહેલમાં નાખું, એવો નિશ્ચય જ કર્યો હોય એમ દેખાયું, કારણ તે એકાએક બેફામપણે ચાલવા લાગ્યો–ભડકી નીકળ્યો. રામરાજાને તે એક દ્રષ્ટિએ હિતકર જ થયું. તેને તેથી ભાનપર આવવું પડ્યું. ભાનપર આવી તે તે રોકવા ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ ઘોડો ચોપગે પુરપાટ છુટયો હતો; હવે છેક વિજયાનગરમાં તેના મહેલના દ્વાર પાસે જઇ ઉભા રહેવું એવો ઘોડાએ દ્રઢ નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું, અને પોતાનો તે નિશ્ચય તેણે પાર પાડયો. હમેશાં લાગનારા વખત કરતાં પોણા, કિંબહુના તે કરતાં પણ કમી વખતમાં તેણે પોતાના માલેકને તેના મહેલમાં લાવી છોડયો. રામરાજા એકદમ નીચે કુદયો, અને હમેશની રીત પ્રમાણે તેણે ઘોડાની પીઠ થાબડી શાબાશી આપી. સ્વામી આમ એકદમ આવી પહોંચ્યો જોતાં ચકિત થતા દ્વારપાળો પૈકી એક બે જણાએ એકદમ આગળ આવી ઘોડાની લગામ પકડી. માત્ર ત્યાં ચમત્કાર! ઘોડો નીચે તુટી પડયો. શું થયું એમ જોતો રામરાજા ઘોડા પાસે જાય છે ત્યાં તેણે એક દીર્ઘ ઉચ્છવા નાખી પ્રાણ છોડયા.

આ જોઇ રામરાજાના મનને એકદમ ધક્કો લાગ્યો, તે ચકિત અને ખિન્ન થઇ તદ્દન સ્તબ્ધ ઉભો. માણસો દોડતાં આવી જોવા લાગ્યાં. " એને પાગામાં લઇ જઇ દાટો " એવા યંત્રથી ઉચ્ચાર્યા પ્રમાણે શબ્દ ઉચ્ચારી રામરાજા મહેલમાં ગયો. એકદમ કપડાં ઉતારી પલંગપર લંબાવ્યું એક દોઢ દિવસમાં પોતાના પ્રેમનાં બે સ્થાનો નષ્ટ થયાં, એ તેના મનને અત્યંત ચોળવા લાગ્યું. આ બેઉ બનાવ તે મ્હોટા અપશુકન, એવું તેના મનને પકકું લાગ્યું.

રામરાજાના ભાઇ તિરૂમલ્લરાયે તેના માણસોને રામરાજા આવતાં તરત પોતાને વર્દી પહોંચાડવા તાકીદ આપી હતી. તે પ્રમાણે તેને તરત રામરાજાના આવવાના ખબર થયા. તિરૂમલ્લરાયને ખબર મળતાં તે જ ક્ષણે તે ઉઠી રામરાજા પાસે આવ્યો. રામરાજાને આ વખતે કોઇને પણ મળવાની

ઇચ્છા ન હતી. પરંતુ શો ઉપાય ? તિરૂમલ્લરાય મળવા આવે છે એ વર્દી મળતાં ઉઠી મળવું જ જોઇએ. તિરૂમલ્લરાયે આવતાં જ પ્રશ્ન કર્યો:–" તમે જે કાર્ય માટે ગયા હતા તેનું શું થયું ? સાંભળેલી બાતમીમાં કાંઇ તથ્ય છે ?

પોતે જતાં શું કહી ગયો હતો તેનું રામરાજાને પૂર્ણપણે સ્મર્ણ ન હતું, એવું દેખાયું, ઉત્તર આપવા પૂર્વે તે ગુંચવાયો, અને પછી સ્મર્ણ થતાં આવેશથી બોલ્યો;–" જોઇએ તે હો, પણ તે દરગાને પાયામાંથી ઉખેડી નાખવી જોઇએ. આપણા શત્રુનાં સર્વ કારસ્થાનો તે દરગામાં થાય છે, આ મ્હારી પુરેપુરી ખાત્રી થઇ છે. આપણને કયારે પણ દગો થશે તે ત્યાંથી જ થશે, એ પકકું સમજજો. મને હવે રજ માત્ર પણ શંકા નથી. આ દરગાનું જોર દિવસે દિવસે વધવા લાગ્યું છે. પૂર્વે જ્યાં દશ બાર માણસો પણ આવવાની મારામારી, ત્યાં આજ દર ગુરૂવારે બે ત્રણ હજાર માણસોની યાત્રા મળે છે. આ રીતે યાત્રા–ઓરસ કહેતાં લાખ બે લાખની યાત્રા પણ મળવાનો વહીવટ પડવાનો; અને એવી પ્રથા ચાલી, તો પછી ઓચિંતો આપણાપર હલ્લો કરવા તે લોકોને કેટલો વખત લાગશે ? મેં જે બાતમી સાંભળી હતી, તે તદ્દન ખરી–તેમાં પૂર્ણ તથ્ય. મેં હાલ એમ પણ સાંભળ્યું છે કે, બિજાપુર, અહમદનગર અને નિઝામ, એ ત્રણેના વકીલ યાત્રાળુના વેશમાં ત્યાં આવી આપણા રાજ્ય વિરૂદ્ધ કાંઇ ખટપટ કરનાર છે. કોઇ કોઇના રાજ્યમાં જવાથી અમસ્તો ધુમાટો ઉડે, અને ખટપટ પૂર્ણ થયા સુધી–સર્વ રંધાઇ ગયા સુધી બીલકુલ બ્હાર ફુટે નહી. એવી તજવીજ કરવાને આ યુક્તિ રચાઇ છે; પણ મ્હારા દુત ચોપાસ ફરે છે, તેમને દરેક દરેક ગુપ્ત બાતમી મળે છે. આવી કાંઇ બાતમી મળી કે ચાર છ પ્રહરમાં મને ખબર મળ્યા જ, એમ આપ પકકું સમજજો." આટલું બોલી તે અટકયો.

એકાદ માણસને કોઇનાથી પોતાના મનની સ્થિતિ છુપાવવી હોય, તો વ્યાજબી કરતાં વધારે ફાજીલ બોલી બીજાને ચકિત કરવા તે અત્યંત

ખટપટ કરે છે, તેવી ખટપટ અત્યારે રામરાજાએ ચલાવી હતી, તિરૂમલ્લ-રાયને પણ એમ લાગ્યું કે, આજે રામરાજા આટલું બડબડે છે! પરંતુ તેના ખરા કારણથી અજ્ઞાત હોવાથી તેને લાગ્યું કે, તેને મળેલા સમાચારથી તેને અતિશય સંતાપ થયો છે, અને પાછા આવ્યા પછી પોતે તેને પ્રથમ મળ્યાથી તે તેના મનમાં જે કાંઇ છે તે એકદમ બહાર કહાડે છે, ત્યારે તેને જે કહેવું હોય તે કહેવા દેવું, એ જ ઉત્તમ. એમ ધારી વચ્ચે તેણે એક પ્રશ્ન સુદ્ધાં પુછ્યો નહી. રામરાજા અટક્યો, ત્યારે કાંઈ પુછવા જતો હતો, ત્યાં રામરાજા એકદમ બોલ્યોઃ—“ હાલમાં હું ઘણો કંટાળ્યો છું. તેથી હવે વધુ કહેતો નથી. કાલ બધું કહીશ. ઘણી હકીકતો કહેવા જેવી છે. સિવાય બીજા દુત પણ અધિક બાતમીઓ કાઢવા માટે લગાડ્યા છે, તે પણ કદાચ કાલે આવે, પછી કાંઇ વધુ વિચાર કરવો પડશે. અત્યારે મ્હારી સ્થિતિ એવી છે કે, ચાર છ પ્રહર વિશ્રાંતિ લીધા વગર ચેન પડશે નહીં. અહીં શું શું થયું તે સુદ્ધાં હવે પુછવા અને સાંભળવાની હાલ ઉત્સુકતા રહી નથી. આપ અહીં છો ત્યારે સર્વ સારૂં થવાનું જ, ત્યારે પુછવાનું અને સાંભળવાનું શું છે?”

“ અહીંનુ સર્વ ઠીક જ થયું છે, પણ હું કહેતો હતો તેમ જ થયું છે. જ્યોતિષીએ બરાબર ચોથા દિવસનું મુહૂર્ત આપ્યું છે, અને વળી એવું કહ્યું છે, કે, આવું મુહૂર્ત પુનઃ પાંચ વર્ષમાં મળનાર નથી. મહારાજાએ તાબડતોબ તે મુહૂર્ત મુકરર કર્યું, અને સમારંભ શું શું કરવો, સ્વારીઓ જાન વગેરે કાઢવાની તે પાછળથી કાઢીશું એમ ઠરાવ્યું છે. તેમના મને તો નક્કી કર્યું છે, કે આ લગન તાબડતોબ કરી નાંખવા માટે હવે જે કાંઇ કરવું હોય તે કરી નાખવું. હવે ક્યાં પણ આવવા જવાનું કાઢશો નહી. રાજાની મરજી છે ત્યાં સુધી સર્વ સારૂં. એક વખત બગડી કે સર્વ બગડવાનું, માટે હાથ આવેલી તક જવા ન દેવી. આપણો ઉત્તમ સમય હવે આવેલો દેખાય છે......”

પરંતુ રામરાજાએ તેને વધુ બોલવા દીધો નહી; "હું હવે ક્યાંએ જતો નથી, અહીં રહીશ, પણ હવે મને સ્વસ્થ પડવા દો, પરંતુ હાલ મ્હારી એવી સ્થિતિ થઇ છે કે, વિશ્રાંતી અને નિદ્રા આવ્યા સિવાય કશાથી પણ આનંદ થવાનો નથી. શરીરને સુખ હોય તો સર્વ સુખ, નહીં તો શેમાં સુખ લાગે? નિદ્રા લઇ તાજો થઇ સવારે આપની પાસે આવું છું, ત્યાં સુધી મહારાજાને કાંઇ પણ કહી શાંત રાખશો, નહી તો કહેશે કે, પાછો ફર્યા છતાં દર્શન કરવા આવ્યો નહી."

તિરૂમલ્લરાયે જોયું કે અહીં બેસવામાં કાંઇ અર્થ નથી. એની સ્થિતિ ખરેખર ચમત્કારિક થઈ છે. તેથી લાગલો જ ત્યાંથી નીકળી ગયો. તેના ગયાથી રામરાજાને સમાધાન થયું, અને પુનઃ પલંગપર પડયો. માત્ર તે પૂર્વે તેણે પાસબાનોને બોલાવી સખત તાકિદ આપી કે "કોઇ પણ આવે ને કાંઈ પણ કહે તો પણ તમારે મને ઉઠાડવો નહીં. હું આવી તાકિદ કરી સુતો છું એમ કહેજો."

નિદ્રા એ કાંઈ કોઇના હુકમમાં થોડી જ હોય છે! તે જેને જે વખતે જોઇએ ત્યારે તેને મળતી નથી. જેને ન જોઇએ તેનીપર તુટી પડે છે અને જે વખતે ન જોઇએ તે વખતે આવે છે. રામરાજા ખરેખર ઘણો સંતાપ્યો હતો, કંટાળ્યો હતો; પરંતુ કેમે કરી તેને નિદ્રા આવી નહી. બીછાનાપર લેટયો, પણ મન ચોમેર ભમતું હતું. તેને ચેન ન હતું. મેહેર- નજર સામે દેખાતી હતી. તેની સામે કરેલ વર્તન તેના મનને એક સરખું ખાતું હતું. શું તેનાથી સદા માટે છુટો થયો? પુનઃ તે દ્રષ્ટિએ પડશે નહી શું? આવા પ્રશ્નો તેના મનમાં અનેક વખતે ઉદ્દ્ભવતા, અને તેટલો વખત નિરાશાજનક ઉત્તર તેના મનને મળતા. તે કયાં ગઈ હશે? આ વિચાર મનમાં ભરાવા લાગ્યા. વચ્ચે જ મનમાં ભાસતું કે, ક્રોધ કરી મેહેરજાન નીકળી ગઇ છે, તો પણ થોડા વખતમાં પોતાપરનો તેનો પ્રેમ તેને પાછી ખેંચી લાવશે. નિદાન બહાર દુર અંતરપર ગયા પછી ભોગ-

વવા લાગનાર હાલ દુઃસહ થશે એટલે તે પાછી ફરશે. એવી પણ સમજ તેના મને કરી. વળી આવતું કે ધનમલ્લને ખુબ બજાવી કહ્યું છે તેથી તે હવે કાંઇ પણ પત્તો મેળવી જરૂર આવશે. આવા નાના પ્રકારના વિચાર તેના મનમાં એક સરખા ઘોળાતા હતા. રાજા માત્ર થવાની પોતાની પ્રબળ ઇચ્છા-મહત્વાકાંક્ષા. પૂર્ણ થવાને હવે માત્ર ચાર દિવસ બાકી છે એ જણાયા છતાં જે અત્યાનંદ એને થવો જોઇએ તેનાં એકે ચિહ્ન દેખાયાં નહી. મેહેરજાન ગઇ. પુનઃ મળશે કે નહી ? કયાં ગઈ હશે ? તેનુ શું થયું હશે ? આ મેં શું કર્યું ? મ્હારા હાથથી આ શુ થયુ ? આવા નાના પ્રકારના વિચાર-પશ્ચાતાપ લાગી ઉદ્ભવનારા વિચાર-તેના મનમાં ખડા થઇ તેને ગ્લાની આવી, અને તે ગ્લાનીમાં જ અર્ધોપર્ધો નિદ્રામાં ઘોળાયો.



# પ્રકરણ ૭ મું.

## વિવાહ.

The selfish heart deserves the pain it feels.

( Young )

દુઃખનાં તુટયાં ઝાડ,
આભ તુટી શીરપર પડે;
તું સમાં મુજ પ્રાણ;
વિયોગે કેમ રહી શકે.

Sadness follows on joy, and joyon sadness. Fate is amixture of the two.

( F. Carrel ).

રાજારામને નિદ્રામાં સુખસ્વપ્નાં આવ્યાં, કે દુઃસ્વપ્નાં પડયાં, કે સુદ્દલ જ સ્વપ્ન પડયાં નહી એ કહી શકાતું નથી. પણ એટલું માત્ર કહી શકાય છે કે. રામરાજા નિદ્રામાંથી જાગૃત થયો તે કાંઇ મ્હોટી આનંદ સ્થિતિમાં થયો નહી. ચર્ચા ઉદ્વિગ્ન, અને મન અસ્વસ્થ–આ તેની સ્થિતિ હતી. ઉઠતાં પહેલો પ્રશ્ન દ્વારપાળને કર્યો કે,–ધનમલ્લ આવ્યો કે ? બીજો કોઇ આવ્યો હતો ?" અને ધનમલ્લ કાંઇ આવ્યો નથી. સરદાર–દરબારીઓ ઘણા આવી ગયા, હજુર" આ ઉત્તર મળતાં તેણે તિરસ્કાર દર્શક ડોકું ધુણાવી "હં" એમ કરી તેમને પોતાની સન્મુખમાંથી જતા રહેવા ફરમાવ્યું. તે દિવસે તેણે ખાવાપીવાની વાત કાઢી ન હતી, એથી સર્વ સેવકોને આશ્ચર્ય લાગ્યું. પરંતુ કોઇની પણ તેને પૂછવાની હિંમત ચાલી નહી.

તેથી કોઇએ તેને પૂછયું નહી. રામરાજા ઉઠયો ત્યારે ઘણી રાત વહી ગઇ હતી. હવે અત્યારે કોઇ મળવા આવશે એ સંભવતું ન હતું. ધનમલ આવશે એવી તેને આશા હતી. એ માટે તેણે હજુરીયાઓને બોલાવી તાકિદ આપી કે "ધનમલ્લ આવતાં એક ક્ષણ પણ ખોટી ન કરતા તેને એકદમ મ્હારી સમક્ષ લાવજો, હું જો પાછો સુઇ ગયો હોઉં, મને ગાઢ નિદ્રા લાગી હોય તોપણ મને જગાડવા વિલંબ કરશો નહીં."

પરંતુ આ તાકીદની બજાવણી કરવાનું સેવકોને જરા પણ કારણ પડયું નહીં, ધનમલ આવ્યો નહી. તેમ બીજા કોઇ પણ આવ્યા નહીં. ધનમલ્લ આવશે એ આશાથી કહો, કિંવા બીજાં કાંઇ વિચારોથી મન વ્યાપેલું હોવાથી. તેને પુનઃ નિદ્રા આવી નહી. તે કેટલો વખત અહીંથી તહીં આંટા ફેરા કરે, પુનઃ પોતાની બેઠકપર જઇ બેસે, ત્યાં ચેન ન પડે કે બિછાનાપર જઇ પડે, વારંવાર ઉઠી ઉઠી બારીએ જઇ પૂર્વ દિશા તરફ જુએ. રાત્રિ કયારે પુરી થાય એવું તેને થવા લાગ્યું. વખત ગાળવો બહુ કઠણ લાગ્યો.

રામરાજાને તે રાત પર્વત જેવી મ્હોટી લાગી. જેમ તેમ કરતાં તે વિતાડી. પૂર્વ દિશા આરક્ત દેખાવા લાગી સુર્યનાં કિરણ પણ થોડા વખતમાં દેખાવા લાગ્યાં, કાંઇ વખત પછી સુર્ય નારાયણનાં પણ દર્શન થયાં. તે અંધકારમય રાત્રિ પૂર્ણ થઇ, પરંતુ રામરાજાની ઉદ્દેશતા પુરી થઇ નહી. અંધકારમય જગત્પર સુર્યકિરણ આવ્યાં; પરંતુ તેના હતાશ મનપર આશાકિરણ પથરાયાં નહીં; પરંતુ શું ચમત્કાર, આટલો વખત જે રાત કયારે જશે, કયારે પુરી થશે, પુરી કાં થતી નથી. એવું તેને થઇ ગયું હતું, તે પૂર્ણ થતાં હવે પોતાને અમુક કરવું પડશે, અમુક પાસે જવું પડશે, એવું મનમાં આવતાં, તેને લાગવા માડયું કે, તે રાત પુરી થઇ નહોત તો સારૂં હતું. પરંતુ તે ઇચ્છાનો ઉપયોગ શો? તે તો પૂર્ણ થઇ અર્થાત્ તેને ઉઠવું પડયું. તેણે પોતાનું પ્રાતર્વિધિ કર્યું. પ્રાતઃકર્મો કર-

વાનાં તે યંત્ર પ્રમાણે કર્યાં; અને હવે શું કરવું તેના વિચારમાં હતો; ત્યાં તિરૂમલ્લરાય તેને મહારાજાનાં દર્શને જવા માટે લેવા આવ્યો, બેઉ ત્યા ગયા. રામરાજાએ પૂર્વે મહારાજને જે બાતમી કહેવડાવી હતી, અને તેમાં કયાં સુધી સત્યતા છે તેની તપાસ કરવાને તે ઉતાવળથી ગયો હતો, એ બાતમીનું શું થયું, વગેરે મહારાજે તેને જતાં વેંતજ પૂછ્યું. તેણે પોતાના ભાઇને કહેલી હકીકત કહી. ભાઇને જે હકીકત કહી હતી તે કરતાં પણ સર્વ હકીકત વિશેષ ખુલાસાથી અને અતિ વર્ણન કરી તે અત્યારે કહી શકયો. કારણ કે, તેવી ખુલાસાવાર રચના કરવાને તેને સારો વખત મળ્યો હતો, તે રચનામાં તેણે એવું દેખાડયું કે, પોતાને હવે આ લોકોનો બંદોબસ્ત કરવાના વિચાર સિવાય બીજો વિચાર સુઝતો નથી. જો સર્વ બંદોબસ્ત વખતસર નહીં થાય તો કયે વખતે આપણા રાજ્યપર કેવો પ્રસંગ આવે તેનો નિયમ નહીં. બંદોબસ્તમાં પહેલાં તો દરગાપર સખ્ત નજર રાખવી, અને તે રાખવા ખાસ વિશ્વાસુ સેવકોને ત્યાં રાખવા એ અતિ આગ્રહ પૂર્વક તેણે કહ્યું.

મહારાજાએ સર્વ સાંભળી કહ્યું:—"આ વાતનો સર્વ વિચાર હવે તમારે જ કરવાનો છે. તમારી રાજભક્તિ, શૌર્ય બદ્દલ અમારી ખાત્રી થઇ છે, અને જોઇએ તેવો પ્રસંગ આવે તો પણ તમે ડગનાર નથી એ સત્યછે. એક વખત અમારી ઇચ્છા પ્રમાણે આ મંગળ કાર્ય ઉકેલવા દો, પછી આપણને જે કાંઇ કરવું હશે તે કરીશું. પછી જોઇએ તો સરહદપર ચાર દિવસ જઇ રહી સર્વ બંદોબસ્ત કરશો તો ચાલશે. જ્યોતિષીએ શુભંચ શીઘ્રંચ" એવું મુહૂર્ત કાઢી આપ્યું છે. હવે સર્વ કાર્ય નિર્વિઘ્ને પાર પડે એવી તજવીજ રાખવી, તિરૂમલ્લરાયેજ સર્વ વ્યવસ્થા કરવી. અમારા સુધી કાંઇ વાત આવવા દેવી ન જોઇએ. અમારા મનની યોજના સર્વ પાર પડવી જોઇએ. અમે જયાં ત્યાં હુકમો છોડયા છે. સર્વ વ્યવસ્થા ઉત્તમ પ્રકારે થવી જોઇએ."

આવા પ્રકારનું કેટલુંક ભાષણ કરી મહારાજાએ બેઉ ભાઇઓને જવા રજા આપી. રામરાજાનું ચિત્ત ઠેકાણે ન હતું. કિંબહુના એક જ ઠેકાણે હતું એમ કહીશું તો ખોટું નથી. મેહેરજાન ક્યાં હશે, શું કરતી હશે, તેને હું યાદ આવતો હોઇશ કે નહીં, તેની કેવી સ્થિતિ હશે, શું થશે? એ સર્વ વિચાર તેના મનમાં ઘોળાતા હતા, મેહેરજાનની મુર્તિ એક સરખી તેના ડોળા સામે દેખાતી હતી. તેના ઘણા સ્નેહીઓ-સોબતીઓ તેને અભિનંદન કરવા આવ્યા, તેઓ જે વિનોદ કરતા તે સુદ્ધાં તેને વિષવત્ લાગતા. તેની વિમનસ્કતા તેમના લક્ષમાં આવી; અને તે આવશે એવું ધારી તેણે જેને તેને મુસલમાનોના કારસ્થાનની બાતમી આવી આવી તેને મળી છે, વગેરે કહી તે બદલ ઘણું બોલી તેમની રવાનગી કરવાનો પ્રયત્ન તેણે ચલાવ્યો હતો. વચ્ચે જ ધનમલ્લ આવ્યો કે, એ તપાસ કરતો તેના કાંઇ સમાચાર નથી, એ જોતાં તેની ખિન્નતા વધતી. આવો પ્રકાર ચાલ્યો હતો.

અંતે વિવાહ સમારંભની વિધિ અને આચારનો આરંભ થયો. નારીયેલ લેવાયું, તિલક થયું, અને જ્યોતિષીએ નીમી દીધેલાં મુહૂર્તપર લગ્ન પણ થયાં. સમારંભ મ્હોટા ભભકાથી-ઠાઠથી થયો. રામરાજા રાજા-માત્ર બન્યો. તે વિવાહ સંબધે સર્વ સમારંભ પૂર્ણ થવાની માત્ર વાટ જોતો હતો. છેવટનો સમારંભ થઇ તે રાત્રી વીતી, માત્ર. કે બીજે દિવસે પ્રાતઃકાળે જ રાજ દર્શને જઇ તેણે પોતાને અમુક બાતમીઓ વધારે મળી છે એવું નિવેદન કર્યું, અને પોતાની વર્ણન શક્તિનો પૂર્ણ ઉપયોગ કરી તે કાલ્પનિક કારસ્થાનનું એવું વિલક્ષણ સ્વરૂપ મહારાજા પાસે ખડું કર્યું, કે મહારાજાને પણ ખરેખર આ બદલ કાંઇ પણ ઉપાય-યોજના કરવી જોઇએ એવું લાગવાથી હવે આગળ શું પગલાં ભરવાં એમ પૂછ્યું.

રામરાજા આ પ્રશ્નની જ વાટ જોતો હતો. પ્રશ્ન થતાં જ હાથ જોડી વિનતિ કરી "આપની આજ્ઞા હોય તો હું ગુપ્ત વેશ લઇ સર્વ ખુલાસાવાર

બાતમી ઘણી ગુપ્તપણે કાઢી લાવું છું. દશ પંદર દિવસ તુંગભદ્રાના તીરપર ફરી આવવું પડશે. આકળા થઈ પ્રથમ કાંઇ કરવું કામનું નથી. સર્વ બાતમી બરાબર ખાત્રી પૂર્વક મળ્યા પછી સર્વ બરાબર થઇ રહેશે ” વગેરે કહી રામરાજાએ ૫દર દિવસ વિજયાનગરથી બહાર જવાની પરવાનગી મેળવી. “ કોઇપણ પ્રકારનું સાહસ ખેડશો નહી, સાથે જે માણુસો લઇ જાઓ તે અતિ વિશ્વાસુ લઇ જજો ” વગેરે નાના પ્રકારની સુચનાઓ મહારાજે કરી, તેને જવા આજ્ઞા આપી.

આ પરવાનગી મળતાં રામરાજાએ એક ક્ષણ સુદ્ધાંનો વખત ન ગુમાવતાં વિજયાનગર છોડી, કુંજવનનો માર્ગ લીધો. કુંજવનમાં જતા જ તેણે ત્યાંના ચોકીદારો, માણુસો પાસે “ કોઇ આવ્યું હતું કે ? કોઇ પાછું આવ્યું કે ? ધનમલ્લ આવ્યો કે ? ” વગેરે પ્રશ્ન પૂછ્યા. સર્વ પ્રશ્નોનો નકારમાં ઉત્તર મળતાં પુનઃ તેને નિરાશા થઇ. હવે મહેલમાં જઇ મેહેર-જાનનું ચિંતવન કરતાં સ્વસ્થ બેસવું, એવું તેના મનમાં આવ્યું, પરંતુ પુનઃ આવ્યું કે, ત્યાં જ જવામાં શું વિશેષ છે ? આ કુંજવનમાં એવું એકે સ્થળ નથી કે, જ્યાં તેનું સ્મર્ણ થાય નહી ! પ્રત્યેક સ્થળ તેના પગથી સ્પર્શાયેલું છે. પ્રત્યેક વૃક્ષને તેનો સ્પર્શ થયો છે. જ્યાં જઇએ ત્યાં તે છે જ ત્યારે આ સર્વ વનમાં ફરૂં તો કાંઇ પણ શાંતિ મળશે. વગેરે નાના પ્રકારના વિચાર કરતો કરતો તે સહજ પુષ્કરિણી પાસે આવ્યો. તે ત્યાં આવ્યો માત્ર—કે એકદમ તે રાત્રિનું ચિત્ર તેની નજર સામે ખડું થયું, અને એકદમ તેના મનમાં આવ્યું કે, ધનમલ્લને સાથે લઇ દરગામાં જઇ, ત્યાં તેને ભૂલથાપ આપી, મેહેરજાન પાછી ફરી આ પુષ્કરિણીમાં નંખાવી જીવ તો નહી દીધો હોય ?

મન જેવો કોઇ પણ બીજો વેરી નથી. આ વિચાર રામરાજાના મનમા આવ્યો માત્ર, અને તેને તે જ વિચાર ખરો લાગવા માંડયો. મેહેર-જાને નૌકામાં કહ્યું હતું કે “ આપ અને હું આ નૌકામાં આનંદમાં હોઇએ,

તે વખતે એકદમ આ નૌકા નદીને તળીયે જાય, એવી ઇચ્છા થાય છે." આ ઇચ્છા તેણે અમલમાં મૂકવાનો સંભવ છે. આ જ તેના મને લીધું; અને તે પુષ્કરિણીના કિનારાપર ફરવા લાગ્યો. જો તેણે જીવ દીધો હશે, તો તેનું સબ ક્યારનુંએ ડુગી ક્યાં પણ ઉપર આવવું જોઇએ, તે ક્યાં પણ કેમ દેખાતું નથી? પણ મનુષ્યને આવા પ્રશ્ન અને તેના ઉત્તર પણ સહજ જ મળે છે. તે કમલવેલના પાશમાં ગુંચવાઇ—અટકી કિંવા ચિખ-લમાં ફસાઇ ગઇ હોય, કે મ્હોટા ખડક નીચે દબાઈ ઉતરી ગઇ હોય તો ઉપર ક્યાંથી આવે? તે પાછી આવી હોત તો અહીંના ચોકીદારો પૈકી કોઇની પણ નજરે કેમ ન પડે? પરંતુ આ શંકાનું તેના મને તરત સમા-ધાન કર્યું કે " તે એકલી જોઇએ ત્યારે જોઇએ ત્યાં ફરે, તેથી કોઇનું લક્ષ તેના તરફ ખેંચાવાનો સંભવ નથી, તે તદ્દન ગુપ્તપણે આવી હોય તો કોણ જાણી શકે? પણ માર્જીનાનું શું થયું? તેણે પણ તેની સાથે પ્રાણ આપ્યા હશે? નહી, અશક્ય, તે તેની સાથે હોત તો તેને આવી રીતે જીવ દેવાની કલ્પના સુદ્ધાં આવવા દીધી ન હત. ત્યારે માર્જીનાને ક્યાં પણ થાપ આપી એ એકલી આ કુંજવનમાં નીકળી આવી હશે?" આવા વિલક્ષણ વિચારો અને શંકા—પ્રતિ શંકાથી વ્યાપ્ત ચિત્ત થયેલો રામરાજા ભ્રમિષ્ટ પ્રમાણે પુષ્કરિણીના કિનારાપર ભમવા લાગ્યો. અંતે તેણે માળીઓને, રખવાલદારોને સ્પષ્ટ રીતે પૂછ્યું, કે "મેહેરજાન પાછી ફરી આ પુષ્કરિણી તરફ જઇ, લપસી, નદીમાં તો પડી નથી ને?" વગેરે પ્રશ્ન કર્યા.

એક માળીએ "બિલકુલ નહી, સરકાર, અમે બધા એક સરખા અહીં રહીએ છીએ. આપ કહો છો એમ બનવાનો સંભવ નથી." વગેરે ઉત્તર આપ્યા. તેને રામરાજાએ પ્રશ્નોપર પ્રશ્નો પૂછી તદ્દન બેજાર કરી નાંખ્યો. નાના પ્રકારની વાટો દેખાડી. અહીંથી આવી હોય તો તમને શું સમજાય? તહીંથી આવી હોય તો તમે શું જાણી શકો? વગેરે પૂછ્યું. માળીએ તેના ઉત્તરો પણ આપ્યા. છેવટે રામરાજાને પોતાના મનની શંકા

અશક્ય લાગી—પોતાની કલ્પના વ્યર્થ. જરૂર માજીનાની મદદથી તે ક્યાં પણ નીકળી ગઇ, કદાચ ધનમલ્લને પણ તેણે અનુકુળ કરી લીધો હોય, એવું મનનું સમાધાન કરી, કંટાળી, તે મહેલ તરફ વળ્યો. મહેલમાં ભ્રમિષ્ટ પ્રમાણે આંટા ફેરા કરવા લાગ્યો. આ અટારીમાંથી તે અટારીમાં, આ ખંડમાંથી તે ખંડમાં, એમ ભમવા લાગ્યો. ક્યાં પણ તેની વસ્તુ જુએ તો તો તે હાથમાં લે, અને તે તરફ જોતો ઉભો રહે. એમ થતાં થતાં જે ખંડમાં તે તેનાં વસ્ત્રાભુષણો તથા દાગીના રાખતી, ત્યાં આવી પહોંચ્યો. વસ્ત્રો સર્વ અસ્તાવ્યસ્થ પડેલાં, અને દાગીનાઓ પણ સર્વ ત્યાં પેટીમા પડેલા, તે બહાર કાઢી જોયા. તેમાંથી એક પણ વસ્તુ ગમતી ન હતી. અહીંનું કાઇ પણ લેવું નહી, એવો નિશ્ચય કરી તે ગઇ હશે, એવું તેના મનમાં આવ્યું, અને ગાંડા પ્રમાણે તે પટારા તરફ જોતો ત્યાં બેસી ગયો. શું કરવું તે તેને સુઝયું નહીં. બેઉની શોધ માટે માણસો મોકલવાને માણસોનો તેની પાસે ટોટો ન હતો. પરંતુ તેના મનમાં કોણ જાણે શું આવ્યું હશે કે, તે વિચારનો અમલ કર્યો નહીં. ધનમલ્લ તે કામ માટે પક્કો છે. જરૂર તેને શોધી પાછી લાવશે. કિંવા પક્કી તપાસ કાઢયા વગર પણ રહેનાર નથી, હજુ તેને પક્કી શોધ કિંવા થોડી ઘણી પણ શોધ લાગી નહીં હોય, તેથી જ તે પાછો આવ્યો નથી. શોધ લાગતાં તે ક્ષણ પણ વ્યર્થ ગુમાવનાર નથી. એવી રામરાજાને પક્કી ખાત્રી હતી. આ ખાત્રીથી જ તેણે બીજા માણસો મોકલ્યા નહી. છ સાત દિવસ થયા, પરંતુ ધનમલ્લનો કિંવા કોઇનો પણ પત્તો ન મળે, આ જોતાં ધનમલ્લની શોધ માંટે હવે તેણે માણસો દોડાવ્યા અને વાટ જોતાં ચાર દિવસ અહીં જ પસાર કરવા એમ ઠરાવી ત્યાં રહ્યો.



# પ્રકરણ ૮ મું.

## નિરાશા.

જેથી લાગ્યો જીવ,
એથી તન તારવીયે નહીં;
ભલે જાય સમુળાં શરીર,
વિસરીયે ના વિંજરા.
હિરાગળ ફાટયું હોય,
તેને તાંતણ લઇને તુંનિયે;
કાળજ ફાટયું હોય,
તેનો સાંધો ન લાગે સુરના.

" મન એવ મનુષ્યાણાં,
કારણં બન્ધ મોક્ષઃ ॥
" Mind is the cause of man's bondage and freedom. "

વાવેતર વાવે જન જેવું;
ફળ પામે છે અંતે તેવું. "

( કેશવ ).

વિરહી મનુષ્યને નષ્ટ થયેલ પોતાના પ્રિય મનુષ્યનાં સ્મરણથી, તેને પ્રિયકર, તેણે વાપરેલ ચીજો–પદાર્થો જોઇ, કિંવા તે જયાં જયાં હર્યાં ફર્યાં હોય, તે તે સ્થાનો જોઇ, એક પ્રકારનું દુઃખમય સુખ થાય છે, એ કોણે અનુભવ્યું નહી હોય ? ' દુઃખમય સુખ ', એ પરસ્પર વિરૂદ્ધ શબ્દોની જોડ જોઇ કેટલાકને–જેને કદી પણ આ સુખનો અનુભવ નથી તેને–આશ્ચ-

યૈ લાગવું શક્ય છે, પરંતુ જેને જેને એકાદ અત્યંત પ્રિય એવી; પત્નીનો, મિત્રનો, કિંવા આપ્તનો, કિંબહુના પાળેલાં પશુ પક્ષીનો અથવા એકાદ પ્રિય વસ્તુનો વિરહ થયો હશે, તેને 'દુઃખમય સુખ' કેવો અનિર્વચનિય મનોવિકાર છે, તે તરત જ સમજાશે. આપણને નષ્ટ થયેલ પ્રિયજનના સ્મરણથી દુઃખ થાય છે, તેથી તેનું સ્મરણ દેનાર વસ્તુઓ દ્રષ્ટિ સન્મુખ આવે નહી તે બાબ્લ તજવીજ કરવાનું મન થાય છે, પરન્તુ તે જ વખતે તેજ વસ્તુ તે પ્રેમસ્થાનનું સ્મરણ આપે છે. તેથી મનને આનંદ થાય છે! આ આનંદ–આ સુખ–દુઃખ યુક્ત હોય છે. જે વસ્તુ કિંવા જે માણસ તદન નષ્ટ થાય, તે બદલ જો આવી સ્થિતિ, તો જેનાથી હજુ પૂર્ણ પણે આપણે છુટયા નથી, અને યત્ન કરીશું તો તે પુનઃ આપણને મળશે, એવી આશા, તેથી કેવું સુખ થાય છે, તેનો વિચાર અનુભવી માણસે જ કરવો.

રામરાજા ઉપર કહેલ પ્રકારના દુઃખમય સુખનો અનુભવ લેતો કુંજવનમાં રહ્યો હતો. એક તરફ તેને એમ લાગતું હતું, કે ધનમલ્લ જોઇએ તેમ કરીને પણ તેને જરૂર લઇ આવશે,–એ આશાથી તેને સુખ લાગતું હતું. બીજી તરફ તેને પળે પળે, પગલે પગલે મેહેરજાનનું સ્મરણ થતું હતું. કુંજવનનાં પ્રત્યેક સ્થાન, પ્રત્યેક વૃક્ષ, ફૂલ, ઝાડ તેને મેહેરજાનનું સ્મરણ કરાવતાં, તેના વસ્ત્રાલંકારોથી ભરેલી પેટીઓ જોતાં તેને તેનું ચિંતવન થાય. તે વસ્ત્રો બ્હાર કાઢે. તે તરફ જોઇ રહે, પુનઃ તેની ઘડીઓ કરે, પુનઃ પેટીમાં મૂકે, વળી તેના દાગિના કાઢે, તે જુએ, પુનઃ જ્યાંના ત્યાં રાખી દે. આવી રીતે દિવસમાં દશ બાર વખત કરે. દશ બાર વખત મહેલપર આ ખંડમાંથી તે ખંડમાં અને તે ખંડમાંથી બીજા ખંડમાં જાય વચ્ચે જ તેને ભાસ થાય, કે મેહેરજાન પોતાને બોલાવે છે, તે ભાસ આવતાં જ બ્હાર આવે.

રોજનો આ ક્રમ ચાલુ હતો. એક દિવસ એક પ્રસંગ એવો બન્યો કે, તેથી તેને પૂર્ણ નિરાશાએ સપડાવ્યો. તે પ્રસંગ એ હતો કે–મેહેરજાન

સંબંધી વિચાર કરતાં કરતાં એક રાત્રે-કુંજવનમાં તેના આવ્યા પછી પાંચમી રાત્રે-તેને અર્ધપર્ધી નિદ્રા આવી, અને તેને એવો ભાસ થયો, કે પોતે પલંગપર બેઠો છે, અને મેહેરજાને પોતાનું સુંદર મસ્તક તેના ખોળામાં મૂક્યું છે, તે ગાઢ નિદ્રામાં પડી છે, અને પોતે તેને તેમ જ છોડી વિજયા નગર જવા નીકળ્યો છે. એટલામાં તેને નિદ્રામાં જ પોતાનો હેતુ સમજાઈ તે "નહીં રે, મ્હારો આમ વિશ્વાસઘાત કરશો નહી રે!" એવું અત્યંત કાકલુદી ભરેલે અવાજે તે બોલે છે. આ શબ્દ તેના હૃદયમાં ચોળાયા, અને તે સાથે જ તે જાગ્યો, અને હાંફ્લો હાંફ્લો ઉઠી બેઠો થઇ અને અહીં તહીં જોવા લાગ્યો. જ્યાં જુએ ત્યાં સ્વપ્નમાં જોયેલ મેહેરજાન ની દુઃખદ ચર્યા દેખાય-અને તેના શબ્દ તેના કાનમાં એક સરખા ઘુમવા લાગ્યા. 'વિશ્વાસઘાત' આ શબ્દ તેના મનને શલ્ય પ્રમાણે ચોબવા લાગ્યો.

વિશ્વાસઘાત ! હા, ખરેખર તેને કેવાં કેવાં વચનો આપ્યાં, અને પછી તેની સાથે કેવું વર્તન કર્યું ? મહત્વાકાંક્ષાના મોહમાં સપડાઇ તેનો વિશ્વાસઘાત તો કર્યો, તેનો પ્રેમ મ્હારાપર થયો, છતાં આ પ્રકારે આવવા તે બિલકુલ તૈયાર ન હતી. પોતે તેનું મન વળાવી, તેને નાના પ્રકારની થાપો આપી, પોતા સાથે લાવ્યો, અને છેવટ પર્યંત તેને આવી થાપો આપતો રહ્યો. થાપો નહી તો શું ? જે વાત કરવી શકય ન હતી, જે વાત પોતે કરશે, એવું પોતાના મનમા સુદ્ધાં લાગતું ન હતું, તે વાત કરીશું કરીશું એમ વારંવાર કહેતો, તે થાપ નહી તો બીજું શું ? આ પ્રમાણે તેની સાથે વર્તી અંતે આ પ્રમાણેનો પત્ર લખ્યો, ત્યારે તે વિશ્વાસઘાત નહી તો બીજું શું કહેવાય ? આવા વિચાર તેના મનમાં આવી તે તદ્દન નિરાશ થયો. અત્યાર સુધી જે આશા બાંધી અહીં બેઠો છું તે વ્યર્થ છે, એવું તેને લાગ્યું. તેને હવે એમ લાગવા માંડયું, કે આ વિચાર તેને અત્યાર સુધી કેમ આવ્યો નહી ? તેને આપેલા વસ્ત્રાભૂષણો, દાગિના સર્વ તે અહીજ નાખી એકદમ નીકળી ગઇ તે શું પાછી આવવાને ? નહીં જ ! તેને મ્હારો તિર-

મ્હાર આવ્યો, મ્હારો દ્વેષ આવ્યો, તેથી જ તે ગઇ. હવે પાછી આવશે એ કલ્પના પણ વ્યર્થ છે. પણ તે ક્યાં ગઇ હશે? જે સ્થિતિમાં તે છે તે પોતાના પિતા પાસે કિંવા સગાવ્હાલા સબંધી પાસે જઇ શકય નથી. બીજે ક્યાં જાય તો સાથે કાંઇ પણ લીધું નથી? આવી સ્થિતિમાં તેનું શું થશે? અરેરે હું કેવો ચંડાળ! આ મ્હારૂં ચંડાળપણું નહી તો શું? તેનું મન આ રીતે તેને ડંખવા લાગ્યું.

પરંતુ મનુષ્ય–તેમાં પણ રામરાજા જેવો મનુષ્ય–ઘણો વખત પોતાને સ્વતઃનેજ દોષ આપતો સ્વસ્થ બેસતો નથી. પોતે કર્યું તેમાં આટલો દોષ આપવા જેવું કાંઇ ન હતું, એવું લાગતો જ તે પોતાની સમજુતી કરવા યત્ન કરે છે. આટલો વખત, પોતે ચંડાળપણું કર્યું, ભૂલ કરી, એવું તેને લાગતું હતું, પરંતુ તેટલું કાંઇ ચંડાળપણું પોતે કર્યું નથી, એવું મનને મનાવવા પ્રયત્ન શરૂ કર્યો, એમાં ચંડાળપણું શાનું? એને થોડું જ "ત્હારો પરિત્યાગ કર્યો" એવું કહ્યું હતું? ગુપ્તપણું આજ સુધી હતું જ આગળ પણ એમ જ રહી હોત તો કાંઇ હરકત ન હતી, પરંતુ તેણે પોતે જ હાથે કરી હઠથી પોતાપર સંકટ વહોરી લીધું, તેને આપણે શું કરીશું? આ પ્રમાણે તે મનની સમજ કરવા લાગ્યો, પણ તે સમજુતી ઉપર ઉપરની, એવું તેને જ દેખાઇ આવતું. તેનું અંતઃસ્થ અંતઃકરણ તેને એમજ કહેતું હતું કે, તેં આ કર્યું તે સારૂં કર્યું નથી. વગેરે તેના મનની ઉદ્‌વિગ્ન સ્થિતિ થઇ, છતાં મેહેરજાનના પાછા ફરવા સંબંધી માત્ર તેની નિરાશા જ થઈ, તે અહીં સર્વ ત્યજી ગઇ. મેં આપેલ વસ્તુમાંથી સુતરીનો વિંટલો સુદ્ધાં પોતા સાથે લઇ ગઇ નહી–આટલી સંતપ્ત થઇને ગઇ તે પાછી શાની આવે? તેમાં હવે આ મ્હારા લગ્ન થયાની બાતમી તેને મળશે પછી પૂછવું જ શું! તેનો અહીં પાછા ન ફરવાનો નિશ્ચય કાયમ જ થશે; એવું તેને લાગવા માંડયું; અને હવે અહીં સ્વસ્થ બેસવામાં કશો પણ સાર નથી; એવું પણ તેના મનમાં આવવા માંડયું. પરંતુ ત્યાંથી નીક

જવાને તેના પગ ઉપડ્યા નહીં- એક વખત જ્યાં સુખ–આનંદ ભોગવ્યું, ત્યાં પુનઃ સુખ મળવાની આશા જો કે નાહીંશી થાય, છતાં સુખની સ્મૃતિમાં જ સુખ લાગે છે, તેજ ભોગવવું, એવું મનને લાગી કહો, કિંવા અન્ય કાંઇ કારણથી કહો, તે સ્થાન છોડવાનું મન થતું નથી. તેવી જ રામરાજાની અવસ્થા થઇ. પરંતુ તરત જ તેના મનમાં બીજા પણ વિચાર આવ્યા. રાજકન્યા સાથે લગ્ન થયા પછી આ પ્રમાણે તરત જ વિજયાનગરથી ચાર છ રાત્રિ ક્યાં પણ દુર રહેવું ઇષ્ટ નથી. આ પૂર્વે તેનાં લગ્ન થયાં ન હતાં એમ ન હતું, તે કાળની રીત પ્રમાણે છેક ન્હાનપણમાં જ તેનાં લગ્ન થયાં હતાં પરંતુ તે પોતાના અંતઃપુરમાં ક્યારે રહેતો, અને ક્યારે ન રહેતો. તેની તપાસ રાખવાનું કોઇના સ્વપ્નમાં પણ ન હતું. કિંવા આવી તપાસ જો કોઇએ કરી, તો પોતાની ગુપ્ત વાત બહાર પડી, તેનું પરિણામ મોઠું આવશે, એવો ભય પણ તેને ક્યારે પણ લાગ્યો ન હતો. આ ભયની શરૂઆત તેના રાજકન્યા સાથે લગ્ન થવાનો સંભવ દેખાયો, ત્યારથી થઇ, કૃષ્ણદેવરાજે પોતાની કન્યા હમેશ પોતાની સન્મુખ રહે, એ ઇચ્છાથી કોઇ રાજવંશી જામાત્ર ન શોધી, પદરના સરદારો પૈકી એકને પરણાવવાનો ઠરાવ કર્યો, અને એ સંકલ્પથી તેણે રામરાજાને પોતાના જમાત્ર તરીકે પસંદ કર્યો. ત્યારથી પોતાનું ગુપ્ત પ્રેમ સ્થાન તદ્દન ગુપ્ત રાખવું, એવું રામરાજાને લાગવા માંડ્યું. પોતાનું આવું કાંઇ પ્રેમસ્થાન છે, અને તે પણ મુસલમાન જાતીમાં છે, એવું જો મહારાજાને કાને જાય, તો સર્વ બગડશે, આ ભય તેને લાગવા માંડ્યો. પછી લગ્ન થયા પછી ઘણા સમય સુધી આ તરફ નજર સુદ્ધાં લગાડાશે નહી. રાજકન્યાના સહવાસમાં ઘણા દિવસ એક સરખા કાઢી, રાજાના કાનપર પોતાના જામાત્રનો પોતાની કન્યા ઉપર અત્યંત વિરળ પ્રેમ છે, તેના સિવાય એક ક્ષણ પણ તેને ગમતું નથી, વગેરે વાતો અનેક વખતે જઇ તેના મનનું સમાધાન થયા પછી ક્યારે શિકાર નિમિત્તથી, ક્યારે બીજા કાંઇ નિમિતે મેહેરજાન પાસે જઇ શકાશે. તેનાપરનો

મ્હારો પ્રેમ અખંડ છે. ખરો સ્ત્રીપુરૂષ પ્રેમ જો કયાંએ હશે, તો તે મારો તેનાપર, અને તેનો મ્હારાપર, તેમાં કયારે પણ ભંગ પડવાનો નથી, તે અખંડ છે; પરંતુ કેટલા દિવસ સુધી મ્હારી મહત્વાકાંક્ષા તૃપ્ત કરવા માટે તેનાં દર્શન થાય નહી તો તેમાં શું નુકશાન છે? તે પ્રેમમાં થોડું જ કમી-પણું આવવાનું છે? પ્રેમના જોમમાં તેને અનેક વચનો આપ્યાં ને સર્વે અક્ષરશઃ તેણે ખરાં માન્યાં તે ભૂલ કોની? મુસલમાન બાદશાહ કોઇ પણ જાતીની સ્ત્રી સાથે લગ્ન કરી શકે છે, પરંતુ હિંદુ ગૃહસ્થથી પરજાતીની સ્ત્રી સાથે લગ્ન થઈ શકે નહી, એ શું તે જાણતી નથી? અને વળી લગ્ન એ શું? તે કાંઇ દેવ બ્રાહ્મણો સાન્નિધ્ય ગાજાવાની સાથે થવું જોઇએ, એવું છે? નહી જ! ગાંધર્વ વિધિએ તેનાં મ્હારી સાથે લગ્ન થયા જ છે. વિવાહિત સ્ત્રીને જે સુખ અનેક વખત પ્રાપ્ત થતું નથી, તે સર્વ સુખ તેને મળવા માટે મેં કેટલી કેટલી તજવીજ કરી, છતાં હું થોડા દિવસ આવીશ નહી ત્યાં સુધી તું જે સ્થિતિમા છે, એમજ સુખમાં રહે, એવું લખ્યુ, તેમાં આટલો ક્રોધ શાનો કરવો? અને ચીડાઇ, આવી નાજુક સ્થિતિમાં કયાંના કયાં નીકળી જવું? મ્હારી ભૂલ નથી, ભૂલ એની જ છે. રાજ ખટપટમાં આવાં અનેક કારસ્થાનો કરવાં પડે છે. એને એ સર્વ સમજવું જોઇતું હતું. મ્હારી સર્વ અડચણોનો વિચાર ન કરતાં એકદમ અહીંથી ચાલી નીકળી, એ શુ કહેવું? શું એને અહીં કાંઈ કમી હતું? અને જયાં ગઇ હશે ત્યાં આ સુખ–આનંદ લવલેશ પણ પ્રાપ્ત થશે? કેવા હાલ થશે? કેવી અપેષ્ટા થશે? અરે તેની કેવી અવદશા થશે?

આવા પણ વિચાર તેના મનમાં આવ્યા, અને આવી હાલત અપેષ્ટા થશે, કે તે પાછી આવશે, એવી આશા પણ ઉત્પન્ન થઇ, અને તેથી મનમાં આવ્યું, કે હજુ થોડા દિવસ તેની વાટ જોતાં અહીં રહેવું, પણ તેમ કરવું તેને શકય ન હતું. તેથી અતિ કષ્ટથી ત્યાંથી નીકળવાનો તેણે બેત કર્યો, પોતાની આ સ્થિતિ માટે તેને અતિ ઉદ્વેગ થયો હતો. તે

સ્વતઃ પર ચીઢાયો હતો; અને આવી રીતે ઉદ્વિગ્ન અને ચીઢાયલા માણ-સની રીત પ્રમાણે તેણે પોતાનો ઉભરો ત્યાંના રખેવાલદારો પર કાઢયો. તેમને બોલાવી કાંઇ પણ કારણ ન હોતાં છતાં તેમની ખુબ ઝાટકણી કાઢી, એમ સવાર થતાં પોતે ત્યાંથી જવાનો છે, અને ધનમલ્લ વગેરે આવે કે તેમને અહીં રોકી, મને તરત ખબર આપવી. ઘણી હુશીયારીથી કામ કરવું, વગેરે બજામણી કરી રામરાજા ત્યાંથી નીકળી પુષ્કરિણી તરફ ગયો.

પુષ્કરિણીના કાંઠાપર રામરાજાએ બે ચાર આંટા માર્યા પછી જ્યાંથી સુર્યાસ્તનો દેખાવ અતિ સુદર દેખાતો અનેક વખતે મેહેરજાનને દેખાડયો હતો તે સ્થાનપર જઇ બેઠો. આ વખત અસ્તમાનનો હતો. ક્ષણો ક્ષણ સૂર્યનું તેજ પોતાનો રંગ બદલતું હતું તેની દેદીપ્યમાન શ્વેતતા હવે સૌમ્ય શ્વેતતા બદલાવા લાગી. થોડા વખતમાં તે શ્વેતતા બદલાઇ તેમાં લાલપણું મિશ્ર થવા લાગ્યું, આ લાલપણું વધતું જઇ સૂર્ય એકાદ તપાવેલા લોખંડના ગોળા પ્રમાણે દેખાવા લાગ્યો. આ તેના રંગની છાયા તેની આસપાસના આકાશ ભાગપર નિરનિરાળી છટાથી દેખાવા લાગી. અહીં આકાશમાં જેમ જેમ ફરક થવા લાગ્યો, તેમ તેમ સ્થળની શાંતિમાં પણ ફરક થવા લાગ્યો. રામરાજા આ પુષ્કરિણીના કાંઠા પર પ્રદક્ષિણા કરતો હતો, ત્યારથી પક્ષીઓ ધીમે ધીમે પાછાં ફરતાં હોવાથી તે શાંતતાનો ભંગ થવા લાગ્યો હતો. ક્ષણોક્ષણ તેમનો કિલબિલાટ વધવા લાગ્યો. પરંતુ તે થોડો થોડો વધતો હોવાથી કહો, કિંવા રામરાજાની તંદ્રા બીજી તરફ લાગી હતી તેથી કહો, તેને તે કિલબિલાટનું ભાન સુદ્ધા ન હતું. તે તો દુર અને ક્ષણે ક્ષણે નીચે જતાં સૂર્ય બિંબ તરફ ચર્મચક્ષુ અને બીજી જ કોઈ તરફ અંતરચક્ષુ લગાડી બેઠો હતો. સૂર્ય જેમ જેમ ક્ષિતિજ નીચે જવા લાગ્યો, તેમ તેમ પક્ષીઓનો કિલબિલાટ અને અંધુકપણું વધવા લાગ્યું. રામરાજા જ્યાં બેઠો હતો, ત્યાં પછવાડે અને બેઉ બાજુએ વૃક્ષોની ગાઢી ઝાડી હતી, પણ જે ચોતરાપર તે બેઠો હતો તે એવી જ રીતે બાંધ્યો

હતો કે, ત્યાંથી સહજ જ સૂર્યાસ્તનો દેખાવ દેખાય. સાયંકાળના ત્યાં બેસી-એ તો આલ્હાદકારક દેખાવ સહજ જ દ્રષ્ટિએ પડે, આવી રચના હોવાથી તે દેખાવો સૃષ્ટિ ક્રમ પ્રમાણે તેની નજર સામે બદલાતા ચાલ્યા હતા. સૂર્યનું તેજસ્વી શ્વેતપણું જઈ, તેમાં કોમલ ફિકાસ–પીળાશપણું આવ્યું, પછી લાલ–રક્તપણું આવ્યું, તે જ પ્રમાણે પક્ષીઓનો કિલબિલાટ વધતો જઇ, છેવટે તેની પ્રશકાષ્ઠા થઇ. અંધકાર પણ ક્ષણે ક્ષણ વધતો ગયો. છેવટે સૂર્યબિંબ ક્ષિતિજ નીચે અલોપ થયું; અને પક્ષીઓનો કિલબિલાટ ધીમે ધીમે તદન બંધ થઇ જ્યાં ત્યાં એટલું બધું સુમસામ થયું કે, તે કિલબિલાટ અને સુમસામપણાના વિરોધથી જ રામરાજાને એકદમ ભાન આવ્યું, અને તેને સૂર્ય અસ્ત થઇ અંધારૂં વધવા લાગ્યાનું ભાન થયું. તે અહીં તહીં જોવા લાગ્યો; અને તેની નજર સન્મુખ જે રાત્રિએ મેહેરજાન એક-લી પુષ્કરિણીમાં ક્રિડાનૌકામાં વચલા ધ્વજસ્તંભ પાસે ઉભી ઉભી જે 'હેરી આજ સખીરી મેં કયા કહું 'એ ગાની હતી, તે સાંભળી પોતે બ્રહ્માનંદમાં કેવો નિમગ્ન થયો, અને તેનો જયદેવના " "નિભૃત નિકુંજ ગૃહં ગતયા " આ અષ્ટપદીથી ઉત્તર આપ્યો, એ સર્વ દેખાવ તાદશ તેની નજર સન્મુખ ખડો થયો. તે તેના જોમમાં તે અષ્ટપદી લલકારવા લાગ્યો, પણ મેહેરજાન કયાં! સુસ્કારા, નિઃશ્વાસો નાખતો કાંઇ વિચાર આવતાં એકદમ ત્યાંથી પાછો ફર્યો, અને હવે રાત્રિ પણ ત્યાં પસાર ન કરતાં એકદમ કુચ કરવાના વિચારથી પોતાનો અશ્વ મંગાવ્યો–અને પૂરવેગથી વિજયાનગર તરફ પ્રયાણ કર્યું.

---

# પ્રકરણ ૯ મું



વચ્ચેનો ઈતિહાસ.
સારાં ખમે સાર,
ફુટકીયાં ફાટી પડે;
મીણીયું મોતાવળ હાર.
સાચાં નીપજે રોણના.



Hatred is like fire...it makes light rubbish deadly
( ELIOT ).

The greatest hatred, like the greatest virtue & the worst days.
( RICHTER ).



કાળને કોઇની પણ પરવા નથી. કોઇ દુઃખમાં ડુબેલો હોય છે, તે તે જલદીથી જાય અને સુખનો કાળ જલદી આવે, એવી રાહ જુએ છે. કોઇ સુખમાં પડેલા હોય છે, તે આ કાળ કયારે પણ જાય નહી, એવો જ કાયમ રહે, એવી વાંચ્છના કરે છે. તો કોઇ આપણને હવે સુખ મળવાનું નથી, હાલ પણ સુખ નથી, સુખ સર્વ ગયું, ત્યારે તે આગલો કાળ પુનઃ આવે એવી એવી મિથ્યા આશા રાખતા બેસે છે; પરંતુ કાળે તો આ પૈકી કોની ઇચ્છા શું છે, કિંવા હજી બીજાની ઇચ્છા શું છે, એની શોધ કે

પુછપરછ સુદ્ધાં કરી નથી. તેમજ તેની તરફ ડોકું ફેરવી જોયું પણ નથી, તેને જે એક વખત ગતિ મળી છે, તે તેણે સતત સરખી રાખી છે. તેનો વેગ અટકાવી શકાતો નથી, તે સતત ચાલુ છે. તે થાકી પણ અટકાતો નથી. પોતાનું કામ કરે જાય છે. કોઇનું મન તુટશે, કોઇનું દુઃખાશે, તે બદલ તેને દરકાર નથી, તેનો ઓઘ તો ચાલુ જ છે તેના સપાટામાં જે કાંઈ કોઇનું હિતાહિત થાય તે થાય, તે તો સર્વથી તદ્દન અલિપ્ત.

આ તેના સ્વભાવને અનુસરી કાળે આપણી કથાનકની વ્યક્તિ સંબંધી પણ વર્તન કર્યું. રામરાજાને પરાકાષ્ઠાનું દુઃખ થયું હતું, તેથી તેણે ચોબી તનું સાંત્વન કરવાને પ્રયત્ન સુદ્ધાં કર્યો નહી, એટલું જ નહી, પણ મેહેર જાન ક્યાં ગઇ, અને કેવી સ્થિતિમાં રહે છે, એ વીશ વર્ષમાં પણ તેને સમ જવા દીધું નહી. રામરાજા તેનો શોધ વીશ વર્ષ સુધી એક સરખો ચલાવતો હતો, એવું પણ ન હતુ. તેણે પહેલાં પહેલાં અતોનાત શોધ ચલાવી, ઠેક ઠેકાણે ગુપ્ત માણસો પાઠવ્યા, પરંતુ ધનમલ્લનો તેમજ મેહેરજાનનો પત્તો ન મળ્યો. પહેલાં ત્રણ ચાર મહિના ખૂબ શોધ કરાવી, પછી ઘણે વખતે "ગઇ તો ગઇ, મેં કાંઇ તેનો ત્યાગ કર્યો ન હતો, તેના નસીબમાં સુખ નહીં તેને આપણે શું કરવું?" એવા મનમાં ઉદ્દગાર કાઢી, શોધ છોડી દીધો, પરંતુ મનની યાદ ભુંસાઇ નહી, તે તો કાયમ જ રહેશે એવું તેનું મન કહેતું. દશ પંદર દિવસે તે કુંજવનમાં જતો. મેહેરજાનના વખતમાં કુંજવનની જેવી વ્યવસ્થા હતી તેવી જ તેણે ચાલુ રાખી હતી. રામરાજા ત્યાં આવી આટલું જ જોઇ સ્મૃતિ સુખ લઇ પાછો ફરે. સ્મૃતિ સુખ એ 'દુઃખમય સુખ' આગલા કાળના દુઃખનું સ્મરણ સુદ્ધાં સુખાવહ થાય છે. દુઃખમાં ગયેલા દિવસોનું સ્મરણ સુખના દિવસોમાં થાય છે, ત્યારે તેમાં પણ સુખ આવે છે, અને તેથી જ કેટલાક લોકો પાછલા દુઃખનું સ્મરણ કરી અશ્રુ પાડે છે. રામરાજા આ પ્રમાણે પહેલાં સાત આઠ મહિના સુધી કેટલાક દિવસ કુંજવનમાં આવી જતો, માત્ર તે રાત્રિ ત્યાં કાઢતો નહી.

એમ થતાં થતાં જવાનું પણ બંધ થયું. પાંચ પાંચ છ છ મહિના સુધી કુંજ વનમાં આવે નહી એવું થયું. અને પછી તેના મનમાંથી કુંજવન અને કુંજવનમાં બનેલી સર્વ વાત ઘણે દૂર નીકળી ગઇ. વર્ષ વીત્યા પછી કુંજ-વનમાં પુનઃ એક વખત આવ્યો. વ્યવસ્થા જોઇ પાછો ફર્યો. પુનઃ વર્ષ વીત્યું. તે વર્ષમાં તો તેને કુંજવનનું, મેહેરજાનનું કિંવા ધનમલ્લનું અને માઝીનાનું સ્મરણ સુદ્ધા થયું કે નહી, એ કહેવું જ કઠીણ છે.

"દિન ગણતા માસ ગયા,
વરસે આંતરિયાં;"
"સુરત ભૂલી સાહેબા,
નામે વિસરીયાં."

આવી સ્થિતિ થવાનાં તેવાં કારણો પણ બન્યાં. આ મહત્વાકાંક્ષી પુરૂષને પોતાની મહત્વાકાંક્ષા તૃપ્ત કરવાની સંધી અને સામગ્રી બેઉ અનુ-કુળ થઇ. પોતાની કન્યા રામરાજાને પરણાવ્યા પછી ટુંક મુદતમાં કૃષ્ણદેવ રાજા માંદો પડયો. તેણે રામરાજાને પોતા પાસે બેસાડી તેના હાથથી સર્વ રાજ્ય કારભાર ચલાવવાનો આરંભ કર્યો. આ સંધી મળતાં રામરાજાએ તેનો ઘણો લાભ લીધો. મહારાજના મનમાં કોઇ પણ કામમાં કેવો હુકમ કરવાની ઇચ્છા છે, એજ ધોરણ જોઇ તે તેજ પ્રમાણે પ્રથમથી જ લખતો અથવા આજ્ઞાપત્ર વાંચી દાખવતો, અને મહારાજાની પૂર્ણ પસંદગી મેળવતો. એમ થતાં થતાં મહારાજની પ્રકૃતિ વધારે ને વધારે બગડતી ગઇ, અને મહા-રાજાનો રામરાજાપર પૂર્ણ વિશ્વાસ હોવાથી હવે તે રાજકાજપર ધ્યાન ન આપતાં સર્વ તંત્રો તેને પૂર્ણ સત્તા સાથે સોંપ્યાં. રામરાજા સર્વ વ્યવસ્થા કરતો અને નીમેલે વખતે રોજ મહારાજા પાસે ઘટિકા બે ઘટિકા બેસી કાંઇ વિશેષ નવલ બન્યું હોય તે કહેતો, મહારાજની તબિયત ઠીક હોય તો તે સાંભળતા, નહી તો તે પણ સાંભળતા નહી. આથી રામરાજા એજ ખરો રાજકર્તા—રાજા બન્યો.

રામરાજા જેવા મહત્વાકાંક્ષીને આવી સંધી મળે, પછી પૂછવું શું! જેટલો તે સંધીનો ઉપયોગ લેવો જોઇએ તેટલો પૂર્ણપણે તેણે લીધો. એક તો પોતાના ભાઇને સેનાપતિની જગ્યા અપાવી, અને શારંગદેવ નામના પોતાના મિત્રને મહારાજાનો ખાનગી કારભારી નીમ્યો. રાજ્યનો સર્વ કારભાર પોતાના હાથમાં, રાજ્યની સેના ભાઇના હાથમાં, રાજાનો ખાનગી કારભાર પોતાના મિત્રના હાથમાં, પછી શું જોઇએ ? કયાં પણ પારકાનો હાથ ઘુસવા દેવો નહી, એવો પકકો નિશ્ચય તેણે કર્યો હતો. રાજાને એક કુંવર હતો, તે કુંવરને ગાદી પર બેસાડી પોતે વાનપ્રસ્થ થવું એવી ઇચ્છા મહારાજાને થઇ, પરંતુ ત્યાં તે કુંવર વિષ પ્રયોગથી મૃત્યું પામ્યો. વિષ કોણે આપ્યું, તેની શોધ મહારાજાએ તથા રામરાજાએ ઘણી ઘણી કરી પણ પત્તો લાગ્યો નહી. પુત્રના મૃત્યુનો આઘાત લાગી, મહારાજાનો પણ તરતજ અંત થયો. તેની પશ્ચાત તેની અનુમતિથી જ તેણે નજરકેદ રાખેલ તેના એક ભાઇને ગાદીપર બેસાડવામાં આવ્યો. મેહેરજાન નાહીસી થયા પછી સુમારે બે વર્ષની અંદર આ સર્વ પ્રકાર બન્યો.

કૃષ્ણ દેવરાજના સ્વર્ગવાસ પછી ઘણો મ્હોટો ફેરફાર થયો. કૃષ્ણદેવરાજના જે ભાઇઓ કેદમાં હતા તે પૈકી અચ્યુતરાય ગાદીપર આવ્યો. અર્થાત્ રામરાજા અને તેનો બંધુ અને મિત્રનો પક્ષ નીચે પડી, તેમને કેટલાંક વર્ષ સુધી અજ્ઞાનવાસ ભોગવવો પડયો. આ અજ્ઞાતવાસ રામરાજાને ઘણો દુઃસહ થયો, પરંતુ જેમતેમ તે પસાર કર્યો, તે તે કુંજવનમાં જ આવી રહી કાઢયો. ત્યાં આવ્યા પછી પહેલ વહેલાં તેને મેહેરજાનનું સ્મરણ વારવાર થતું, પણ મનુષ્ય તરત જ ધટ્ટ બને છે, તે જ પ્રમાણે તે પણ અહીં સહકુટુંબ. આવી રહ્યાથી ધટ્ટ બનતો ચાલ્યો. થતાં થતાં ત્યાં પણ તેને મેહેરજાન વિસારે પડી. પરંતુ તેની મહત્વાકાંક્ષા તદન બુજાઇ ગઇ ન હતી. અચ્યુતરાયની કારકીર્દીમાં પણ તેણે ઘણી ઘણી ખટપટો ચલાવી. તેણે પોતાના ભાઇ અને મિત્રની સહાયતાથી અચ્યુતરાયને માત્ર નામધારી

રાજા બનાવવાનો યત્ન કર્યો, અંતે તે ધારણા અનેક પ્રકારે પાર પડી, અનેકની મદદ તેને મળવાનાં કારણો પણ થયાં. તે એવાઃ—

અચ્યુતરાય ઘણો મિત્ર હતો, તેની કારકીર્દીમાં વિજયનગરની આબરૂ ઘણી કમી થઈ કૃષ્ણદેવરાયના વખતમાં આસપાસના મુસલમાન રાજ્યોમાં વિજયનગરના રાજાનો જે જોર–દમામ બ્હીક લાગતી હતી, તે હવે બિલ-કુલ કમી થયાં. કૃષ્ણદેવરાયના વખતમાં બિજાપુરના બાદશાહ અલિ આદિ-લશાહે એક, બે વખત વિજયનગરને તોડવા પ્રયત્ન કર્યો, અને તે પ્રયત્ન કૃષ્ણદેવરાયે કેવી રીતે તોડયો તે હકિકત ઘણી વાંચનીય હોવાથી નીચે આપી છે.

ઈસ્માઈલ આદિલશાહના મનમાં આવ્યું, કે રાયચુર અને મુદગલ એ બેઊ ગામ મુળ મુસલમાની રિયાસતનાં હોઈ તે વિજયનગરના રાજાઓએ પોતાના તાબામાં લીધાં છે એ પાછાં લઈ મુસલમાનોની આબરૂ બચાવી વિજયનગરને પોતાનું પાણી દેખાડવું. આ વિચાર અમલમાં મૂકવા તેણે પોતાની સેના ધીમે ધીમે તે તરફ ફેરવી, પણ કૃષ્ણદેવરાય ઘણો બાહોશ–જાગૃત હોવાથી તરત આદિલશાહનો બેત તેના લક્ષમાં આવ્યો, અને તેનો પ્રતિરોધ કરવા પૂર્ણ નિશ્ચય કર્યો. આદિલશાહ પ્રમાણે તેણે પણ પોતાની તૈયારી ચલાવી. થતાં થતાં આદિલશાહ છેક નજીક આવ્યો છે, એ જણાતાં તેણે પણ કૃષ્ણા તીરે આવી છાવણી નાંખી, આ વખતે વિજયનગરનું સ્વતઃનું સૈન્ય પ્રચંડ હતું, અને તેમાં તેના ઘણા માંડલિકો પણ પોતપો-તાના સૈન્ય સાથે આવી મળ્યા હતા, કારણ આ સમયે દક્ષિણમાં હિંદુઓના સામ્રાજ્ય બદલ અને આબરૂ બદલ સર્વ લોકોને અતિશય અભિમાન હતું. આ અભિમાનથી સર્વને એમજ લાગતું કે, વિજયનગરનું સામ્રાજ્ય એટલે હિંદુઓનું સામ્રાજ્યઃ આ સામ્રાજ્યના તાબાના પ્રાંતો પૈકી એકાદ ટુકડો સુદ્ધાં પાછો મુસલમાનોના હાથમાં જવા ન દેવો. કૃષ્ણદેવરાયે પણ હિંદુ સામ્રાજ્યની આબરૂ સારી જાળવ્યાથી તેને માંડલિકોને આ પ્રસંગે જોડાવાને

આમંત્રણ સુદ્ધાં મોકલવાની જરૂર પડી નહી. મુસલમાન બાદશાહ આદિલશાહ આ સામ્રાજ્યનો ટુકડો તોડવા માંગે છે, એવું સમજતાં જ માંડલિકો પોતપોતાના લશ્કરો સાથે વિજયનગરની મદદે દોડયા.

કૃષ્ણદેવરાયની આવી મ્હોટી તૈયારી જોઈ આદિલશાહે પાછા ફરવું જોઈતું હતું, અને તેના કેટલાક શાણા મુત્સદીઓ–સલાહકારોએ એવી સલાહ પણ આપી; પરંતુ આદિલશાહે તેમનું સાંભળ્યું નહીં, કૃષ્ણા નદીને સામે તીરે આવી છાવણી નાખી, હવે ત્યાંથી પાછા ફરવું, એ તેને અપમાનાસ્પદ લાગ્યું. કૃષ્ણા નદી ઉતરવાના સર્વ માર્ગો અને સર્વ નૌકાઓ કૃષ્ણદેવરાયે પોતાના કબજામાં રાખી, શત્રુની હિલચાલોપર બારિક નજર રાખી હતી. તો પણ હવે પાછા ફરવું નહી, એવો દઢ નિશ્ચય કરી બાદશાહે પોતાના સૈન્યને હુકમ કર્યો કે, હું જ્યારે પણ હુકમ કરૂં કે, તરત તમારે નદી ઉતરી શત્રુપર હલ્લો કરવા તૈયાર રહેવું. આવો હુકમ આપી નદી ઓળંગવા માટે તરાપા વગેરે તૈયાર કરવાની તૈયારી ચલાવી. આ પ્રમાણે સર્વે ચાલ્યું હતું, ત્યાં એક દિવસે બાદશાહ આદિલશાહ પોતાના બાદશાહી તંબુમાં આરામ લેતો હતો, તે વખતે બહાર કોઇએ સુસ્વર અવાજે નીચેના અર્થવાળી ગજલ લલકારી, તે તેને કાને પડી:—“ઉઠ બાબા, અને સુવર્ણનો પ્યાલો ત્હારા હાથમાંથી ઉડાવી કોઇ ધૂળમાં મેળવે, તે પૂર્વેજ તેમાં આનંદ રૂપ મદ્ય ભરી તે આનંદથી પ્રાશન કર.” સુલતાનમાં આ ગજલ સાંભળતાં જ એકાએક સ્ફુરણ આવ્યું. તેને એવું લાગ્યું, કે આ ગજલદ્વારા પરમેશ્વર મને એવી આજ્ઞા કરે છે કે, ત્હારે ત્હારી ઈચ્છા તૃપ્ત કરવાની આજ સંધી ઉત્તમ છે, આ સંધી જવા દઇશ તો પુનઃ આવી સંધી મળશે નહી.

મનુષ્યની શ્રદ્ધા ઘણી વિલક્ષણ છે. એક વખત તેના મનમાં આવ્યું કે, અમુક કર એવી પોતાને પરમેશ્વરની આજ્ઞા છે, પછી તેને જોઇએ તેવી અડચણો આવે તોપણ તેને દેખાતી નથી, તેવી જ આદિલશાહની સ્થિતિ

થઇ. લાગલો જ મનનો નિશ્ચય કરી શત્રુપર હલ્લો કરવા હુકમ કર્યો. શત્રુ-પર હલ્લો કરવા પૂર્વે તેણે પોતાના માનીતા હાજી હા કરનારા સર્વેને પોતાપાસે એકઠા કર્યા, અને મદ્યપાનની શરૂઆત કરી. રાત્રો પૂર્ણ થયા સુધી એક સરખો મદ્યપાનનો તડાકો શરૂ રહ્યો. દારૂના પ્યાલાપર પ્યાલા ઉડવા લાગ્યા. ખૂબ રંગ ચડવા લાગ્યો, તેમ તેમ બાદશાહ પણ તર થવા લાગ્યો, અને એકદમ મનમાં કાંઇક આવતાં, નદી ઉતરી શત્રુપર હલ્લો કર-વાની આજ્ઞા કરી. આ હુકમ સાંભળતાં ઘણા લોકો ચમકયા, તેમણે તેનો નિષેધ કર્યો. આમ કરવાથી સર્વેનો નાશ થશે એમ ખુલ્લું કહ્યું, છતાં બાદશાહે તેમનું જરા પણ સાંભળ્યું નહી. તેણે સખત હુકમ કર્યો કે "જેટ-લા તરાપા તૈયાર થયા હોય તેટલાપર સૈન્યે જવું, અને બાકીનાઓએ હાથીઓપર જવું. પણ આજની રાત્રિ પૂર્ણ થઇ દિવસ ઉગે તે પૂર્વે શત્રુ-પર હલ્લો થવો જ જોઇએ. ઘણા સરદારોએ પુનઃ આમ કરવાથી સર્વેનો નાશ થશે એમ જણાવ્યું, પણ બાદશાહે દુરાગ્રહ છોડયો નહી. એટલું જ નહી, પણ પોતે ઉદાહરણ બેસાડયા સિવાય લોકો હિંમત કરશે નહીં, એવુ ધારી, તે સ્વતઃ હાથીપર ચઢયો, અને પોતાના જ હાથીપર બે સરદારોને સાથે લીધા, અને કૃષ્ણાના પ્રચંડ પ્રવાહમાં હાથી ઊતાર્યો. આટલું થયા પછી શું પૂછવું ? મન લજ્જાસ્તવ નહીં પણ જન લજ્જાસ્તવ ઇતર સર-દારો ઉમરાવોને બાદશાહની પુઠે પોતાના હાથીઓને નદીમાં ઉતારવા પડયા. સુમારે સાડા ત્રણસો હાથીઓ કૃષ્ણામાં ઉતર્યા.

નસિબ જોગે બહુ તર્ક લોકો સામે તીરે જઇ પહોંચ્યા. જેટલા તરાપા તૈયાર હતા તે પર બે ખેપમાં હાથીઓની પુઠે પુઠે કેટલુંક સૈન્ય ઉતર્યું, પરંતુ એટલામાં શત્રુઓને બાતમી મળી અને તેમના લોકો સામે ધસ્યા. કૃષ્ણદેવરાયના સૈન્યે તાબડતોબ બિજાપુરી સૈન્યપર એવો મારો ચલાવ્યો કે બાદશાહને અને તેના સૈન્યને પાછા ફરવું સુદ્ધાં અશકય થયું. ' હવે છુટકો અશકય ' એવું જોતાં બાદશાહી સૈન્ય જીવપર ઉદાર થઇ લડવા

આમંત્રણ સુદ્ધાં મોકલવાની જરૂર પડી નહી. મુસલમાન બાદશાહ આદિલ-શાહ આ સામ્રાજ્યનો ટુકડો તોડવા માંગે છે, એવું સમજતાં જ માંડલિકો ઓતપોતાના લશ્કરો સાથે વિજયનગરની મદદે દોડ્યા.

કૃષ્ણદેવરાયની આવી મ્હોટી તૈયારી જોઈ આદિલશાહે પાછા ફરવું જોઈતું હતું, અને તેના કેટલાક શાણા મુત્સદીઓ–સલાહકારોએ એવી સલાહ પણ આપી; પરંતુ આદિલશાહે તેમનું સાંભળ્યું નહીં, કૃષ્ણા નદીને સામે તીરે આવી છાવણી નાખી, હવે ત્યાંથી પાછા ફરવું, એ તેને અપમાનાસ્પદ લાગ્યું. કૃષ્ણા નદી ઉતરવાના સર્વ માર્ગો અને સર્વ નૌકાઓ કૃષ્ણદેવરાયે પોતાના કબજામાં રાખી, શત્રુની હિલચાલપર બારિક નજર રાખી હતી. તો પણ હવે પાછા ફરવું નહી, એવો દૃઢ નિશ્ચય કરી બાદશાહે પોતાના સૈન્યને હુકમ કર્યો કે, હું જ્યારે પણ હુકમ કરૂં કે, તરત તમારે નદી ઉતરી શત્રુપર હલ્લો કરવા તૈયાર રહેવું. આવો હુકમ આપી નદી ઓળંગવા માટે તરાપા વગેરે તૈયાર કરવાની તૈયારી ચલાવી. આ પ્રમાણે સર્વ ચાલ્યું હતું, ત્યાં એક દિવસે બાદશાહ આદિલશાહ પોતાના બાદશાહી તંબુમાં આરામ લેતો હતો, તે વખતે બહાર કોઇએ સુસ્વર અવાજે નીચેના અર્થવાળી ગજલ લલકારી, તે તેને કાને પડી:–“ ઉઠ બાબા, અને સુવર્ણનો પ્યાલો ત્હારા હાથમાંથી ઉડાવી કોઇ ધૂળમાં મેળવે, તે પૂર્વેજ તેમાં આનંદ રૂપ મદ્ય ભરી તે આનંદથી પ્રાશન કર. ” સુલતાનમાં આ ગજલ સાંભળતાં જ એકાએક સ્ફુરણ આવ્યું. તેને એવું લાગ્યું, કે આ ગજલદ્વારા પરમેશ્વર મને એવી આજ્ઞા કરે છે કે, ત્હારે ત્હારી ઈચ્છા તૃપ્ત કરવાની આજ સંધી ઉત્તમ છે, આ સંધી જવા દઇશ તો પુનઃ આવી સંધી મળશે નહી.

મનુષ્યની શ્રદ્ધા ઘણી વિલક્ષણ છે. એક વખત તેના મનમાં આવ્યું કે, અમુક કર એવી પોતાને પરમેશ્વરના આજ્ઞા છે, પછી તેને જોઇએ તેવી અડચણો આવે તોપણ તેને દેખાતી નથી, તેવી જ આદિલશાહની સ્થિતિ

થઇ. લાગલો જ મનનો નિશ્ચય કરી શત્રુપર હલ્લો કરવા હુકમ કર્યો. શત્રુપર હલ્લો કરવા પૂર્વે તેણે પોતાના માનીતા હાજી હા કરનારા સર્વેને પોતાપાસે એકઠા કર્યા, અને મદ્યપાનની શરૂઆત કરી. રાત્રી પૂર્ણ થયા સુધી એક સરખો મદ્યપાનનો તડાકો શરૂ રહ્યો. દારૂના પ્યાલાપર પ્યાલા ઉડવા લાગ્યા. ખૂબ રંગ ચડવા લાગ્યો, તેમ તેમ બાદશાહ પણ તર થવા લાગ્યો, અને એકદમ મનમાં કાંઇક આવતાં, નદી ઉતરી શત્રુપર હલ્લો કરવાની આજ્ઞા કરી. આ હુકમ સાંભળતાં ઘણા લોકો ચમકયા, તેમણે તેનો નિષેધ કર્યો. આમ કરવાથી સર્વેનો નાશ થશે એમ ખુલ્લું કહ્યું, છતાં બાદશાહે તેમનું જરા પણ સાંભળ્યું નહી. તેણે સખત હુકમ કર્યો કે "જેટલા તરાપા તૈયાર થયા હોય તેટલાપર સૈન્યે જવું, અને બાકીનાઓએ હાથીઓપર જવું. પણ આજની રાત્રિ પૂર્ણ થઇ દિવસ ઉગે તે પૂર્વે શત્રુપર હલ્લો થવો જ જોઇએ. ઘણા સરદારોએ પુનઃ આમ કરવાથી સર્વેનો નાશ થશે એમ જણાવ્યું, પણ બાદશાહે દુરાગ્રહ છોડયો નહી. એટલું જ નહી, પણ પોતે ઉદાહરણ બેસાડયા સિવાય લોકો હિંમત કરશે નહીં, એવું ધારી, તે સ્વતઃ હાથીપર ચઢયો, અને પોતાના જ હાથીપર બે સરદારોને સાથે લીધા, અને કૃષ્ણાના પ્રચંડ પ્રવાહમાં હાથી ઊતાર્યો. આટલું થયા પછી શું પૂછવું ? મન લજ્જાસ્તવ નહીં પણ જન લજ્જાસ્તવ ઇતર સરદારો ઉમરાવોને બાદશાહની પુઠે પોતાના હાથીઓને નદીમાં ઉતારવા પડયા. સુમારે સાડા ત્રણસો હાથીઓ કૃષ્ણામાં ઉતર્યા.

નસિબ જોગે બહુ તર્ક લોકો સામે તીરે જઇ પહોંચ્યા. જેટલા તરાપા તૈયાર હતા તે પર બે ખેપમાં હાથીઓની પુઠે પુઠે કેટલુંક સૈન્ય ઉતર્યું, પરંતુ એટલામાં શત્રુઓને બાતમી મળી અને તેમના લોકો સામે ધસ્યા. કૃષ્ણદેવરાયના સૈન્યે તાબડતોબ બિજાપુરી સૈન્યપર એવો મારો ચલાવ્યો કે બાદશાહને અને તેના સૈન્યને પાછા ફરવું સુદ્ધાં અશકય થયું. ' હવે છુટકો અશકય ' એવું જોતાં બાદશાહી સૈન્ય જીવપર ઉદાર થઇ લડવા

લાગ્યું, પણ તે ક્યાં સુધી ટકે ? હિંદુઓની પુરી તૈયારી હતી, તેમનો મારો પણ જબરો હતો, એટલે ટુંક સમયમાં તો બાદશાહી સેના તોબા તોબા પોકારવા લાગી બાદશાહના ખુદનું રક્ષણ કરવું પણ વિકટ કામ થઇ પડયું. મુસલમાનોની હાર થઇ. હવે બચવું કઠણ ધારી બાદશાહનો હાથી પુનઃ નદીમાં ઉતાર્યો પણ નદીનો વેગ જબરો અને ઉલટો હોવાથી ઘણી મહેનત અને ખટપટે જેમ તેમ કરી હાથી સામે કિનારે આવ્યો, અને બાદશાહ બચ્યો. બાકીના સરદારો અને સૈન્યની પુરી કમબખ્તી થઇ, ઘણો ઘાણ નીકળી ગયો અને માત્ર ઘણા જુજ માણસો જીવ બચાવી બાદશાહને મળી શક્યા. આવી દુર્દશા થઇ. માર ખાઇ આદિલશાહ પાછો ફર્યો, પછી તેને ઘણો પશ્ચાત્તાપ થયો. મધના જોમમાં ઘણું મુર્ખાઇનું વર્તન કર્યું, શહાણા બાહોશ સરદારો, મુત્સદીઓની સલાહ માની નહી અને પુર્ણ ફજેતી કરાવી લીધી, નહાકનો નાશ કરાવ્યો, અને કૃષ્ણદેવરાય પર–આ હિંદુ રાજ્યપર આ નાશ, આ અપમાનનું પૂર્ણ વેર લઉં નહિ ત્યાં સુધી પુનઃ મધ લેવો નહી, અરે સ્પર્શ સુદ્ધાં કરવો નહી, એવી બાદશાહે પ્રતિજ્ઞા લીધી.

આ હાર અને ફજેતો આદિલશાહને બહુ ડખવા લાગ્યો. આદિલશાહના નહિ, પણ બાહામની રાજ્યો પૈકી પ્રત્યેકના મનપર હિંદુઓનાં પરાક્રમનો ખુબ દાબ બેઠો. હવે કેટલાંક વર્ષ સુધી નિદાન હિંદુઓ સામે લડવાનું મનમાં સુદ્ધાં લાવવું નહી એવુ મુસલમાન બાદશાહોના મનમાં લાગ્યું; પરંતુ આ હિંદુઓના દાબ–જોરથી એક વાત એવી બની કે, તેજ આગળ ઉપર હિંદુ સામ્રાજ્યના નાશનું કારણ થઇ. મુસલમાન બાદશાહોના મનમાં એવો એક પ્રશ્ન ઉદ્દ્ભવ્યો કે, કૃષ્ણદેવરાય કિંવા બીજો કોઇ તેના જેવોજ સાહસિક વંશજ મુસલમાની બાદશાહનો નાશ કરવા ઉઠે તો આપણી શી દશા થશે ? ત્યારે આપણે બધા માત્ર આટલી એક બાબતમાં એક થઇ આ હિંદુ રાજ્ય હજમ કરી જઇએ. આ બુદ્ધિ સર્વ બાદશાહોને થઇ, અને તેઓએ પરસ્પર એક થઇને ક્યારે પણ આ કાંટો ખેંચી કાઢવાનો દ્રઢ નિશ્ચય કર્યો. આ તેમના નિશ્ચયમાં કૃષ્ણદેવરાય અને તેના

લોકોના-હિંદુઓના ગર્વિષ્ઠપણાના વર્તનથી ઘણો ઉમેરો થયો.

બિજાપુરપર ફતેહ મેળવ્યા પછી મ્હોટા ઠાઠમાઠથી સ્વારી કાઢી કૃષ્ણદેવરાયે નગર પ્રવેશ કર્યો. આદિલશાહે સુલેહ માટે પોતા તરફથી વકીલ મોકલ્યો તેની સામે ઘણું અપમાનનુ વર્તન કર્યું. પ્રથમ એક માસ પર્યંત તેની ખબર અંતર પણ લીધી નહી. એક મહીનો વીત્યા બાદ તેની મુલાકાત લીધી. મુલાકાતમાં તેનો ઘણો ઉપમર્દ કર્યો. અર્થાતજ આ આગમાં તેલ નાખ્યા પ્રમાણે થયું. ઇતર મુસલમાન બાદશાહોએ પણ વકીલો મોકલાવ્યા હતા. તેમની સ્થિતિ પણ મહારાજાએ કહો કિંવા તેના હાથ નીચેના લોકોએ કહો-તેવીજ કરી. આથી તેમને પણ એકંદર ઘણું દુઃસહ થયું. ઓછામાં પુરૂં બિજાપુરી વકીલ સાથે આદિલશાહને કૃષ્ણદેવરાયે કહેવડાવ્યું કે " તું મ્હારી દરબારમાં આવી મુજરો કરી મ્હારા ચર્ણોનું ચુંબન લે ! " આ આદિલશાહે કબુલ કર્યું નહી, ત્યારે કૃષ્ણદેવરાયે બિજાપુરપર ચઢાઇ કરી. મુસલમાની સૈન્યને દાબતા દાબતા બિજાપુરની સન્નિધ જઈ પહોંચ્યો. બિજાપુર સર કર્યું; અને ઘણા દિવસ સુધી ખુદ બિજાપુરમાં મુકામ રાખ્યો. આ સર્વ બનાવોથી આગ પુરી ભડકી. સર્વ મુસલમાન બાદશાહોના હૃદયમાં વિજયનગરના હિંદુ સામ્રાજ્ય બદલનો દ્વેષ અતિ ઘણો વધ્યો: પણ કૃષ્ણદેવરાય જેવા બલિષ્ઠ મહારાજાને કાંઇ કરી શકયા નહી. તેણે વિજયનગરની સત્તા ખુબ વધારી અને તેની યશવંત કારકીર્દીમાં મુસલમાન બાદશાહોને ખુબછંછેડેલા હોવાથી તેઓ વિજયનગર પર વેર લેવાની સંધિ સાધવા ટાપી બેઠા હતા.

આ સર્વ કારણોથી કૃષ્ણદેવરાયના મૃત્યુના સમાચાર કાને આવતાં તે સર્વેને અતિશય આનંદ થયો. આદિલશાહનો આનંદ તો ઉરમાં સમાતો ન હોતો. કૃષ્ણદેવરાયે પોતાને કેદમાં રાખ્યો હતો તેથી અચ્યુતરાયને તેના પર ઘણો ક્રોધ હોવાથી ગાદીપર આવતાં તરતજ તેણે પ્રથમ કૃષ્ણદેવરાયના માનિતાઓને એકદમ દૂર કરી તેમની જગ્યાએ પોતાના માનીતા લોકો

નીમ્યા. રામરાજાને આવીજ રીતે કાઢ્યો, અને તે કુંજવનમાં જઇ રહ્યો. પરંતુ તે કાંઇ ત્યાં તદન ચુપ બેઠો નહી. ત્યાંથી પણ તેની ખટપટ તો શરૂજ હતી. અચ્યુતરાય તદન ભીત્રો અને અનિશ્ચિત્ત મનનો હોવાથી, તથા તેની આસપાસનું તેનું સર્વ મંડળ પણ લગભગ તેના જેવુંજ હોવાથી આદિલશાહ જેવા ટાંપી બેઠેલા કટ્ટા શત્રુનું આઇતુંજ ફાવ્યું. વેર લેવાની આ સંધિ ઉત્તમ છે એવું તેણે જોયું, અને કૃષ્ણદેવરાયના સમયમાં પોતાની ગુમાવેલી આબરૂ અને મુલક પાછો મેળવવા નિશ્ચય કર્યો, તે નિશ્ચય અમલમાં મુકવાને પણ તેને વખત લાગ્યો નહી. અચ્યુતરાયની કારકીર્દીના પ્રારંભમાંજ તેણે પોતાનો હેતુ પાર પાડ્યો.

આ હકીકત અને આપણી કથાનક પુનઃ જયાંથી શરૂ થાય છે ત્યાં સુધીની રામરાજાની સર્વ હકીકત આગલા પ્રકરણમાં આપીશું.



# પ્રકરણ ૧૦ મું.

## થોડો ઇતિહાસ.

કુસંપ મુળ કંકાસનું,
મુળ મુડીનું જાય;
કુળનું મુળ કાઢે કદી,
દુઃખ દાવાનળ થાય.

મમત કરે મમ તાણિ,
ખોટી રાખે મામ;
જે જિહાં તે તિહાં રહે,
કાંઇ ન આવે કામ.

મિત્ર સામે કપટે રમે,
સ્વાર્થમાં હુંશિયાર;
અરિ સાથે હેતે મળે,
મુરખનો સરદાર.

અચ્યુતરાય કૃષ્ણદેવરાયની પાછળ ગાદીપર આવતાંજ તેના પક્ષનો દિવાન થયો અને રામરાજા પાછળ પડયો. અચ્યુતરાય ભીરૂ સ્વભાવનો, અસ્થીર મનનો અને બીજાને ખોળે પાણી પીનાર નમાલો હતો. આથી સર્વ ભાર તેના દિવાન હોઝે તિરૂમલ્લરાય ઉપર પડયાથી ખરેખરો તેજ રાજા હતો એમ કહેવામાં અડચણ નથી. રામરાજાની મ્હોટી મહત્વાકાંક્ષા એ હતી કે તેના પિતાનું વિજયનગરમાં જે વજન હતું, તેના કરતાં પણ

નગરની અંતસ્થ બાતમિઓ કઢાવતો હતો. એવામાં ઉપલો પ્રકાર બન્યો અને મણિમલ્લે તિરૂમલ્લરાયને સલાહ આપી કે, બાદશાહને વિજયાનગર આવવા આમંત્રણ આપી તેની સાથે મૈત્રિ કરો. આવું કરવાથી કેટલું ભરી પડશે, અને તેનું કેવુ પરિણામ આવશે તેનો કાંઇ પણ વિચાર કર્યો નહી હાલના સંકટમાંથી બ્હાર નીકળવા અને લોકોમાં ધાસ્તી બેસાડવા આ યુક્તિ ઘણી સારી છે એવું તેને લાગ્યું. લાગલોજ તેનો અમલ થયો. પોતાના એક ઘણા વિશ્વાસુ માણસને અત્યંત ગુપ્ત રીતે બાદશાહ પાસે તાબડતોબ મોકલાવ્યો.

બાદશાહ પાસે તે વકીલ જતાંજ અને તેનું સર્વ સાંભળતાંજ બાદશાહના મનમાં આનંદ સમાય નહી એવું થયું ! તેણે તત્કાળ હા કહી અને તાબડતોબ વિજયાનગર જવાની તૈયારી ચલાવી, અને તરતમાં વિજયાનગર જવાનું નક્કી કર્યું.

રામરાજા કે તેના લોકોના જાણવામાં આ સર્વ કારસ્થાન આવ્યુ નહી. તેમણે પણ પોતાનો બેત પાર પાડવા મસલતો ચલાવી હતી. તેમણે પણ એક દિવસ નક્કી કર્યો, અને તે દિવસે તિરૂમલ્લરાય તથા મણિમલ્લને કેદ કરવાનું નક્કી કર્યું. તેઓમાં એક ફુટેલો હતો તેણે સર્વ બેત તિરૂમલ્લરાયને કાને નાંખ્યો. તિરૂમલ્લરાયે તરતજ ઉતાવળથી બાદશાહને વિજયાનગર આવવા કહેણ મોકલ્યુ. બાદશાહ તો રાહજ જોતો હતો. તેની પૂર્ણ તૈયારી હતી. સમાચાર મળતાંજ તુંગભદ્રા ઉતરી વિજયાનગરમાં પ્રવેશ કર્યો. અચ્યુતરાય અને તિરૂમલ્લરાય મ્હોટું સામૈયુ કરી બાદશાહને સામે લેવા ગયા અને ઘણા માન અકરામથી મ્હોટી ધામધુમથી વિજયાનગરમાં બાદશાહનો પ્રવેશ કરાવ્યો, અને ઘણાજ ઠાઠમાઠથી વિલક્ષણ પ્રકારે તેનો આદર સત્કાર કર્યો વિજયાનગરની સમૃદ્ધિ તેનો વૈભવ ઘણોજ મ્હોટો છે એવું બાદશાહ જાણતો હતો, પરંતુ તેની મ્હોટાઇની ખરી કલ્પના તેને ન્હોતી. તે આ મેમાનગીરી અને આદર સત્કાર વખતે થઇ ! હવે પોતાનો પૂર્ણ પગ પેપારો ત્યાં કરવો એવું તેના મનમાં આવ્યું.

તિરૂમલ્લરાય ઘણી અડચણમાં છે, ઘણો ગભરાયો છે, તેનો પૂર્ણ લાભ સેવો, હવે તેને બરોબર નડવું, ધાક બેસાડવો, જે જોઇએ તે કરવું અને તેની પાસેથી ઘણી ઘણી વાતો કબુલ કરાવી લઇ પુષ્કળ સંપત્તિ પણ ઉંચકવી, આવો બેત કર્યો. તિરૂમલ્લરાયને જે કહીશું તે તે કર્યા વગર હવે તેને છુટકો નથી એવું તેને લાગ્યું અને તેજ પ્રમાણે થયું. તિરૂમલ્લરાય પાસે બાદશાહે જબરજસ્ત ખંડણી માંગી, અને તેણે તે કબુલી. હવે ભવિષ્યમાં આજથી વિજયાનગરનું રાજ્ય બિજાપુરની બાદશાહતનું માંડલિક રાજ્ય થયું એવું તેણે તેની પાસેથી કબુલ કરાવ્યું. સારાંશ આ વખતે બાદશાહના મનમાં જે જે વાત કરાવી લેવાની આવી તે તે સર્વ તિરૂમલ્લરાયે કબુલ કરી. એટલુંજ નહી પણ ખુદ વિજયાનગરના સિંહાસનપર પણ બાદશાહ બેઠો.

બિજાપુરનો બાદશાહ એકાએક આપણા પાટનગરમાં ઘુસ્યો, અને તેની સર્વ અંશે અચ્યુતરાયે કબુલ કરી એ સાંભળી સર્વ લોકોને ઘણુંજ ખરાબ લાગ્યું, પરંતુ સૈન્યની તૈયારી નહી અને મુસલમાન બાદશાહ તો છેક ઘરમાં આવી બેઠો; ત્યારે હવે શું કરવું તે કોઇને સુઝે નહી. હિંદુઓનું મહા રાજ્ય એવું જે આજ પર્યંત અભિમાન સર્વેને હતું, તે અભીમાનને કેટલું બધું કલંક લાગ્યું. જે સીહાસનપર હીંદુ મહારાજા આજ પર્યંત બેઠા, તેજ સીંહાસન પર આ નીચ માણસોએ કેવળ પોતાના સ્વાર્થ માટે મુસલમાન બાદશાહને લાવી બેસાડયો અને આપણા મહારાજાને તેને નમન કરવા લગાડયો એ જોઇ સર્વેને અતિશય સંતાપ અને ઉદ્વેગ થયો; પણ કરે શું ? બાદશાહ પાછો ફરે ત્યાં સુધી કાંઇ પણ કરવું શકય ન્હોતું. આપણે જે કારસ્થાન આરંભ્યું તે યશસ્વી થશે એ આશા બાંધી બેઠા હતા, તે તો એક બાજુએ રહ્યું અને આ ભળતોજ પ્રકાર થયો, એ બદલ રામરાજાને સંતાપ થયો. પરંતુ આ વખતે ફક્ત સંતાપ લાવી બેસવાનો ઉપયોગ શું ? કાંઇ પણ યુક્તીથી આ દુર્ઘટ પ્રસંગ હઠાવવો જોઇએ એવું મનમાં વિચારી મુત્સદ્દીઓએ એવો બેત કર્યો કે, આ વખતે થાપ આપી તિરૂમલ્લરાયને ફ-

સાવી બાદશાહને એક વખત વીજય નગરમાથી કાઢવો જોઇએ, તેમ જો તેને પાછો મોકલશું નહી તો આપણાથી કાંઇ પણ થશે નહી. આવો બેત કરી ઘણો સીફાઇથી તીરૂમલ્લરાય સાથે મસલત ચલાવી કે "તમે અમને સર્વદા વંધ, તમારા વીષે અમારા મનમાં રજ પણ ભેદભાવ નથી પરંતુ આ પ્રસંગે તમે વિજયાનગર પર ઘણો વીકટ પ્રસંગ લાવ્યા છો. બાદશાહને બોલાવી આપે આદર સત્કાર કર્યો તે ભલે, પણ એનું પરીણામ સારૂં આવશે નહી. શત્રુને ઘરમા લાવવો સહેલ છે. પરંતુ તેને બહાર કાઢવો અતી કઠણ, કિંબહુના, અશકય છે. આપ જાણો છો કે આ હીંદુઓનું મહારાજ્ય, તે ગીલંકૃત કરવા (ગળવા) માટે મુસલમાનો કેટલા વર્ષો થયા બગલા પ્રમાણે ટાંપી બેઠા છે. તેમને આપે આઇતીજા સંધી આપી. ત્યારે હવે શું કહેવું ? આપે સહજ વાત કરી, પણ આનું પરીણામ ઘણું ખરાબ છે. આપે બાદશાહને આમંત્રણ કર્યા બરોબર તે જેમ તરત આવ્યો, તેમ આપ જવાનું કહો તો તે સહેલાઇથી જનાર નથી. ત્યારે હવે કાંઇ પણ કરી યુક્તિ સાધી તેને પાછો મોકલો. અમે શપથ લઇ આપને વીનવીયે છીયે, કે આપની આજ્ઞા બહાર અમે એક રેશા સુદ્ધાં જનાર નથી. આપ કહો તે સર્વ વાત–સરતો કબુલ કરીયે છીયે પણ વિજયાનગર પર આવેલો આ પ્રસંગ આપ ટાળો."

તિરૂમલ્લરાયને આ વખતે તે લોકોએ મ્હોટપ આપી અને તે મ્હોટાઇથી મોહિત થયો. શિવાય, તેને એમજ લાગતું હતું કે "બાદશાહ હવે ... આપણી મુઠીમાં છે. આપણે જે કહીશું તે તે સાંભળશે." આપણે "આવો" કહ્યા બરોબર તે આવ્યો અને "જા" કહ્યા સાથે તે જનાર નથી એવું તેને જ્યારે લોકોએ કહ્યું ત્યારે તેને ઘણો ક્રોધ ચઢયો. કારણ તેને એમજ લાગતું હતું કે અચ્યુતરાય પ્રમાણે બાદશાહ પણ મ્હારા હાથમાં આવ્યો છે. રામરાજાના પક્ષકારોનું બોલવું સાંભળી તેમને કહ્યું "તમે કોઇ સર્વ વાત શું છે, કેમ છે, તે સમજતા નથી. તમે મ્હારા વિરૂદ્ધ કારસ્થાનો કરવા લાગ્યા તેથી કરીને મેં એને બોલાવ્યો એમ નથી. આજ મ્હારી સત્તા–તાકાદ એટલી બધી છે કે મેં તમને કયારનાએ ઝાડપર લટકાવી કિંવા

જમીનમાં ડટાવી દીધા હોત, સમજ્યા ? હશે; એને બોલાવવાનો મ્હારો અંદરનો હેતુ તો એ છે કે એ ચારે પાંચે જણ એકત્ર થવા માગે છે. તેમના મનમાં આપણે સર્વે એકત્ર થઇ આ હિંદુ રાજ્યનો ફજેતો કરવો એમ છે આ પાંચે રાજ્યોને આપણા કરી લેવા એ શક્ય નથી. ત્યારે તેમનામાંનો એક મ્હોટો બાદશાહ આપણા તાબામાં આવી જાય એટલે આપણું કામ થયુ. મ્હારી આ મતલબ છે. સમજ્યા ? બીજું કાંઈ નથી. અંતમાં હું તેના મ્હોડા પર કોરૂ પાનકુંજ લુછનાર છું. તમને આ રાજ્યનું અભિમાન છે અને મને નથી એવું થોડુંજ છે ? તમે તમારે જોઇએ તે સમજ્યા હો. તમે મ્હારા વિરૂદ્ધ કારસ્થાનો કરતા હતા તે સર્વ મને સમજાયાં હતાં. પણ આ વખત તમને માહત કરવાનો ન્હોતો. પહેલાં બાહેરના શત્રુને સામદામથી માહત કરવો, પછી ઘરનો, એ મ્હારૂં ધોરણ. તમે શું સમજો ? જાઓ હવે તમારા પર મ્હારો ક્રોધ નથી તેમ પ્રીતિ પણ નથી. તમે પગે પડી માફ માગી તેજ ઘણું થયું. વધુ શું તમને મારવા ? તમે મુવેલાજ છો. હવે હુ તમને વધુ કાંઇ કહેતો નથી. તમે નકામી કાળજી કરતા નહીં. સમજ્યા ? તમને આ રાજ્યનું જેવું અભિમાન છે તેવુંજ અરે તેથી વિશેષ મને છે. હવે શું કહેવું છે ? હવે હું કેવી શીફતથી તેને અહીંથી પાછો ધકેલું છું તે જુવો તો ખરા !”

તિરૂમલ્લરાયનો આ એકંદર ભાષણ પ્રકાર જોઇ સર્વે અત્યંત ચકિત થયા. રામરાજા તો એટલો ચકિત થયો કે તેને શું બોલવું તે સમજાયું નહી અને તે ઘણું બોલ્યો પણ નહી તેને તિરૂમલ્લરાયના ભાષણમાં રજ પણ સત્યતા લાગી નહી, અને તેણે પોતાના ભાષણમાં ખુબ હુશીયારી કરી પોતાના સ્નેહીઓને ચક કરી નાંખ્યા માટે તેમને પુનઃ જાગૃત કરવા જોઈએ એવો નિશ્ચય કર્યો.

આ તેનો નિશ્ચય કેમ પાર પડ્યો અને બાદશાહ વિજયાનગરમાંથી પાછો કેવી રીતે ફર્યો વગેરે આગલા પ્રકરણમાં કહીશુ.



# પ્રકરણ ૧૧ મું.

## ચાણક્ય નીતી.

આવ્યું નહિ ભય ત્યાં સુધી,
બીક રાખવી ચિત્ત;
પાસે આવ્યું જોઇને,
કરવું જેમ ઉચિત.

જેના આગું આંધળા,
લશ્કર કુવાની મહાય;
કારભારી કાયર થયા,
જોદ્ધા જીતણુ જાય.

રામરાજા નિરાશ થઇ સ્વસ્થ બેઠો નહી. તેણે ખટપટ કરી તિરૂમલ્લરાયને નાના પ્રકારના લોકો તરફથી એવું ઠસાવ્યું કે આપ હવે બાદશાહને પાછો મોકલાવશો નહી તો શું થશે તેનો નિયમ નથી. તિરૂમલ્લરાય ડરપોક હતો તે તો આપણે જાણીએ છીએ. તેણે કેવળ ભિત્રાપણાથી બિજાપુરના સુલતાનને વિજયાનગર બોલાવ્યો, અને કેવળ ભિત્રાપણાથીજ તેણે હવે પાછા ફરવું એની ખટપટ પણ ચલાવી. આ જો વ્યાજબી કરતાં અધિક દિવસ અહીં રહેશે તો ખરેખર ગાદી પચાવી પાડશે, પછી આપણે કબુલ કરેલ માંડલિકપણું પણ એક બાજુએ રહી રાજ્યજ સમુળગું નષ્ટ થશે એવું તેને હવે લાગવા માંડયું. તેમ રામરાજાએ તદ્દન અલિપ્ત રહી એવી તજવીજ કરી કે સુલતાનની છાવણીમાંથી તિરૂમલ્લરાયના કાન પર તેવા અર્થની બાતમીઓ આવે. એક વખત એવી બાતમી આવી કે, બાદશાહ હવે અહીં

કાયમ રહેવાનું કારસ્થાન કરે છે. બીજી વખત એવી બાતમી મળી કે તિરૂમલ્લરાયને એકદમ કેદ કરી તોપને મ્હોડે ચઢાવવાની મસલત ચાલી છે, વળી એક વખત એવા સમાચાર મળ્યા કે તેના મનમાં ગુપ્ત રીતે અધિક સૈન્ય વિજયનગરમાં લાવી એકદમ સર્વ શહેર લુટી નાશ કરી બાળી જમીનદોસ્ત કરવાનો તથા સ્ત્રીઓ પકડી લઇ જવાનો અને દેવાલયો તોડવાનો વિચાર છે!

મનુષ્યના કાનપર એકજ પ્રકારની બાતમી નાના પ્રકારે આવતી જાય એટલે તે ખરી કે ખોટી એ જોવા સુદ્ધાં તેને ભાન રહેતું નથી આટલા નિરનિરાળા માર્ગે જે અર્થે આ બાતમી આવી છે, તેથી આ બાતમીમાં કાંઇ પણ તથ્યાંશ હોવું જોઇએ એવું તેને લાગે છે અને તે ગભરાઈ જાય છે. તેમાં પણ માણસ ભિતરા સ્વભાવનો હોય પછી પુછવું શું? તિરૂમલ્લરાયની અવસ્થા તેવીજ હતી. આ બાતમીઓ સાંભળી તેની તો ત્રેધા ઉડી. તેણે તો એવી બડાઇ હાંકી હતી કે એક શબ્દમાં બાદશાહને પાછો મોકલી આપીશ. પરંતુ એમ કરવાનો ઉપક્રમ કેમ કરવો તેજ તેને સુઝયું નહી.

બાદશાહનો, વિજયાનગરની જાહોજલાલી શ્રીમંતાઇ જોઇ અને તેનો ત્યાં થયલો અતિ આદરસત્કાર જોઇ ત્યાં અધિકજ પગ પેસારો કરવા ઇરાદો થયો. આપણે જે કાંઈ કહીયે છીયે તે સર્વ આ તિરૂમલ્લ કબુલ કરતો જાય છે, એ જોતાંજ ખરેખર તેના મ્હોડામાં પાણી છુટયું, અને હજુ કેટલાક દિવસ અહીંથો ખસવું નહી એવો બેત કર્યો પણ ખરો. પરંતુ રામરાજાએ બીજી બાજુથી પોતાનો ઉદ્યોગ જારી રાખ્યો હતો. તે બાદશાહ તરફ એવી બાતમીઓ મોકલાવવા લાગ્યો કે તેથી બાદશાહને તિરૂમલ્લરાય પર સંશય આવવા લાગ્યો. તિરૂમલ્લરાય એક તરફથી આપણો આટલો બધો આદરમાન કરે છે અને તેણેજ આપણને અહીં બોલાવ્યા છે, પણ આપણે તેના વચનપર વિશ્વાસ રાખી રહ્યા એટલે એકદમ આપણા સર્વ લોકોને તથા આપણને કેદ કરવાનો તેનો ગુપ્ત બેત ચાલુ છે. તે ધીમે ધીમે

# પ્રકરણ ૧૨ મું.



## રાજ્યખટપટ.

હુંપદ રૂપી ઉન્મત્ત હસ્તી,
ચઢશે તે પછડાશેજી;
પુર્ણ ભર્યો છલકે નવ જાશે,
આછકલો છ લ કા શે—
સુણજો સર્વેજી.



વગર વિચાર્યા કાર્યથી,
થાયે છે બહુ હાણ;
રાવણ સીતા લાવતાં,
આપે ખોયા પ્રાણ.



વાવે બીજ તે ઉગે ઝાડ,
એમાં શાનો ગણ ને પાડ;
કરે તેવું ભોગવશે તેહ,
એહ વાતમાં શો સંદેહ.

(શામળ ભટ)

ગત પ્રકરણમાં જોઇ ગયા તેમ હવે તરત બિજાપુર જવાનો બાદશાહે દ્રઢ નિશ્ચય કરી તિરૂમલ્લરાયને બોલાવી પોતાનો પાછા ફરવાનો ઇરાદો જાહેર કર્યો. ત્યારે સહજજ તિરૂમલ્લરાયે "આપ આટલામાં કેમ જાઓ છો ?" એવું કહી હજુ ચાર છ દિવસ વધુ રોકાવા આગ્રહ કર્યો, પણ

ખરેખર તેના મનમાં બાદશાહ હવે એક દિવસ પણ વધારે રહે એવી ઇચ્છા ન્હોતી; પરંતુ કોઇ પણ મહેમાન જાઉં છું એમ કહે ત્યારે તેને "કેમ જાઓ છો ! હજુ બે ચાર દિવસ રહો !" વગેરે કહેવાની પ્રથા પ્રમાણે તેણે બાદશાહને કહ્યું. આથી બાદશાહનો સંશય વધ્યો. અને તેણે તેનો આગ્રહ કબુલ્યો નહી. ખંડણીનો અવેજ તાબડતોબ લાવવા અને ઠર્યા પ્રમાણે તહ-પર સહીઓ કરવા માટે તગાદો ચલાવ્યો. બાદશાહ આ પ્રમાણે સખ્ત તગાદો ચલાવે છે તો કાંઇ પણ બ્હાનું કાઢી આપણી સામે કપટ કરવા તેનો ઇરાદો છે એવો તિરૂમલ્લરાયના મનમાં સંશય આવ્યો. તેના મનમાં બાદશાહ હવે અહીંથી ઉઠાંગરી ક્યારે કરે એમ થઇ રહ્યું હતું. ત્યારે તેણે પણ હવે વધુ આડું તેડું ન કરતાં તાબડતોબ ખંડણીનો અવેજ અને જે કોઇ નજરાણું કરવું હતું તે કરી તહપર સહી કરી આપી. આજથી વિજયાનગરનું રાજ્ય બિજાપુરનું માંડલિક થયું એવું તહમાં સ્પષ્ટ રીતે કબુલ કર્યું.

બાદશાહનું આટલું કામ થતાંજ તેણે તરતજ તુંગભદ્રાની પેલેપાર જવા પોતાના સૈન્યને હુકમ કર્યો. માત્ર તેણે બીજી વધુ અટ એવી નાખી કે "અમારી દરગા આજથી અમારા તાબામાં રહેશે, એટલુંજ નહી પણ અમારો એક વકીલ તમારી દરબારમાં રહેશે, અને તે વકીલ દરગાથી થોડા અંતર પર જે કુંજવન છે, તે કુંજ વનમાં રહેશે." તિરૂમલ્લરાયે તે કબુલ કર્યું. તેને એક રીતે તેથી આનંદ થયો. રામરાજા જે કુંજવનમાં જઇ રહ્યો હતો તેજ તે કુંજવન હતું. આ કુંજવનમાં રહી રામરાજા પોતા વિરૂદ્ધ અનેક કાવાદાવા રચે છે એવું તિરૂમલ્લરાયને લાગતું હતું. ત્યારે ત્યાંથી એક વખત તેને હાંકી કાઢયો, તો તેના પર આપણને નજર રાખવાનું ફાવશે એવું તેના મનમાં આવી તેણે તરતજ તે સરત કબુલ કરી અને તાબડતોબ રામરાજા પર આજ્ઞાપત્ર મોકલાવ્યું કે "બાદશાહની દરગા પાસે જે આપનું કુંજવન છે તે કાયમ માટે બાદશાહના વકીલને રહેવા જોઇએ છીએ, માટે તમે તે છોડી વિજયાનગરમાં તમારા અવાસમાં આવી રહો અથવા તમારા જાગિરના ગામમાં જઇને રહો."

આ આજ્ઞાપત્રથી રામરાજાને અતિશય ક્રોધ ચઢયો. પરંતુ ક્રોધ વ્યક્ત કરી દેખાડવાનો આ વખત નહોતો, દાબી રાખવાનો સમય હતો, એવું ધારી હાલ શહેરમાં જઈ રહેવું વધારે સારૂં છે એમ વિચારી આઠ પ્રહરમાં કુંજવન ખાલી કરૂં છું એવો ઉત્તર મોકલ્યો. અને તે પ્રમાણે કર્યું પણ. કુંજવન છોડયું.

અહીં બાદશાહે સર્વ કાંઇ પોતાની ઇચ્છા પ્રમાણે થયું, હવે અહીંથી કુચ કરી નદીપાર જવું અને પછી ધીમેથી એક વખત તિરૂમલ્લરાયનું તેના કપટી કારસ્થાનો બદલ પારિપત્ય કરવું, એવો બેત કરી વિજયાનગરમાંથી પોતાની છાવણી ઉઠાડી. બાદશાહે છાવણી ઉઠાડી એ જોઇ તિરૂમલ્લરાયને અતિ આનંદ થયો. તે પ્રમાણેજ રામરાજાને પણ થયો. કારણ બાદશાહની કુચ ઉપર રામરાજાનું સર્વ અવલંબી રહ્યું હતું. તિરૂમલ્લરાયને પોતાના માર્ગમાંથી કાઢી નાંખવાને તેણે જે ભયંકર બેત કર્યો હતો, તે સિદ્ધીએ પહોંચાડવા બાદશાહ વિજયાનગર છોડે એ ઘણું જરૂરનું હતું, તે હેતુ એક વખત પાર પડયા પછી બીજો બેત પાર પાડવા, એક દિવસનો ચાર પ્રહર સુદ્ધાંનો અવકાશ લાગશે નહી એ તેની ખાત્રી હતી. એકાદો પ્રચંડ કિલ્લો ઉડાવવો હોય તો તેની નીચે સુરંગ ખોદી તેમાં ગુપ્ત રીતે દારૂગોળો રાખવાની રીતી પ્રાચીન સમયમાં હતી, તેવીજ વ્યવસ્થા તિરૂમલ્લરાય સંબંધી ચાણક્ય બુદ્ધના રામરાજાએ કીધી હતી. તિરૂમલ્લરાયને તેનો ગંધ સુદ્ધાં ન્હોતો. પોતાની વિરૂદ્ધના લોકોને ખુબ ગભરાવવા નીચા નમાવવા કે પુનઃ પોતાની વિરૂદ્ધ કારસ્થાનો કરી શકે નહી એવી સ્થિતિએ પહોંચાડવા તિરૂમલ્લરાયે બિજાપુરના બાદશાહને ઘરમાં ઘુસાડયો. અને તે લોકો ગભરાઇ પોતાની પાસે દોડતા આવતાં, "તમે ગભરાઓ નહી બાદશાહને હું જા કહેતાં તે જશે એવી મ્હારી સત્તા છે" એવું એંટથી કહી તે પ્રમાણે કર્યું, પણ આ ફુલાવણીમાં ફુલાતા ભાઇસાહેબ નિશ્ચિંત હતા. લગભગ બે કરોડની ખંડણી આપી વિજયાનગર જેવા મહા બલિષ્ઠ સામ્રાજ્યને બિજાપુરનું માંડલિક બનાવ્યું, શિવાય બાદશાહે જે જે માગ્યું તે તે સર્વ આપ્યું, આ

સર્વ બનાવ બદલ આ સ્વાર્થપરાયણ બીતરા તિરૂમલ્લરાયના મનમાં જરા પણ લાગ્યું નહી. મેં જે કાંઈ કર્યું, તે મ્હારા અને રાજ્યના હીત માટેજ કર્યું છે એવું તેના મનમાં આવ્યું. નિદાન તે ઇતરોને કહેવા લાગ્યો! પોતાના આ વર્તનથી પોતાના પક્ષના લોકોને સુદ્ધાં કેટલું બધું દુઃખ થયું છે તેની તેને કલ્પના ન્હોતી. તેના શત્રુ તેના વિરૂદ્ધ ઉઠયા છે અને ઓચિંતા તેની આહુતિ આપનાર છે તે તેને સ્વપ્નમાં પણ આવ્યું નહી. પોતે તેમના પર કેવો સખત દાબ બેસાડયો છે તેની ધુંધમાં તે હતો. પરંતુ તેની તે ધુંધ તરતજ ઉડી ગઇ.

બંદા બ્હોત ન ફુલીયે,
ખુદા ખપેગો નાંહી;
જોર જુલમ નવ કીજીયે.
મૃત્યુલોકકે માંહી;
મૃત્યુ લોકકી માંહી,
તુજરબો તુર્ત દીખાંવે;
જેતા કરે ગુમાન,
સોહી નર ખત્તા ખાવે;
કહે દીન દરવેશ,
ભુલ મત ગાફીલ બંદા,
ખુદા ખમેગો નાહી,
બ્હોત મત ફુલે બંદા.

પ્રચંડ ખંડણી અને અમોલ અગણિત વસ્તુ લઈ ઇબ્રાહિમ આદિલશાહ હજુ તુંગભદ્રા ઉતરી પેલે પાર ગયો હશે કે નહી હોય, હજુ તેનું થોડુંક સૈન્ય નદીની આ પાર હતું, ત્યાંજ વિજયાનગરમાં રામરાજા અને તેના પક્ષકારોએ તિરૂમલ્લરાયના મહેલને ઘેરો ઘાલ્યો. ઘણું ખરૂં સૈન્ય રામરાજાને મળી ગયું હતું. આજ આટલા વર્ષો તેના પુર્વજોએ મ્હોટા અભિ-

માનથી ચલાવેલ સામ્રાજ્ય તિરૂમલ્લરાયે કેવળ સ્વાર્થબુદ્ધિથી મુસલમાનોના તાબામાં આપ્યું. જેના પગપર સેંકડો માંડલિકના મુગટોનાં રત્નોનું તેજ પડે તેજ મહારાજાના વંશજને મુસલમાન સન્મુખ માંડલિક તરીકે ઉભો કર્યો, ત્યારે તેવા નિમકહરામ રાજદ્રોહીને બરાબર શિક્ષા થવીજ જોઇએ, એવું જેને તેને લાગવા માંડયું હતું. આથી રામરાજાના પક્ષમાં લોકો આવી મળવાને જરા પણ અડચણ આવી નહી. પોતાના અવાસને શત્રુએ સખત ઘેરો નાંખ્યો, અને હવે પોતાના મિત્ર બાદશાહને ખબર સુદ્ધાં પહોંચાડવા માર્ગ નથી, અને હવે આ સંકટમાંથી છુટવું અશકય છે એવું તિરૂમલ્લરાયને પકકું લાગ્યું. તેના ડરપોક સ્વભાવને તે યોગ્યજ હતું, તે તદ્દન નિરાશ થયો, ગાંડો થયો. બાદશાહને બોલાવી વિજયાનગરના સિંહાસન પર બેસાડયો, તેને પ્રચંડ ખંડણી આપી, વિજયાનગરની ઉજવળ કીર્તિને કલંક લગાડયું, આ એકંદર પ્રકાર ઘણો ગૈરશિસ્ત કર્યો, એવું તેને હવે લાગવા માંડયું; પણ હવે તેવું લાગે તેનો ઉપયોગ શું ? હવે જોઇએ તેટલો પશ્ચાતાપ કરીયે અને દેખાડીયે તો પણ કોણ આપણને માનશે ? હવે તો આપણને કેદ કરી આ ચંડાળ રાજદ્રોહી દુષ્ટ સ્વરાજ્ય ઘાતક ! ! વગેરે કહી સર્વત્ર વિટંબણા થઇ હાલહવાલ થઇ બકરા પ્રમાણે વધ થવાનોજ. તેના કરતાં તો હાથેજ જીવ આપવો એ ઉત્તમ એવો વિચાર કરી પોતાની તલવાર એક થાંભલાને મુઠી તરફથી એકાદા વૃક્ષની સરળ પણ આડી હાદી પ્રમાણે બાંધી અને એટલા જોરથી પોતાની છાતી તે તલવારના છેડા પર અફાળી કે, તે તલવાર અંદર ઘુસી તેની પીઠ પરથી બહાર નીકળી. આ પ્રમાણે તેણે પોતાના દુષ્ટ અને ઘાતકી કાર્યો બદલ પોતાના હાથે દેહાંત પ્રાયશ્ચિત કર્યું !

આ પ્રમાણે તિરૂમલ્લરાયના અંત પછી રામરાજાના હાથમાં રાજ્ય-

વાત તદન સુલભ નથી; એ તે જાણતો હતો. પ્રથમ પોતાનું ઘર સંભાળી દુરસ્ત કરવું, પછી બહારનું જે કાંઇ કરવાનું છે તે કરવું. એવો વિચાર કર્યો. ઉપર વર્ણવ્યા પ્રમાણે તિરૂમલ્લરાયે દેહાંત પ્રાયશ્ચિત લીધું તેથી અને તેના મૃત્યુથી પોતાનું મહત્વ નષ્ટ થયું વગેરે કારણથી તેના પક્ષકારો ઉશ્કેરાયા હતા, ત્યારે યુક્તિથી તેમને શાંત કરવા એ પ્રથમ કામ, એવું પુર્ણ રીતે જાણી રામરાજાએ તેમનો પ્રેમ સંપાદન કરવા ઉપક્રમ કર્યો. તિરૂમલ્લરાયના સમયમાં જેને જે માન મળતું હતું, કિંવા જેના હાથમાં જે અધિકાર હોય, તે માન તેને તેજ પ્રમાણે મળે અને તે અધિકાર તેજ પ્રમાણે હાથમાં રહે, એવી વ્યવસ્થા કરી. તિરૂમલ્લરાય પર આવો પ્રસંગ લાવવાની પોતાની ઇચ્છા બિલકુલ નહોતી; ફકત તેણે આપણા રાજ્યનું સ્વાતંત્ર્ય ગુમાવ્યું, રાજ્યની આબરૂને ડાઘ લગાડયો, તેવું પુનઃ થાય નહી તેથી આ પ્રયત્ન નિરૂપાયે કરવો પડયો, તે જીવતો હોત તો તેને પ્રધાન પદ પર કાયમ રાખી હું તેના હાથ નીચે રહેતે,–વગેરે બોલી કેટલાકની સમજુત કરી.

કૃષ્ણદેવરાયના સમયમાં મુસલમાનોની દરગા માત્ર આપણી હદમાં છે એ બદલ તેને લાગી આવતું હતું, પરંતુ આજે તો પોતાનું અતિપ્રિય કુંજવન પણ તેના તાબામાં ગયું તેથી તેના મનમાં ઘણું માઠું લાગવા માંડ્યું.. આ પોતાનું માનિતું સ્થાન પોતાના હાથમાંથી ગયું તે તેને ઘણું વસમું લાગવા માંડ્યું. એક વખત તો તેને એવું લાગ્યું કે, ' તે જગ્યા પાછી લઇશું. આપના વકિલને અમે બીજી સારી જગ્યા આપશું. ' એ પ્રમાણેનો સંદેશો ઇબ્રાહિમ આદિલશાહને મોકલવો અને તે પ્રમાણે સંદેશો મોકલાવ્યો પણ ખરો, પરંતુ "અમારા વકિલ માટે તેજ જગ્યા સોઇસ્કર છે, બીજી જગ્યા જોઇતી નથી, અને તે જગ્યા તમે નહી આપો, તો તમારા મનમાં અમારો વકીલ તમારા દરબારમાં રાખવા દેવો નથી, એવું સમજી અમને આગળ જે પગલાં ભરવાં હશે તે ભરશું," વગેરે જરા જોરદાર ઉત્તર મળ્યો.

# પ્રકરણ ૧૪ મું.

## વધુ ઇતિહાસ-બિજાપુરનો વકિલ.

Great ambition is the passion of a great character. He who is endowed with it may perform very great or very bad things; all depends upon the principles which direct him.

(NAPOLEON)

---

The greatest men are those who have cut their way to success through difficulties.

( T. W. ROBERTSON. )

---

ઐતિહાસિક કથાના પાયાપર દંતકથાના માલમસાલાથી રચાયલી નવલકથાની ઇમારત જેને જોવી હોય, તેને ઇતિહાસના વાંકાચુકા અને ક્યાં ક્યાં કંટાળો આપનાર માર્ગેથી થોડો ઘણો પણ પ્રવાસ કરવો અનિવાર્ય છે. રામરાજાની કારકીર્દી ઘણી મ્હોટી, તે કારકીર્દીનો પ્રારંભ એ વિજયાનગરના સામ્રાજ્યનો અત્યુત્કર્ષનો પ્રારંભ, અને તે કારકીર્દીનો અંત તે વિજયાનગરના સામ્રાજ્યનો વિધ્વંસ. આ વિધ્વંસનું બીજ રામરાજાએ પોતાના તારૂણ્ય વખતે રોપ્યું અને વૃદ્ધકાળે તેનું ઘાતક-વિનાશક ફળ ઉપભોગવ્યું. તેની કારકીર્દીમાં બાહામની રાજ્યોની ચારે શાખાઓમાં બે ત્રો

પણ બાદશાહ થઇ ગયા. ગયાં ત્રણ પ્રકરણોમાં કાંઇક કૃષ્ણદેવરાયના વખતનો અને કાંઇક અચ્યુતરાયના અને તિરૂમલ્લરાયના વખતનો ઇતિહાસ આપ્યો છે. હવે એની પછીનો ઇતિહાસ ટુંકમાં આપીયે, એટલે મેહેરજાન કુંજવન છોડી ગયો તે પછી સુમારે પાંત્રીસ વર્ષનો ઇતિહાસ સમજાશે. હવેથી આપણું આ કથાનક ૧૫૬૪ સાલથી શરૂ થનાર છે. રામરાજાની કારસ્થાની કારકીર્દી ઈ. સં. ૧૫૩૦ થી શરૂ થઇ. ઈ. સ. ૧૫૩૦ થી ૧૫૪૨ પર્યંત તેને કેટલાં વર્ષ અજ્ઞાતવાસમાં કાઢવાં પડયાં, અને કેટલા વર્ષ નાના પ્રકારનાં કુટિલ કારસ્થાનો કરી પોતાના તથા વિજયાનગરના અંતઃશત્રુ તિરૂમલ્લરાયનો કાંટો કાઢવામાં લાગ્યાં. અસ્તુ. હોજે તિરૂમલ્લરાયની મુઠીમાં પુતળા પ્રમાણે નાચનાર અચ્યુતરાયનું મૃત્યુ થતાં તેના ભત્રિજા સદાશિવરાયને રામરાજાએ પોતાના બે ભાઇ તિરૂમલ્લ અને વ્યંકટાદ્રિની મદદથી ગાદીપર બેસાડી પોતાના હાથમાં સર્વ કારભાર રાખ્યો. સદાશિવરાય આ ત્રણેના હાથમાં જન્મ પર્યંત એકાદા કેદી પ્રમાણે હતો. રામરાજાએ પોતાનો અભિષેક કરાવ્યો નહીં એટલુંજ, પરંતુ તેજ વિજયાનગરના સામ્રાજ્યનો ખરો સમ્રાટ હતો. માત્ર પોતાને તે સમ્રાટ કિંવા મહારાજા કહેવડાવતો નહી, અને “ મહા મંડલેશ્વર ” એ કમી પ્રતિની પદ્ધિ લગાડતો હતો, અને વર્ષે બે વર્ષે જ્યારે દરબાર ભરાય ત્યારે સદાશિવરાયને સિંહાસનપર બેસાડી સર્વ મુખ્ય માન તેને અપાવતો, પરંતુ સદાશિવરાય એટલો બધો તેને સ્વાધિન હતો કે, મુસલમાન કિંવા પોર્ટુગીઝ ઇતિહાસકારોએ લખેલા વિજયાનગરના ઇતિહાસમાં તેનું નામ સુદ્ધા આપ્યું નથી. તેઓએ ઇતિહાસમાં રામરાજાને વિજયાનગરનો મહારાજા લખ્યો છે.

ઇ. સ. ૧૫૪૨ માં આ પ્રમાણે રામરાજાના હાથમાં ખરીસત્તા આવી; અને તે દિવસથી તેણે વિજયાનગરના સામ્રાજ્યની આબરૂ વધારવા અને તેનો ઉત્કર્ષ કરવાનો પ્રારંભ કર્યો. અચ્યુતરાયની કારકીર્દીમાં જે કાંઇ વિજયાનગરનું અપમાન થયું, અને તેથી તેના વૈભવ અને આબરૂને કમીપણું આવ્યું તેનું વેર લેવાની મહત્વાકાંક્ષા ધરી. બેદર, બિજાપુર, ગોવળ-

કોંડા, અને અહમદનગર એ ચારે મુસલમાની રાજ્યોમાં આપસઆપસમાં ઘણો અંટશ દ્વેષ અને ઘણા ટંટા હતા. આ ટંટાનો ફાયદો લેવાથી પોતાનો કાર્યભાર ઉત્તમ રીતે ચાલશે એવું તેણે ધોરણ બાંધ્યું. આદિલશાહી અને કુટુંબશાહી એટલે બિજાપુર અને ગોવળકોંડા આ બે બાદશાહતને રામરાજાએ ત્રાસ આપવાની શરૂઆત કરી. આદિલશાહીપર તો તેને ઘણો ક્રોધ હતો, કારણ અચ્યુતરાયની કારકીર્દીમાં હોજે તિરૂમલ્લે ઇબ્રાહિમ આદિલશાહને વિજયાનગરમાં લાવી જે ધામધુમ કરી, અને અંતે તુંગભદ્રાની ઉત્તરે આવેલી દરગા અને દક્ષિણે આવેલ કુંજવન પણ પોતાના તાબામાં લઇ શાહે વિજયાનગરમાં પોતાનો કાયમનો વકિલ રાખ્યો એ બદલ વેર લેવાને તલપી રહ્યો. અને તે વેર લેવાની સંધિ કયારે આવે તેની રાહ જોતો બેઠો. આ સંધિ ઇબ્રાહિમ આદિલશાહે તરતજ તેને આપી. તેના મનમાં કુટુંબશાહી સામે વેર શરૂ કરી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાનું હતું. તે સાધવા તેને રામરાજાની મદદ માગવી પડી. રામરાજાએ તરતજ મદદ આપી, પોતાનો દાવ સાધી લીધો. આ પ્રમાણે એક વખત પ્રારંભ થયા પછી રામરાજાએ આ બે ત્રણ બાદશાહતોમાં કજીઆ હમેશાં જાગૃત રાખી એક વખતે એક બાદશાહને, તો બીજી જ વખતે બીજા બાદશાહને, કયારે ગુપ્ત રીતે તો કયારે ખુલ્લી રીતે, મદદ કરી પોતાનો હેતુ સાધવાનો એક સરખો તડાખો ચલાવ્યો. ઇ. સ. ૧૫૫૭ માં ઇબ્રાહિમ આદિલશાહની કારકીર્દી પુરી થઇ અને અલિ આદિલશાહની કારકીર્દી શરૂ થઇ. ઇબ્રાહિમ આદિલશાહની કારકીર્દીમાંજ તેણે કુંજવન પાછું લીધું, અને મેહેરજાનના સ્મરણાર્થે તે ત્યાં રહેતી હતી તે વખતે જે સ્થિતિમાં કુંજવન હતું તે સ્થિતિમાં રાખ્યું; અને કયારે કયારે તે ત્યાં જઇને રહેતો પણ ખરો.

અલિ આદિલશાહ બિજાપુરની ગાદીએ આવ્યા પછી તેની અને અહમદનગરના હુસેન નિજામશાહની વચ્ચે વૈમનસ્ય થયું. પોતે એકલે હાથે નિજામશાહનું પારિપત્ય કરી શકશે નહી ધારી અલિ આદિલશાહે રામરા-

જાની મદદ માગી. રામરાજાએ તરતજ ઘણા આનંદથી મદદ આપી. આ વાત ઇ. સ. ૧૫૫૮ માં બની. આ ચઢાઇમાં અલિ આદિલશાહ અને રામરાજાએ અહમદનગરના રાજ્યમાં એટલી બધી ધમચકડી મચાવી કે પરિંડાથી જુન્નર સુધી અને અહમદનગરથી દઉલતાબાદ સુધી એક ગામડાંમાં સુદ્ધાં વસ્તી રહી નહી. સર્વ પ્રદેશ બાળી રાખ–ભસ્મિભૂત કર્યો. હવે અલિ આદિલશાહને પણ રામરાજા ત્રાસ આપવા લાગ્યો. રામરાજા હવે અતિશય શિરજોર થયો. તેનું જોર દિવસે દિવસ અધિકાધિક વધતું ગયું. એક વખતની મદદ માટે આદિલશાહને ગોવળકોંડા, પાનગલ અને ગંતુરના કિલ્લા રામરાજાને આપવા પડયા. મુસલમાની ઇતિહાસકારોએ રામરાજા તથા તેના સૈન્યે મુસલમાની રાજ્યોમાં ભયંકર જુલમો કરવા તથા ત્રાસ ફેલાવવાનાં વર્ણનો આપ્યાં છે, તે અક્ષરશઃ ખરાં માનીએ નહીં, તો પણ, એકંદર આટલી વાત તો ખરી લાગે છે કે, રામરાજાનો ઉત્કર્ષ મુસલમાની બાદશાહોથી જોવાયો નહીં, અને પોતપોતાના ટંટા–દ્વેષથી જ આ હિંદુ રાજ્યનું જોર જામ્યું છે, અને હવે જો આપણે એક થઇએ તોજ તેનો નાશ કરી શકાય એવું તેમના મનમાં લાગવા માંડયું; એટલુંજ નહીં પણ હવે જો તરત–ત્વરાથી કાંઇપણ ઉપાય કરીશું નહીં તો સર્વ મુસલમાની રાજ્યો રસાતળે જશે એવું તેમને દેખાવા માંડયું. તેમાં અલિ આદિલશાહને તો ઘણુંજ લાગી આવ્યું હતું, કારણ તેણે બે ચાર વખત રામરાજાની મદદ લીધી હતી તેથી તેના સામર્થ્યની માહિતી તેને હતી તેમજ તેના મગરૂર વર્તનનો તેને ઘણો અનુભવ પણ થયો હતો.

અલિ આદિલશાહ અને તેના એક વિશ્વાસુ સરદાર કિશ્વરખાન વચ્ચે આ સંબંધે એકત્ર મસલત થઇ. તે મસલતમાં એવું ઠર્યું કે હવે આપણે બેવડો પ્રયોગ કરવો જોઇએ. બેવડો પ્રયોગ તે આ પ્રમાણે—એક તરફથી આપણો એક વિશ્વાસુ વકિલ મોકલાવી રામરાજા સાથે વાત શરૂ કરવી કે, આપણે બેઉ રાજ્યો મળી બાકીની ત્રણે બાદશાહતનો સંપૂર્ણ નાશ કરી નાખીયે, અને બીજી તરફ આ ત્રણે બાદશાહતો તરફ કિશ્વરખાન

મારફત એવી વાત શરૂ કરવી કે આપણે ચારે એક થઇ વિજયાનગરનો વિનાશ કરવો. રામરાજાની સર્વ હીલચાલોપર ગુપ્ત રીતે નજર રાખવા માટે અમે અમારા રણમસ્તખાન નામના પઠાણ સરદારને તેના રાજ્યમાં વકિલ નીમી મોકલ્યો છે, એવું પણ ગુપ્ત રીતે આ ત્રણે બાદશાહોને જણાવવું એટલે આપણા વિષે તેમને સંશય રહે નહી. આ પ્રમાણે મસલત કરી અલિ આદિલશાહે કિશ્વરખાનને ઇતર બાદશાહો સાથે જોઇએ તે યુક્તિઓથી ઐકય કરવાનો ઉપાય યોજવા ઇ. સ. ૧૫૬૪ ની સાલના પ્રારંભમાં આજ્ઞા આપી.

અહીં રામરાજા સાથે સંદેશા શરૂ કર્યા, તેમાં એવું સુચવ્યું કે આપણે હવે ઐકય કરી મ્હોટો વ્યુહ રચી કાર્ય ભાગ સાધવો છે તો આપ અમારો એક વકિલને આપની દરબારમાં રાખો. રામરાજાના આનંદનો તો પાર રહ્યો નહી. તેણે તરતજ બિજાપુરનો વકિલ મોકલવા અનુમતિ આપી; અને પોતે જાતે તે વકિલને રહેવા કુંજવન આપ્યું, અને તે પ્રમાણે વકિલ ત્યાં આવી રહ્યો, પણ આ વકિલ લગભગ પાંત્રીસ વર્ષની વયનો, સ્વરૂપે ઘણો સુંદર, ઘાટદાર, શુરો અને પાણીદાર દેખાતો હતો. તે દરબારમાં આવ્યો ત્યારે તેની એટ પરથી રામરાજાના મનપર સારી છાપ પડી હતી. આ સર્વ થયેલા પ્રસંગથી રામરાજાને ઘણું સમાધાન થયું હતું. હવે તેને પોતાની નવી નવી મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કરવાને કોઇપણ પ્રકારની અટકાયત રહી ન હતી.

મનુષ્યને અત્યંત સમાધાન થાય છે એટલે શાંતિ મળે છે એવું નથી. જે પ્રમાણે અતિ અસમાધાન થાય ત્યારે શાંતિનો અભાવ, તેજ પ્રમાણે અતિ સમાધાનની સ્થિતિમાં પણ થાય છે. મનુષ્ય ઘણો અસ્વસ્થ થાય છે. આ વિધાન પ્રથમ દર્શને ઘણું પરસ્પર વિરોધનું દેખાય છે, પરંતુ જેણે આ બેઉ સ્થિતિ અનુભવી છે તે આ કેટલું સત્ય છે તે સમજી શકે છે. રામરાજાએ પૂર્ણ ઠાઠમાઠથી દરબાર ભરી, બિજાપુરી વકિલ આવ્યો, પોતાનો હેતુ પાર પડયો; તેથી આજે તેને પૂર્ણ સમાધાન થયું હતું; અને

તેવીજ તેના ચિત્તની સ્વસ્થતા નહીસ્ત થઇ. તેને નિદ્રા આવી નહી થઇ તે ઠીક થયું, પણ હવે આગળ શું થશે ? આ વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો. આજ સુધી જે કાંઇ આપણે કર્યું તે આગળ કરવાની મ્હોટી ઇમારતનો પાયો છે. આ પાયો તો મજબુત થયો, હવે ઇમારત કેવી રચવી, કેવી અને કેટલી ઝડપથી રચવી ? આ વિચાર ઉદ્ભવી તેને અસ્વસ્થ કરવા લાગ્યો. તેને થયેલી વ્યવસ્થા બદલ પૂર્ણ સમાધાન થયું; પરંતુ આ સમાધાનજ તેને અધિક અસમાધાન થવાનું કારણ થયું. બિજાપુરના બાદશાહે મોકલાવેલ સંદેશા પ્રમાણે આપણે હવે આ ત્રણે બાદશાહતોનો વિનાશ કરવા અને અંતે બિજાપુરની બાદશાહતનો પણ ધ્વંસ ક્યારે કરીશું ? હોજે તિરૂમલ્લરાયના ભિતરા સ્વભાવથી ઇબ્રાહિમ આદિલશાહ આપણા પાટનગરમાં આવ્યો, અહીં થાણું બેસાડવા વિચાર કર્યો, જબરજસ્ત ખંડણી લીધી, આપણા સામ્રાજ્યને માંડલિકપણું આપી મ્હોટું અપમાન કર્યું. આ સર્વ બનાવો એક પછી એક તેની નજર સામે ઉભા રહ્યા. આ સર્વે દેખાવ ખડા થતાંજ હમણાનો આ નવો તરૂણ વકિલ પણ તેની દ્રષ્ટિ સામે ખડો થયો, અને તે સાથે પોતે તેને કુંજવનમા રહેવા જગ્યા આપી તે પણ યાદ આવ્યું. આ સંબંધી વિચાર ઉદ્ભવતાંજ કાંઇ મનમાં વિશેષ વિચાર એકાએક આવ્યો. તે વિચાર સાથે જ તે છક્ક થયો, અને પોતાના ખંડના જાલ તરફ ટીકી જોઇ રહ્યો—જાણે કેમ તે વકિલની તરૂણ તેજદાર મુર્તિ તે જાલપર તેને દેખાતી હોય.



# પ્રકરણ ૧૫ મું.

## કુંજવનમાં.

As storm following storm, & wave succeeding wave, give additional hardness to the shell that encloses the pearl, so do the storms & waves of life add force to the character of man.

Coming events cast their shadows before them.

જે રાત્રે રામરાજા અત્યંત અસ્વસ્થપણે પોતાના મહેલમાં કાંઇ વિચાર કરતો ટળવળતો પડયો હતો, તેજ રાત્રે કુંજવનમાં તે તરૂણ પુરૂષની પણ તેવીજ સ્થિતિ થઇ હતી. તેને પણ બીલકુલ નિદ્રા આવી નહી. તે પોતાના સુવાના ઓરડામાં અહીંથી તહીં અને તહીંથી અહીં આંટાફેરા કરતો ટળવળતો હતો. ફરતાં વચ્ચેજ અટકે, એક બાજુએ રાખેલ એક સુંદર ચૌરંગપર રાખેલી સનાદ પાસે જાય, અને ત્યાંજ પડેલો એક પત્ર હાથમાં લઇ વાંચે, પત્રની પુનઃ ઘડી કરી ત્યાં રાખી પાછો અંદર ફેરા ફરે.

આ પત્ર આપણા આ બીજાપુરના વકિલ સાહેબને સાયંકાળને સુમારે મળ્યો હતો. તરૂણ રણમસ્તખાને પત્ર મળતાંજ અતિ ઉત્કંઠાથી વાંચવા માંડયો. વાંચતાં વાંચતાં તેની ચર્યા અતિશય હાવરી બાવરી થતી ગઇ. પત્ર મધ્યમ લંબાઇનો હતો, તે અંત સુધી તેણે વાંચ્યો હશે કે નહી એજ શંકા છે. કારણ છેવટનો ભાગ વાંચ્યા પૂર્વેજ તે તેના હાથમાંથી નીચે

સરી પડયો, અને તે એકદમ ઉઠી પોતાના ખંડમાં આંટા ફેરા કરવા લાગ્યો. તેને કોઇ વાતનો અતિ સંતાપ થયો હોય એવું સ્પષ્ટ દેખાયું. તેનું મુખ, તેના કાન, ડોળા એ સર્વ એકદમ લાલ લાલ થઇ ગયા. તેણે પોતા સાથે 'આ દાગ-આ દાગ-જ્યાં ત્યાં નડે છે.' એવું બોલી પોતાના ડાબા હાથની હથેળીમાં જમણા હાથની મુઠી જોરથી મારી, અને પોતા સાથે એવું જ કાંઇ પણ બબડતો આંટા ફેરા કરવા લાગ્યો. આંટા ફેરા કરતાં કેટલો વખત ગયો તેનું તેને ભાન રહ્યું નહીં. પાંચ સાત વખત આંટા ફેરા ખાઇ પાછો થોભે, સમઇ પાસે જાય, પત્ર ઉંચકી વાંચે, પાછો જમીન પર નાંખે કે થેલીમાં મુકે અને પુનઃ આંટા ફેરા ફરવાની શરૂઆત કરે, આ પ્રકાર ચાલુ હતો. તેણે બીછાનાપર એક વખત પણ લંબાવ્યું નહીં. છેવટે મધ્ય રાત થવા આવી. તેણે સહજ બારીમાંથી બ્હાર જોયું તો બ્હાર શુભ્ર ચાંદની પડી હતી. તે બારીમાંથી પુષ્કરિણી દેખાતી હતી. તેના પર પણ સુંદર ચાંદની પથરાયલી હોવાથી, દેખાતા સુંદર દેખાવથી તેના મનમાં કોણ જાણે શું આવ્યું, કે તેને એવી ઇચ્છા થઇ કે અહીં આંટા ફેરા ફરવા કરતાં પુષ્કરિણીને કાંઠે જઈ ઘટકા બે ઘટકા પસાર કરીયે. આ વિચાર આવતાંજ તેણે તેનો અમલ કર્યો. અંગપર એક ઝભ્ભો નાંખ્યો, હાથમાં લાકડી લીધી, દ્વાર ખોલ્યાં અને બ્હાર પડયો; અને પુષ્કરિણી તરફનો માર્ગ લીધો.

આ વખતનો દેખાવ ખરેખર વિલક્ષણ હતો. આકાશમાં એકાદ વાદળીની ન્હાનકડી રેખા સુદ્ધાં દેખાતી નહતી-સર્વ આકાશ તદ્દન સ્વચ્છ, એક જાતની સુવર્ણી આરસની ફરસીપર શ્વેત બારીક ફૂલો નાખી ઉપર અત્યંત શુભ્ર, પરંતુ ઝરઝરીત સરપોસ પાથરતાં તે સ્થાનની જેવી શોભા દેખાય છે, તેવી જ શોભા આ વખતે કુંજવનમાં ઉપરના આકાશ ભાગની દેખાતી હતી. તદ્દન પૂર્ણાંશે નીલ આકાશ; તેમાં જાઇ, જુઇ જેવા શ્વેત અને બારીક ફૂલો પ્રમાણે દેખાતા ચળકતા તારાઓ-અને તે પર અત્યંત શુભ્ર ચંદ્રિકાનો સરપોસ પથરાયલો! પછી તે શોભાનું શું પૂછવું? રણુ-

સ્તખાન પુષ્કરિણીપર આવ્યા પછી, તેના જળવિસ્તારની અને તેમાં પડેલા આકાશ પ્રતિબિંબની ઘણીજ અલૌકીક શોભા દેખાવા લાગી. મૂળમાં જળ નીલવર્ણ-તેમાં રાત્રીનો-મધ્યરાત્રીનો સમય, વળી તેમાં શુભ્ર કમળો ખીલેલાં, તેપર સર્વત્ર ચાંદની પ્રસરેલી અને તેમાં ઉપર વર્ણન કરેલ આકાશનું પ્રતિબિંબ પડેલું ! તેમાં કિંચિત્ પવનની લ્હરી છુટી છુટી વચ્ચે વચ્ચે પુષ્કરિણીના જળ વિસ્તાર પર ન્હાના ન્હાના તરંગ ઉઠવા લાગ્યાથી સર્વ આકાશ તારાઓ સહિત હાલવા લાગ્યું હોય એવો ભાસ થતો. રણમસ્તખાન ત્રાસોત્પાદક વિચારોના તડાકામાંથી છુટવા માટે આ પુષ્કરિણીને આશ્રયે આવ્યા સાથે, આ મનહર વિલક્ષણ દેખાવે તેના વિચારગ્રસ્ત મનને પણ કેટલો વખત પોતા તરફ ખેંચી લઇ તેના વિચારોને દૂર કરાવ્યા. પુષ્કરિણીને કાંઠે જઇ તે તદન તટસ્થ રીતે આ દેખાવ જોઇ રહ્યો. આ દેખાવે તેનું મન આકર્ષી પોતાની શીતળતાથી તેને શીતળ કર્યો, અને મંદમંદ વહેતા પવને, તેના ઉષ્ણ શરીરને ઠંડું કર્યું.

તે સ્વસ્થ રીતે ક્યારે જળ તરફ, ક્યારે આકાશ તરફ, ક્યારે આસપાસની વનસ્પતિ તરફ જોતો રહ્યો. ઘણો વખત સુધી કોઇ તરફ પણ જોઇ રહે, તદપિ તૃપ્તી થાય નહીં, જાણેકે અમૃતવૃષ્ટી થાય છે એવોજ ભાસ તેને સર્વ બાજુથી થવા લાગ્યો. આવો સુખાનુભાસ થયા સાથે ત્યાંથી હાલવુંજ નહીં, અહીંજ ક્યાં પણ પડયા રહેવું, એવું તેના મનમાં આવ્યું. પોતાના શયન ગૃહમાં પડેલા તે પત્ર તરફ નજર સુદ્ધાં નાખવી નહીં, તે પત્ર મજકુરનો વિચાર સુદ્ધાં કરવો નહી એવું તેના મનમાં આવ્યું. કેટલો વખત જાણે તે દેખાવનું પ્રાશન કરતો હોય તેમ તટસ્થ ઉભો રહ્યો. ત્યાં તેને એવી ઇચ્છા થઇ, કે, એક વખત પુષ્કરિણીને કાંઠે કાંઠે થઈ પ્રદક્ષિણા કરવી. આ ઇચ્છા થવાનો અવકાશ, અને લાગલી ચાલવાની શરૂઆત કરી. મહેલ બાજુના કિનારાપર પ્રથમ ફરતો હતો, તે ફરતો ફરતો બીજી તરફ જઇ ત્યાંથી દેખાવ જોવા લાગ્યો. જોતાં જોતાં સહજ તેણે મહેલ તરફ નજર કરી તો સામે કિનારાપર કોઇપણ ઉભો છે એવો ભાસ થયો. તે

કોણ હશે, તે નખથી શિખા પર્યંત શ્વેત વસ્ત્રમાં વિંટાયેલો લાગ્યો. ચાંદની સ્વચ્છ પડી હતી, તો પણ પુષ્કરિણી અતિ વિસ્તૃત હોવાથી આ કાંઠાપરના માણસથી નીદાન રાત્રીને વખતે–તે કાંઠાપર કોણ ઉભો છે તે ઓળખાય તેમ ન્હોતું. રણમસ્તખાને ડોળા તાણીતાણી જોયું તો પણ તે કોણ છે તે ઓળખી શકયો નહીં.

પ્રથમતઃ એક વખત તેના મનમાં 'કોણ છે?' એવું પૂછવાનું આવ્યું; પણ પુનઃ મનમાં આવ્યું કે, "મ્હોટેથી પૂછીશું તો કદાચ તે ડરીને નાશી પણ જાય. જેમ મ્હારૂં મસ્તક વિલક્ષણ વિચારોથી મસ્ત થયાથી હું અહીં આવ્યો, તે પ્રમાણે આપણા માણસોમાંથી કોઇપણ મ્હારા જેવો સમ દુઃખી હશે, તેને પણ આવો કાંઇ મનઃસંતાપ થયો હશે અને જે પ્રમાણે હું આ સુંદર દ્રશ્યથી મોહિત થઇ શાંતી લાભ માટે અહીં આવ્યો તે પ્રમાણે તે પણ આવ્યો હોય. ત્યારે તે બિચારાને શા માટે આ શાંતીસુખના લાભમાંથી દૂર કરવો ?" આ વિચાર આવ્યાથી તેણે તે કોણ છે વગેરે પૂછયું નહી. તે કોણ છે, શું કરે છે તે જોતો ઉભો. સામે ઉભેલો જે હોય તે પણ તદ્દન તટસ્થપણે એકજ જગ્યાએ ઘણા વખત સુધી ઉભો રહ્યો. એટલો સ્તબ્ધ, કે એકાદા શ્વેત શુભ્ર સંગેમરમરનું પુતળુ કોઇએ એટલામાં લાવી ઉભું કર્યું હોય એવો રણમસ્તખાનને ભાસ થયો. આથી માત્ર તેને વધારે જિજ્ઞાસા થઇ કે મ્હારા જેવો આ દુઃખી પ્રાણી કોણ છે તે જોઉં તો ખરો.

આ બેત તરત અમલમાં આવ્યો. ધીમે ધીમે તે તરફ પગલાં ભરવા માંડયાં. પોતાની દ્રષ્ટિ માત્ર એક સરખી તે મૂર્તીપર રાખી હતી. તે વ્યક્તિની દ્રષ્ટિ પોતાપર છે કે કેમ તે જાણવાને રણમસ્તખાનને કાંઇપણ માર્ગ ન્હોતો; કારણ તે મૂર્તીની ચલણવલણ કાંઇ પણ સમજાતી ન્હોતી. તે કોણ હશે તે વિચારથી આશ્ચર્ય પામતો તે અર્ધવર્તુળ પૈકી અર્ધું ચાલી આવ્યો; એટલે પુષ્કરિણીની પા પ્રદક્ષિણા જેટલું જ તે મુર્તી અને રણમસ્તખાન વચ્ચે

અંતર રહ્યું, તોપણ તે મૂર્તી ત્યાંથી હાલી નહી. હવે થોડા વખતમાં તે મુર્તી આગળ પહોંચીશું એવું ખાનને સ્પષ્ટ દેખાયું. તે થોડો આગળ ગયો. સુમારે એક અષ્ટમાંશ પ્રદક્ષિણા જેટલી વાટ રહી. "હું આટલો નજીક આવ્યો છતાં આ વ્યક્તીને તેનું ભાન નથી. ત્યારે શો પ્રકાર છે!" એવું મનમાં આવતાં તે ત્યાં થંભ્યો. "આટલા એકતાનની જેને તંદ્રા લાગી છે, તેને નજીક જઈ ત્રાસ આપવો તદ્દન અયોગ્ય" એવું તેના મનમાં આવ્યું; અને તે સ્તબ્ધ ઉભો રહી જોવા લાગ્યો. હવે તે ઘણો નજીક હોવાથી તેને અધિક સ્પષ્ટ દેખાવા લાગ્યું, અને એકંદર આવિર્ભાવપરથી તેને એકદમ એવી શંકા થઇ કે તે મુર્તી કોઈપણ સ્ત્રીની હોવી જોઇએ! શો ચમત્કાર! આ વિચાર તેના મનમાં આવવાને અને તે મુર્તીની પણ દ્રષ્ટિ તેના તરફ જવાને એકજ સંધી થઇ. તે દ્રષ્ટિ તેના તરફ માત્ર ગઈ, અને એકદમ ચમક્યા પ્રમાણે કરી તે મુર્તિ એકાએક પાસેની ઝાડીમાં અદ્રશ્ય થઇ ગઇ.

રણમસ્તખાનને કોણ જાણે શું લાગ્યું, કે તે માત્ર તે તરફ જોતો તટસ્થ ઉભો રહ્યો.



# પ્રકરણ ૧૬ મું.

## રણમસ્તખાનની પ્રતિજ્ઞા.

સતી શિરોમણ સાધવી,
દાનવંત દાતાર;
શુરવીર ધર્યા રહે નહી,
એજ ખગોળ આધાર.

જે મુર્તિ આટલો વખત પોતે નજીક આવ્યા છતાં પાષાણવત્ નિશ્ચળ હતી તે એકાએક અત્યંત ચપળતાથી નાશ થઇ તે કોણ હશે, આ વિચારથીજ રણમસ્તખાન તટસ્થ ઉભો રહ્યો. તેણે અનેક તર્ક કર્યા, પણ કાંઇપણ કલ્પના થઈ નહીં. આટલું તેણે નક્કી કર્યું કે જોયેલ મુર્તિ શુભ્ર વસ્ત્રમાં નખશિખા પર્યંત વીંટાયેલી કોઇ પણ સ્ત્રી હતી; અને તે ત્યાંથી નાસી ગઇ તે પણ એકાદ ભયભિત થયેલ હરીણી પ્રમાણે–વનરાઇમાં નીકળી ગઇ, તે જ વખતે જો રણમસ્તખાને તેની પુઠ પકડી હોત તો તે હાથમાં આવત, પરંતુ રણમસ્તખાન તેનું ત્યાથી અલોપ થવાનું ચાપલ્ય જોઇ ચકિત થયો અને તટસ્થ ઉભો. તે મુર્તિ રાઇમાં ઘુસી ગયે કેટલો વખત થયો પણ એ તો ચકીત નેત્રે તે તરફ જોઇ રહ્યો. ઘણે વખતે મનમાં કોઇ આવતાં તે રાઇમાં પ્રવેશ કર્યો. પણ હવે ત્યાં કોણ હોય ? કયાં કયાં ઘાડી છાયાથી પડેલ અંધકાર તો વચ્ચે વચ્ચે કયાં કયાં બારિક ચંદ્ર પ્રકાશ. તે વનરાઇના ચાર પાંચ વળણો રણમસ્તખાન ફર્યો, પરંતુ તે મુર્તિ દેખાઇ નહીં–હવે વધુ ભટકવામાં–શોધ કરવામા કાંઇ અર્થ નથી એવું મનમાં આવતાં તેણે મહેલ તરફ પગલાં ભર્યાં.

તે મુર્તિ કોણ હશે? પોતા જેવીજ ચિંતાએ ગ્રસ્ત કરેલ તો કોઈ નહી હોય વગેરે વિચાર કરતો પુનઃ મહેલમાં આવ્યો. પુષ્કરિણીપરના એકંદર દેખાવથી તેનું મસ્તક ઠંડું થયું હતું. તે પોતાના શયનાલયમાં ગયો, અને દ્વાર બંધ કર્યાં; અને હવે જઇ પલંગપર પડે છે ત્યાં તેની દૃષ્ટિ તે પત્રપર ગઇ. પરંતુ અત્યારે તેને તે પત્રથી પહેલાં જેટલો ઉદ્વેગ થયો નહીં. તે બીછાના પર આવ્યો, પણ તેને નિદ્રા આવી નહીં. એક સરખો આ પડખેથી પેલે પડખે ટળવળતો હતો–ઘણો વખત થયો પણ નિદ્રાદેવી પ્રસન્ન થઇ નહીં. તે ઉઠયો, પત્ર પાસે આવ્યો, પત્ર હાથમાં લીધો, પુનઃ એક વખત તેપર નજર ફેરવી, પુનઃ ત્રાસી જમીનપર ફેંકી દીધો, અને ત્રાસીને બોલી ઉઠયો:—"શું મને આ સ્થિતિ કાયમની જ નડશે? બાદશાહે મ્હારાપર મહેરબાની કરી મને આટલો ચઢાવ્યો, તો પણ આ લોકોએ મને આવા ઉત્તર આપવા? અને તેનું નીરાકરણ મ્હારા હાથથી કાંઇ થાય નહી? શું–હવે તેનો ઉપાય પણ શું કરવો? આ આટલા પત્રનું હશે, નહીં તો નહીં, પણ જયાં પણ હું જાઉં ત્યાં આવુંજ થાય તો પછી થશે કેમ?" એવું પોતા સાથે પુટપુટતો તે પત્ર પુનઃ ઉંચકી તેના બારીક ટુકડા કરવાનું કામ ચલાવ્યું, પછી એક એક ટુકડો લઇ તે દીવાપર ધરી તેણે નાદમાં સર્વ ટુકડા બાળી પણ નાખ્યા. આ પ્રમાણે સર્વ પત્ર ભસ્મ કરી હવે થેલી ફાડવાની શરૂઆત કરી. તે થેલીની ચીંધડીઓ કરી જમીનપર ફેંકી બીછાનાપર પડયો, ત્યાં અરૂણોદયનો સમય થયો. આગલા દિવસનું પરિશ્રમ, આખી રાત્રીનું જાગરણ અને અનેક પ્રકારના વિચારોથી તેનું મસ્તક શાંત થયું હતું, આથી છેવટે સૃષ્ટી નિયમે તેને પોતાના કબજામાં લાવી નિદ્રાને સ્વાધીન કર્યો. તેને ગાઢ હો કિંવા અસ્વસ્થ હો, પણ નિદ્રા લાગી. આ નિદ્રામા તેને કાંઇ સ્વપ્ન પણ પડી તે સ્વપ્નસૃષ્ટીમાં આવો ભ્રમ જો હોય તો કોણ જાણે?

પરંતુ તે નિદ્રા–તેવી સુદ્ધાં નિદ્રા ઘણો વખત લેવાનું તેના નસીબમાં ન્હોતું. તેને નિદ્રા લાગ્યાને સુમારે કલાક થયો હશે ત્યાંજ તેને એવો ભાસ

થયો કે પોતાને કોઇ મ્હોટેથી બોલાવે છે. તે ઉઠયો, દ્વાર ખોલ્યાં, ત્યાં સામે તેનો હજુરીયો ઉભેલો. તે હાથ જોડી બોલ્યોઃ—"ગરીબ પરવર, આપને આપની આ સુખ નિદ્રામાંથી ઉઠાડવાની ઉદ્ધતાઇની આ દાસને ક્ષમા કરશો. આપણા પરમપૂજ્ય માતુશ્રીના હુકમથી આ હિંમત કરી છે. તેઓ આપને સત્વર બોલાવે છે."

"શું ? મા સાહેબ મને હમણાને હમણા બોલાવે છે ? કેમ વારૂ ?"

"સરકાર તેની મને શું ખબર ? સવારમાં વહેલી તેમની એક દાસી આવી આપને બોલાવવા કહ્યું, મેં કહ્યું કે આપ ઉઠયા પછી વર્દી આપીશ. પાછી થોડા વખતમાં તે આવી, અને કહ્યું કે મા સાહેબે સરકારને ઉઠાડીને તરત તેમની પાસે મોકલવા ફરમાવ્યું છે. આ હુકમ આપ્યાથી હું તાબેદાર શું કરૂં ? આપને ઉઠાડવા હિંમત કરી એ બદલ ક્ષમા કરશો."

"ચાલ, ચાલ, પાગળ ! જા પહેલાં ગરમ પાણી લાવ. હું મ્હોડું ધોઈ, હાથ પગ ધોઇ, નીમાજ પઢી મા સાહેબ પાસે જાઉં છુ."

હજુરીયો દોડતો ગયો, પાણી લાવ્યો. રણમસ્તખાને મ્હોડું ધોયું, તેણે રણમસ્તખાનના હાથ પગપર પાણી નાખી તે લુછયા. રણમસ્તખાન મ્હોડું વગેરે લુંછી નીમાજ પઢયો અને પોતાની માતુશ્રીના અવાસમાં ગયો.

આ તેની માતુશ્રીના અવાસને મહેલ કહેવા કરતાં એક કોટડી કહીશું તો વિશેષ શોભશે. કારણ તે જગ્યામાં જેને શ્રીમંત કિંવા ઈશ્ક કહીએ એવું કાંઇપણ ન્હોતું. એકાદી ગરીબ ફકીરણ જે રીતે એકાદ મસીદમાંની કોટડીમાં રહે છે. તેવીજ રીતે આ સ્ત્રી આ મહેલની એક ન્હાનકડી કોટડીમાં રહેતી હતી. એક સીંદરીની ભરેલી ખાટલી, ખાટલીપર નાખેલ ચટાઇ તકીયા તરફ એક ચૌરંગપર ચાર પાંચ પુસ્તકો—આ પુસ્તકો કુરાન અને સાધુ પુરૂષોનાં ચરિત્રો હતાં તેની સાથે એક સાદી સમઇ અને કાંઇ લીલીપીળી મણીઓની માળાઓ અને પાણીથી ભરેલાં કાંઇ પાત્રો. એક ખૂણામાં ધુપ કર્યાથી એકસરખો તેનો સુવાસ તે ખોલીમાં પ્રસરી રહ્યો

હતો. ખોલીની બ્હાર ત્રણ ચાર વૃદ્ધ દાસીઓ હતી. પરંતુ અંદર એક વૃદ્ધ દાસી ચૌરંગ પાસે બેઠી હતી. બીજી સ્ત્રી સુમારે પચાસી વટાવી ગયેલી અત્યંત તેજસ્વી હતી, તે એક પુસ્તક હાથમાં લઈ મ્હોટેથી વાંચી તે વૃદ્ધ સ્ત્રીને અર્થ કહેતી હતી. રણમસ્તખાન અંદર દાખલ થતાંજ તે પુસ્તક વાંચતી સ્ત્રીને અત્યંત નમ્રતાપૂર્વક નમન કર્યું; અને બોલ્યોઃ–"આપની આજ્ઞા પ્રમાણે આવ્યો છું. આપની તબીયત તો ઠીક છેના ? હું રાત્રેજ આવી કાલ દરબારની હકીકત કહેનાર હતો પણ તપાસ કરી તો આપ જપ કરવા બેઠાં હો એવી વર્દી મળ્યાથી આપને ત્રાસ આપવા આવ્યો નહી."

તે સ્ત્રીએ તરતજ ઉત્તર આપ્યોઃ—"કાંઈ હરકત નહી, ન આવ્યો તેની, પણ મ્હારાથી કયાં રહેવાય છે ? મેં બીજાઓને પૂછી તપાસ કરી. તેં ઘણું સારૂ કર્યું. આપણે જેના વકીલ થઈ આવ્યા, તેની આબરૂને છાજે એવુંજ વર્તન કર્યું, પણ મેં તને અત્યારે અહીં બોલાવ્યો તેનું કારણ જુદુંજ છે. સુર્યોદય હજુ થયો નહી હોય ત્યાં તેમને ત્યાંથી નાશી આવેલો એક માણસ અહીં આવ્યો, અને મને એણે ખબર આપ્યા; મેં તેને અભય આપી બેસાડયો છે. આવા માણસને અભય આપી તેનું સંરક્ષણ કરવાનુ આપણું કામ છે. તેની હકીકત તું સાંભળી લે, અને આપણી ઇજ્જત પ્રમાણે વર્ત, વર્તશેજ. તે હકીકત સાંભળતાં તું સંતાપી ત્હારૂં કર્તવ્ય કરીશજ. શું આ માણસોને લાગે છે કે આપણે જે આજ કરીયે તે પૂર્વ દિશા ! તેને ન્યાય નહીં, નીતિ નહી, માત્ર ઉન્મત્તપણું આવ્યું છે !"

"પણ મા સાહેબ" રણમસ્તખાન તે તેજસ્વી સ્ત્રીને કહેવા લાગ્યોઃ–"આપ કયારે પણ ક્રોધયુકત શબ્દો ઉચ્ચારો નહી, તે આજ કયા કારણથી સંતાપ્યા છો ? કોણે આપનું ઉપમર્દ કર્યું છે ? કોણ......"

તે સ્ત્રી એકદમ વચ્ચે બોલી ઉઠીઃ—'અરે બાબા, તું આટલો સત્તાધીશ–બળવાન મ્હારો પુત્ર મ્હારી પાસે હોવા છતાં કોણ મ્હારૂં ઉપમર્દ કરવા હિંમત કરી શકે ? પણ મ્હારા જેવી એકાદ સ્ત્રી કિંવા ત્હારી

એકાદ બ્હેન તેના તડાકામાં સપડાઇ તેનો ઉપમર્દ થાય, તો આપણોજ ઉપમર્દ થયો કે નહી ? તેનું પરિમાર્જન આપણે ન કરવું જોઇએ ? તે માણસ પહેલાં પ્રથમ તું બાદશાહી વકિલ તેથી તને મળવા આવ્યો-પણ તું ઉઠયો ન્હોતો, તે નીરાશ થયો, મેં અહીંથી તેને જોયો, બોલાવી સર્વ હકીકત જાણી. તે સાંભળતાં મ્હારા પગની આગ મસ્તકે પહોંચી, અને તને તાબડતોબ બોલાવ્યો. તે માણસને હું બોલાવું છું, તું બધું સાંભળી લે." એમ કહી એક દાસીને બોલાવી તે માણસને બોલાવવા હુકમ કર્યો.

તે માણસ આવ્યો-રણમસ્તખાનને અને તેની માતાને ગુંઠણીએ પડી ત્રણ ત્રણ વખત જમીનને મસ્તક લગાડી નમન કરી હાથ જોડી બોલ્યોઃ "ગરીબ પરવર, અહમદનગરના એક સારા ગ્રહસ્થ હુસેન અલ્લીખાનની પુત્રી બીજાપુરમાં તેની માસીને ત્યાં ચાર છ દિવસ રહેવા જવા નીકળી. સાથે મ્હારા જેવા દશ બાર માણસો લઇ તેનો બાપ સ્વતઃ નીકળ્યો. અમારી સાથે હથિયારો હતાં, સારો બંદોબસ્ત હતો, પરંતુ આ વીજયાનગરની હદમાંના કોઇ પુંડોએ અમારાપર હલ્લો કરી અમને લુંટી લીધા. તેમાં સ્ત્રીઓ ચાર હતી, એક જેના સંરક્ષણ માટે અમે હતા, તે સત્તર વર્ષની અને તેની બે દાસી, અને બીજા એક ગ્રહસ્થની સ્ત્રી સથવારો જોઇ સાથે આવી હતી. લુટાલુટ થવાથી જેનાથી જ્યાં નસાયું ત્યાં નાઠા. અમે અમારા માલેક અને તેની પુત્રીના રક્ષણ માટે બનતું કર્યું. અમારો માલેક લડતાં મરાયો અને સાત જણ બીજા અમારા સાથી સ્વધામ પહોંચ્યા. અમે બે તે છોકરી અને તેની બે દાસી તેમને તે દુષ્ટોએ કેદ કર્યાં અને અહી રાજદરબારમાં લાવી પહોંચાડવાનો બેત કર્યો, રસ્તામાં તેમનો બિશ્વાસ બેસાડયો સંધી જોઇ હું નાશી છુટયો, અને આપની મુલાકાત લેવા આવ્યો. સાહેબ આપ અમારા બાઇ સાહેબની આબરનું રક્ષણ કરો. અરેરે દરબારમાં આવ્યા પછી અમારાં તરૂણ બાઇ સાહેબપર શું પ્રસંગ ગુજરશે તે કોણ જાણે અરે......"

ભરભર તે કાગળપર બે ચાર લીટીઓ લખી તે હજુરીયાને ફરમાવ્યું કે " આ પગલેજ વિજયાનગર જઇ આ પત્ર પહોંચાડી તેનો જવાબ લાવ. મારતે ઘોડે જજે આ પત્ર તાબડતોબ રામરાજાને પહોંચાડવો જોઇએ જરા પણ ઢીલ કરતો નહીં, ખબરદાર ! "—

હજુરીયો નમન કરતો ઉતાવળે ઘોડારમાં ગયો, પણ વળી મનમાં કાંઇ આવતાં પોતે તેના પાઠો પાઠ ગયો. ઘોડાપર બેસી હજુરીયો નીકળતો હતો ત્યાં તે પહોંચ્યો. મનમાં કાંઇ આવતાં તેને થોભાવી બોલ્યો. " તું જઇ આ પત્રનો ઉત્તર લાવે પછી હું અહીંથી નીકળું એટલો વખત પણ શું કામ ગુમાવવો ? આવા કામમાં હચડંચ-ઢીલ બીલકુલ કામની નથી. હું જ ત્હારી સાથે આવું છું. વિજયાનગર નજીક પહોંચીયે પછી તું આગળ જજે અને ઉત્તર લાવી મને આપજે. પછી મ્હારે જે કરવું હશે તે કરીશ. "

આ ભાષણનો ઘણો ભાગ ખરૂં કહીયે તો તે હજુરીયાને ઉદ્દેશી હતો એવું કહેવા કરતાં તે પોતાને ઉદ્દેશીને હતો એવું કહેલું વધારે શોભશે. એવું કહી પોતાનો હમેશનો ઘોડો તૈયાર કરવા કહી પાછો ફર્યો. ઉતાવળે કપડાં પહેર્યાં. પાગામાં જઇ ઘોડાપર બેસી વિજયાનગરનો માર્ગ લીધો. માર્ગમાં તેના મનમાં શું વિચાર ચાલ્યા હશે તેની તેનેજ ખબર. વિજયાનગર અને કુંજવન વચ્ચે અંતર ઘણું હતું તે વાચક જાણે છે. રામરાજા પોતાના તારૂણ્યમાં કુંજવન આવતો તે વાચકને યાદ હશેજ. રામરાજા જે આતુરતાથી સાયંકાળે વિજયાનગરથી નીકળી કુંજવન આવતો, તે કરતાં પણ વધારે આતુરતાથી આજ રણમસ્તખાન કુંજવનથી વિજયાનગર જવા નીકળ્યો. તેના મનમાં નાના પ્રકારના વિચાર ચાલ્યા હતા. તે સર્વ વિચાર અર્થાત્ રામરાજાના વિજયાનગરના સામ્રાજ્યની વિરૂદ્ધના હતા. " હું અહીં આવ્યો તે અહીં આ રાજ્યનું વિધ્વંશ કરી કાંઇ મુસલમાની બાદશાહી સ્થાપન કરાવી શકું તો પછી શું જોઇએ ? આ હિંદુઓ બહુજ મદમસ્ત થયા છે; બહુજ ચઢ્યા છે. તેમને કોઇની પર્વા નથી, કોનો મુલાજો મર્તબો નથી.

પોતાનું કાર્ય સાધવા કયે વખતે કેવો સ્વાંગ લાવી પોતાનું કામ સાધી લે તેનો નિયમ નથી. ત્યારે તેમનોજ ગુરૂમંત્ર લઇ તેમનેજ ફસાવવા યુક્તિ કરવી જોઇએ, અને હું અહીં છું ત્યાં સુધીમાં જરૂર કરવીજ જોઇએ." વગેરે વિચાર આ તરૂણના મનમાં ઘોળાતા હતા. આ વિચાર એક સરખા તેને આવતાં તેમાં હાલનો પ્રસંગ આપણને આ કામમાં ઉપયોગી થશે એવું પણ તેના મને એકાએક લીધું. એમ કરતાં કરતાં તેઓ વિજયાનગર સાનિધ્ય આવી પહોચ્યા. રણમસ્તખાને હવે પોતાના હજુરીયાની આગળ જઈ તે થેલી રામરાજાને આપવા કહી પોતે શહેર બહારના બાગમાં છે ત્યાં તેનો ઉત્તર લાવી આપવા ફરમાવ્યું. હજુરીઆએ "હા સરકાર" કહી પોતાનો ઘોડો જોરથી દોડાવ્યો.

અહીં રણમસ્તખાન હવે ધીમેથી ચાલ્યો. તેને અહમદનગર વાળા મનુષ્યે કહ્યું હતું, કે તેઓ આજ બપોર પછી ક્યારે પણ મ્હારી સ્વામીનીને લઇને આવશે. જોઇએ તે કારણ હો. તેને લાગ્યું કે તેઓ હમણાંજ જો આવે તો મને દેખાશે. જો નજર પડે તો હમણા ને હમણા તેમની પુઠ પકડી તે સ્ત્રીઓને છોડાવું. પછી રામરાજા શું કરે છે તે જોઇ લેવાશે. આ વિચાર મનમા આવતાં તેણે ઘોડો ઘણે ધીમેથી ચલાવ્યો, અને વિજયાનગર બહારના દરવાજાનો માર્ગ લીધો. વિજયાનગરના પહેલા દરવાજાની નજીક પહોંચી ત્યાં તે ઘોડાપર આમ તેમ માર્ગપર ફરવા લાગ્યો. પત્ર લેઇ ગયેલો હજુરીયો પાછો આવે કિંવા આ લોકો નજરે પડે તેની રાહ જોતો અનેક વિચારો રચતો ધીમે ધીમે અહીંથી તહીં અને તહીંથી અહીં ઘોડો ફેરવવા માંડયો.

આ લોકો દેખાય કિંવા હજુરીયો પાછો ફરે ત્યાં સુધી દરવાજાની બહાર તેના મને કિંવા તેના શરીરે રહી આંટા ફેરા કરવા, એટલુંજ કામ રહ્યું હતું. ઘોડાપર બેસી તે શરીર પણ આંટા ફેરા મારતું હતું, તેમ મન પણ નાના પ્રકારના વિચારોમાં ગોથા ખાતું હતું. મનમાં એક વખત વિજ-

પુરથી આવેલ પત્રનો વિચાર આવ્યો, તેથી મન ઘણું ક્ષુબ્ધ થયું; સંતાપ થયો; અને તેના જોમમા પોતે પુષ્કરિણીપર ગયો. ત્યાં શ્વેત મુર્તિ નજરે પડી વગેરેનું સ્મરણ થયું તે સ્મરણ સાથે તે કોણ હશે એ બદલ કલ્પના ની શરૂઆત થઇ. આગલી રાત્રે આવેલા સર્વ વિચાર પુનઃ તેના મનમાં આવ્યા, પરંતુ આજ એકા એક બીજોજ વિચાર તેના મનમાં આવ્યો અને તે વિચાર મનમાં આવતાંજ તેની મુદ્રા ચમત્કારિક થઇ. તે વ્યકિત અમુક તો નહી હોય ! એવું મનમાં આવ્યું, અને જે વ્યકિત મનમાં આવી, તે જાણે કેમ પ્રત્યક્ષ દૃષ્ટિ સામે ઉભી હોય, અને તે તેના તરફ ઘણી સુક્ષ્મ રીતે અને અતિ જિજ્ઞાસાથી જોવા લાગ્યો. આ વખતે તે એક મ્હોટા ઝાડ નીચેથી પસાર થતો હતો ત્યાંજ થંભ્યો. તેના મનમાં ઉદ્ભવેલા વિચારને જાણે તે ઝાડ નીચેજ દાબી નાખ્યો હોયની ! તેના મનમાં જે મુર્તિ રાત્રે દેખાઇ, તે અમુકજ હોવી જોઇએ એવું આવ્યું, પણ તે શકય નથી એવું પણ તેના મને તેને કહ્યું. એટલામાં જેની પોતે રાહ જુએ છે તેઓજ સામેથી આવે છે તેવો તેને ભાસ થયો. અને તે ખરોજ હતો. બે પાલખી અને કેટલાક પગે ચાલતા તેની નજરે પડયા. તેના મનમા આવ્યું, કે એજ તે. લાગલો સામે આવ્યો. તેમને અટકાવતાં પટ કારી દમામભેર પૂછયું;—"તમે કોણ ? અને આ... પાલખીમાંની સ્ત્રીઓને કયાં લઇ જાઓ છો ? મ્હારા પ્રશ્નનો ઉત્તર આપ્યા શિવાય એક પગલું પણ તમને આગળ ભરવા દેનાર નથી. તમારૂં દુષ્ટ કૃત્ય હું જાણું છું. હું વિજાપુરના બાદશાહનો વકિલ ... આ લોકો અહમદનગરથી બિજાપુર જતા હતા; ત્યારે તેઓ અહ... રિતા તેમજ બિજાપુરનાજ છે. માટે ગુપચુપ મ્હારે સ્વાધીન કરો. ... પછી......"

આ સાંભળ... તે લોકો પૈકી એક આગળ આવ્યો, અને વચ્ચેજ ઉપહાસ્યાત્મક સ્વરે હસતો બોલ્યો;—"ત્હારો પ્રત્યક્ષ બાદશાહ આવે, તોપણ શું ? તેને કોઇ પણ આ વિજયાનગરમાં હવે ભીખ સુદ્ધાં આપવાનું નથી. તો ત્હારા જેવા વકિલડાને કોણ પૂછે છે ! તું આવેલે માર્ગે જાય તેમાં

ત્હારૂં ભુષણ છે. બસ ઘણું થયુ. ત્હારી કામગીરી પુરી થઇ. જા આવેલે માર્ગે ચાલતો થા. શિકાર પકડી લાવ્યા પછી કોઈ પણ રસ્તામાં ભટકતા ભામટાને સ્વાધીન કરતો નથી. સમજ્યો? જા, નહીં તો......"

આટલા શબ્દ તે માણસના મ્હોડામાંથી નીકળ્યા માત્ર, અને રણમસ્તખાનના પગની આગ મસ્તકે પહોંચી, એકદમ તલવાર ખેંચી તેનાપર માર કર્યો. પછી શું પૂછવું ! તેના સાથીદારો રણમસ્તખાનપર તુટી પડયા. પછે રણમસ્તખાન કાંઇ ખાંટયો જાય તેવો ન હતો, તેણે તેમને બીલકુલ દાદ આપી નહીં. એક સરખી ધમાચકડી ચાલી. પરંતુ એટલામાં ત્યાં ઘણી મેદની એકઠી થઈ, એટલામાં કર્મ ધર્મ સંજોગે ત્યાં એક દરબારી ગૃહસ્થ આવી પહોંચ્યો, તેણે એકલા રણમસ્તખાનપર છ જણ તુટી પડયા છે, અને તે એકલો તેમની સાથે લડી રહ્યો છે, તેણે તરત રણમસ્તખાનને ઓળખ્યો. આગળ આવ્યો, વચ્ચે પડી તે લોકોને દૂર કર્યા. તેઓ તેને જોઇ તરત છેટા ખસ્યા. તે રણમસ્તખાન પાસે જઈ બોલ્યો, "ખાન સાહેબ, આપને આટલા બધા ક્રોધિત થવાનું આટલું તે શું કારણ બન્યું છે !"

ખાનસાહેબ તાબડતોબ કારણ કહી બોલ્યો "મને બીજું કાંઇ જોઇતું નથી. આ લોકો જેને રસ્તામા પકડી તેઓ લાવ્યા છે, તે મુસલમાન બાદશાહીના છે, તે મ્હારે સ્વાધીન થવા જોઇએ. બીજું કાંઇ નહી. હું બિજાપુરનો વકિલ અહીં હોવા છતાં તેમની વીટંમણા થવા દેનાર નથી. જે થઈ તે સહન કરનાર નથી. રસ્તામાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે જનાર સ્ત્રીઓને જો તમારાં પુંડ લોકો આમ ત્રાસ આપે તે અમે મુંગા મુંગા જોતા બેસીએ, અને તમે તેમની જોઇએ તેવી વીટંમણા કરો તે અમારે સાંખવી કે શું ? આ પાલખીઓ કુંજવનમાં લઈ ચાલો. પછી તમારૂં કહેવું સાંભળીશું. સમજ્યા ?"

તે સાંભળતાં તે દરબારી ગૃહસ્થ બોલ્યો;—"બરાબર છે તમારૂં

કહેવું યથાર્થ છે, પણ રામરાજા મહારાજ પર્યંત આ વર્દી તો પહોંચવી જોઇએ. તેમની અનુજ્ઞા થયા શિવાય વચ્ચેથી જ આપ કહો છો તેમ કેમ કરી શકાય ? ”

“ તેમને મેં પત્ર મ્હારા હજુરીયા સાથે પાઠવ્યો છે. તેની કાળજી તમારે કરવી નહીં. તે બાબતમાં હા ના કરવાની તેની છાતી નથી, સમજ્યા ? ”

“ ઠીક, પણ વિજયાનગરની હદમાં તેમના વગર કાંઇ થઇ શકતું નથી. આપનો પત્ર ગયોજ છે, તો આપ હમણા તેનો ઉત્તર આવે કે... તે કાંઇ આપની મરજી બહાર જનાર નથી. તેમને આવું કૃત્ય બીલકુલ પસંદ નથી. આપને તેમનો ઉત્તર શું આવે છે તે તો જુઓ...”

“ હા જુઓ. આ આવ્યો મ્હારો હજુરીયો, ” રણમસ્તખાને પોતાના હજુરીયાને એટલામાં જોયો અને મ્હોટેથી હાંક મારી. હાંક સાંભળતાં હજુરીયો ત્વરાથી તેની પાસે આવ્યો, અને થેલી તેના હાથમાં મુકી. રણમસ્તખાને તાબડતોબ થેલી ઉપાડી પત્ર કાઢી વાંચ્યો, પ્રથમની હકીકત પુરી થયા પછી નીચે પ્રમાણે આગળ મજકુર હતો, “આપ કહો છો તેવો પ્રકાર બન્યો હોય, તો ઘણુંજ ગેરવ્યાજબી થયું છે પરંતુ તમે એક તરફી મજકુર સાંભળ્યું છે. બીજી બાજુ સાંભળ્યા વિના આ બાબતમાં કાંઇ પણ કરી શકાતું નથી, તમને બાતમી મળ્યા પ્રમાણે તેઓ જો અહીંજ આવે છે તો તે આવતા ક્ષણેજ ચોકસી કરી યોગ્ય કરવામાં આવશે, વિના કારણ ગરીબ ગુરબાને–તેમાં પણ સ્ત્રીઓને ત્રાસ આપવો તે મહારાજ કયારે પણ સહન કરનાર નથી, અને આવો ત્રાસ થયેલો જણાતાં તેની યોગ્ય શિક્ષા પણ થશે તે તમે પૂર્ણપણે જાણજો ” વગેરે.

પત્રનો મજકુર વાસ્તવિક કાંઇ કાજલ ન હતો. તદન સ્પષ્ટ અને જેવો જોઇએ તેવો હતો. પણ રણમસ્તખાનને તે ગમ્યો નહીં. આ ઉત્તર સુસ્પ-

દ્વીપણાનું, કારસ્થાનીપણાનું, અને લબાડીનું છે એવું ખાનના મનમાં આવ્યું, અને એકદમ ચીઢાતાં તે દરબારી ગૃહસ્થને કહ્યું "ચાલો, ચાલો આ લોકોને લઇને રામરાજા પાસે! આ લોકોને છોડવ્યા શિવાય આજ અન્ન ગ્રહણ કરનાર નથી. એવો મેં નિશ્ચય કર્યો છે. આ સ્ત્રીઓને છોડવી હું મ્હારા સ્થાનમાં લઇ જઇશ, પછી અન્ન લઇશ"

તે ગૃહસ્થે ઉત્તર આપ્યોઃ—"તેઓ તો રામરાજા મહારાજ પાસેજ જતા હતા. ત્યાં વચ્ચે પડી નાહકનો આપેજ આટલો વખત ગુમાવ્યો. નહી તો ક્યારનોએ નિકાલ થઇ ગયો હોત."

રણમસ્તખાન કાંઈ બોલ્યો નહીં. તેઓ ત્યાંથી નીકળ્યા. રામરાજાના મહેલ પાસે આવી પહોંચ્યા. ત્યાં પહોંચતાંજ રણમસ્તખાને હું 'આવ્યો' છું એવી વર્દી મોકલી, તે સાથે જ રામરાજાનો શીરસ્તેદાર સામો આવ્યો. તે શીરસ્તેદારની પાઠોપાઠ ગયો. રામરાજા પોતાના મહેલની કચેરીમાં બેસી કામ કરતો હતો, તેની સામે ન્હાનકડી દરબાર ભરાઇ હતી. રણમસ્તખાન ત્યાં પહોંચતાં રામરાજા ન ઉઠતાં "તમારા પત્રની પાઠોપાઠ તમે પોતે આવવાની તસ્દી લીધી? હમણાજ મેં તમારા પત્રનો ઉત્તર પાઠવ્યો છે." એવું કહી પોતાથી થોડા અંતરપર બેસવા નીશાની કરી. આ ઉપમર્દથી રણમસ્તખાન ખુબ ચીઢાયો—સંતાપથી બેઠો તો નહીં પણ ઉભો ઉભોજ બોલ્યો "હું અહીં બેસવા આવ્યો નથી. જે કારણ માટે આવ્યો છું તેનો નીકાલ કરો એટલે મ્હારૂં કામ પુરૂં થયું. તેઓ આવ્યાં છે. એક તરફી મજકુર મેં સાંભળ્યું. બીજી તરફનું મજકુર તમે સાવકાશે સાંભળજો, પરંતુ તે સ્ત્રીઓની વીટંમણા કરો નહી. તેમને મ્હારે સ્વાધીન કરો. બાકીના લોકોને મ્હોડેથી જે કાંઇ તમારે સાંભળવું હોય તે સાંભળો, તેમને જે પૂછવું હોય તે પૂછો."

રણમસ્તખાન આ અતિ આતુરતાથી જીવ તોડી તોડીને બોલતો હતો. રામરાજા અર્ધો તેની તરફ અને અર્ધો બીજી તરફ જોતો કિંચિત્ સ્મીત કરતો, તેનું બોલવું સાંભળતો હતો. તેનું ભાષણ પુરૂં થતાંજ તે બોલ્યો

"હીંદુ રાજ્યમાં સ્ત્રીઓની વીટમણા થાય એ નામ સુદ્ધાં તમે ઉચ્ચારશો નહી, પણ તપાસ કરી જે કરવાનું હશે તે કરીશું. કોણ છે રે ? જાઓ, કોણ આવ્યા છે તેમને એકદમ હાજર કરો."

આ હુકમ થાય છે ત્યાં રણમસ્તખાન લાગલોજ બોલ્યોઃ–"આપ આ હુકમ કોના સંબંધે કરો છો ? અંદર આપ સમક્ષ કોને બોલાવો છો? તે સ્ત્રીઓને આપ સમક્ષ લાવવાનો હુકમ છે કે શું ? તેવો હુકમ કરી સ્ત્રીઓને દરબારમાં લાવવું ગેરશીરસ્ત છે, એ હું આપને બજાવીને કહું છું."

રામરાજાએ કપાળે આંટીઓ વાળી તેના તરફ જોયું માત્ર. પછી પોતાના શીરસ્તેદારને ઉદ્દેશીને કહ્યું:–"સર્વેને મ્હારી સમક્ષ લાવી ઉભાં કરો. બીજાપુરવાળા જો કે અમારા મિત્ર હોવાનો દાવો કરે છે, તોપણ અહમદનગરવાળા સાથે એક થઇ અમારી વિરૂદ્ધ કારસ્થાનો રચે છે એવા સમાચાર અમારે કાને આવ્યા છે. તેનો આ પ્રત્યક્ષ પુરાવોજ દેખાય છે. આમ સ્ત્રીઓને પહોંચાડવાનું ભીષ કરી હાલમાં અહીંના સરદારો ત્યાં અને ત્યાંના અહીં જઇ બાતમીઓ પહોંચાડે છે, ખલબનો કરે છે, ત્યારે તેવોજ કાંઇ સંબંધ અહીં તો નથી ના, તેની પહેલી તપાસ થવી જોઇએ. તેમની પાસે કાંઇ પત્રો વગેરે છે કે શું તેની તપાસ કરી પછી તેમને છોડીશું. એમને એમ કેવા જવા દેવાય. જાઓ લાવો બધાંને એકદમ."

આ શબ્દ ખરેખર રણમસ્તખાનને ઉદ્દેશીનેજ હતા. તે સાંભળતાં રણમસ્તખાનના ડોળા લાલ ભડક થયા. હુકમ થયા પ્રમાણે તરત જ સર્વેને દરબારમાં લાવવામાં આવ્યાં તેમાં તે સ્ત્રીઓ પણ હતી.

# પ્રકરણ ૧૮ મું.

## બુરખો નીકળ્યો-શાપ.

મીઠી નજરૂંની મીટ,
કુડી જોઇ મોવળના ધણી;
મોહલું ત્યાં મસીદ,
શું સંભારીશ માંડલીક.
"જાજો ત્હારૂં રાજ,
આશીષ છેલી એટલી."

'This woman was the cause.'

રામરાજાએ રણમસ્તખાનને એક વખત "તમે અહીં બેસો, સર્વ તપાસ તમારી સમક્ષજ થશે." એવું કહી પોતાથી થોડા અંતરપર જમણી બાજુએ જગ્યા હતી ત્યાં બેસવા કહ્યું. પણ રણમસ્તખાનને તે પણ એક અપમાનજ લાગ્યું. અમારી સ્ત્રીઓને દરબારમાં બોલાવો નહી એવું પોતે બજાવી કહ્યું, છતાં રામરાજાએ સાંભળ્યું નહી, આથી તેને ઘણો સંતાપ થયો, પણ હાલ ક્રોધથી હોઠ દાંતથી ચાવી ઉભા રહેવા ઉપરાંત તેનાથી વધુ કાંઇ થઇ શક્યું નહીં. તેનું ચાલતે તો રામરાજાને ત્યાંને ત્યાં ઉભોને ઉભો ચીરી નાખતે.

રામરાજાએ હવે તેના તરફ વધુ લક્ષ આપ્યું નહીં. નીદાન પોતાનું તેના તરફ બિલકુલ લક્ષ નથી એવું દેખાડયું. કારણ વચ્ચે વચ્ચે તે તીરછી આંખે ખાન તરફ જોતો હતો. પકડી લાવેલામાં ' મુખ્ય કોણુ ' એવું પૂછતાં, પકડી લાવનાર પાલેગારોનો મુખી આગળ આવી હાથ જોડી બોલ્યોઃ "સરકાર, એમનો મુખી હતો તે મારામારીમાં મરાયો. અમે તેમને સરળ રીતે કહેતા હતા કે, તમે અમારી સાથે બોલો નહી, લડો નહી, દંગો ફીસાદ કરો નહીં, અમારા મહારાજ સન્મુખ ચાલો, તેમને જે કહેવું હોય તે કહો. પરંતુ અમારૂં તેમણે સાંભળ્યું જ નહી, અને ઉલટા હથીયાર ખેંચી અમારાપર હલ્લો કર્યો, એટલે ન છુટકે અમારે સામે થવું પડયું. તેમાં કેટલાક માણસ જખમી થઇ પડયા, કેટલાક મરાયા અને બીજા નાસી ગયા. બચેલા લોકોને સાથે લાવ્યા છીએ, તેઓ સર્વ હાજર છે. તેમનો મુખી એક મોટો સરદાર હતો, સરકાર."

રામરાજાએ તેને અટકવા નીશાની કરી. પકડી લાવેલા પૈકી એકને પોતા સમક્ષ ઉભો કરી પૂછયુઃ "તમારી પાસે જે કાંઇ રાજ્યકારસ્થાનો સબંધે કાગળ પત્રો હોય, તો, તે અમારે સ્વાધીન કરો, એટલે તાબડતોબ તમારો છુટકો કરીશું. ગરીબ પ્રવાસીઓને કોઇપણુ પ્રકારે ત્રાસ આપવા અમારી ઇચ્છા નથી. અમારો કાંઇ સંબંધ હોય તેટલું જ અમારે જોવાનું છે, અધિક કાંઇ નથી. શિવાય અહમદનગરથી બિજાપુર જવાનો માર્ગ અમારી હદમાંથી છે એવું કાંઇ નથી વાસ્તવિક અમારી હદમાંથી તમને જવાની બીલકુલં જરૂર ન હતી. તમે અમારા પ્રશ્ન સમંજયા કે નહી ? તમારી પાસે જે કાંઇ કાગળપત્ર હોય તે કાઢો, અને બીજાપુર જવાનો સીધો માર્ગ છોડી અમારી હદમાં કેમ આવ્યા તેનો ખુલાસો કરો. આ બેઉ પ્રશ્નનો સરળ અને સમાધાનકારક ઉત્તર મળતાં તાબડતોબ તમારો છુટકો કરીશું અગર આ બીજાપુરના વકીલ અમારે ત્યાં છે, તેમને સ્વાધીન કરીશું; સરળ અને સમાધાન યુક્ત ઉત્તર નહીં મળે તો કોઇનો પણ મુલાજો ન રાખતાં અમને જે કરવું હશે તે કરીશું;"

રામરાજાની આજ્ઞા સાંભળતાં જ તે કેદી પુરૂષો પૈકી એકે ઉત્તર આપ્યો: "કાગળપત્ર અમારી પાસે એકપણ નથી. આપના રાજ્યની હદમાંથી જવાનું અમારા માલેકના મનમાં આમને (તે સ્ત્રીઓ પૈકી એક તરફ આંગળી કરી) આ દરગામાં પગે લગાડવા લાવવાનું હતું–તેજ."

આ સાંભળતાં રામરાજા ઉપરોધીત પણે હસતો બોલ્યો:—"ખરૂં છે, આ દરગા–દરગા એટલે અમારા રાજ્યમાં આવી ટેહલણી કરી જનારને ઘણુંજ ઉત્તમ સાધન છે. આજે દિવસે નાહીસી થશે તો દિવસ સુદિન ખરો. અમારી વીરૂદ્ધ કારસ્થાનો થાય છે, તે સર્વ તે દરગામાં. આટલો વખત મને માત્ર શંકાજ હતી, પરંતુ હવે તો મ્હારી ખાત્રીજ થઇ છે કે તમે અમારા રાજ્યમાં બાતમીઓ કાઢવાજ આવ્યા હતા, પણું અમારા લોકોની ખબરદારીથી તમારો હેતુ સધાયો નહી. હવે તો મને એવી શંકા આ આવે છે, કે આ બુરખાવાળી સ્ત્રીઓ છે કે બુરખામાં છુપાયલા પુરૂષો છે ? તેમની બરાબર તપાસ કર્યા વગર તમારો છુટકો થનાર નથી, સ્ત્રીઓનો સ્વાંગ તરૂણ પુરૂષો કિંવા વૃદ્ધો પણ કાગળ પત્રો છુપાવવા લે તેમાં નવાઇ નથી. કેમકે સ્ત્રીઓ એટલે કોઇપણ ત્રાસ આપે નહીં. અમે હિંદુ, સ્ત્રીઓની આબરૂ લેતા નથી. કોઇપણ લેવા યત્ન કરે તો ઉલટો અમને સંતાપ આવે, પણ આ અમારી મ્હોટાઇ ઉદાત્તપણાનો જો કોઇ ફાયદો ઉઠાવવા લાગે, તો અમારે શું કરવું ? મ્હારી ખાત્રી છે કે આ સ્ત્રીઓ નથી પણ બુરખામાં છુપાયલા પુરૂષો છે, મીયાં છે, બીબી નથી. માટે તમારે હાથે તમે સઘળા તમારા બુરખા દુર કરો એટલે તરત છુટકો થાય,"

રામરાજાના આ શબ્દો સાંભળતાં બળતામાં ઘી હોમાયું, પ્રથમથીજ સંતપ્ત થયેલા રણમસ્તખાનનો ક્રોધ શિખાએ પહોંચ્યો. તે આગળ આવતો બોલી ઉઠયો:—"આ વાત મ્હારી નજર સામે હું કાલાંતરે પણ થવા દેનાર નથી. આ સર્વ ચેષ્ટા છે કે શું ?"

તેની ચર્યાપર ખેંચાયલા રહ્યા. તે અતિશય રૂપવતી હતી, રામરાજાનાં નેત્રો પણ તેની તરફ ખેંચાઇ રહ્યાં. તેણે તે ઉચ્ચારેલા શબ્દો સર્વેના કાને પડયા સુધીજ તેના નેત્ર વિસ્તીર્ણ દેખાયાં, તે શબ્દો બાહેર પડી ગયા સાથેજ લાગલીજ તે નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. આ જોઇ સર્વેની સ્થિતિ ચમત્કારિક થઈ. રામરાજાની તો ઘણી વિલક્ષણ થઇ. હવે શું કરવું તે સુઝયું નહીં. તે સ્ત્રીએ આપેલ શાપ પોતાને બાધક થશે કે કેમ એટલું તેના મનમાં લાગ્યું હશે, આ શબ્દો સાધારણ ન હતા, તે શાપજ હતા એવું તેને લાગ્યું, અને દરબારના ઇતર કેટલાકોને પણ એવુંજ લાગ્યું. હવે જોઇએ તેમ કરી તરત છેડો લાવવાના ઇરાદાથી રામરાજા રણમસ્તખાન તરફ ફરીને બોલ્યો:—" હવે આપ આ લોકોને બેલાશક આપને સ્થાનકે લઇ જાઓ, અને તેમને આગળ મોકલવાની જે તજવીજ કરવી હોય તે કરો. સર્વ વાત સામોપચારથી કરી હોત તો આટલો પ્રકાર બન્યો ન હોત." પછી તે તરૂણ સ્ત્રીને ઉદ્દેશી તેની તરફ ન જોતાં બોલ્યો:— " આપ આપનો બુરખો ચઢાવી તમે ખાન સાથે ખુશાલ જાઓ. તેઓ આપની સર્વ તજવીજ કરશે.

પોતાને જે કરવું નથી તે કર્યું તેથી માણસની જે સ્થિતી થાય છે તેવી રામરાજાની સ્થિતી થઇ. પોતે કરવા ગયો એક, અને થયું બીજુંજ. એવું તેને લાગવા માંડયું. તેણે સર્વ મંડળને જવા નીશાની કરી, અને પોતે પણ ઉઠયો. પછી પુનઃ રણમસ્તખાનને કહ્યું:—"મ્હારૂં તમે સાંભળો, અને આમને અમારા રમ્યોદ્યાનમાં લઇ ચાલો. તેમને કાંઈ ફરાળ વગેરે કરી જરા આરામ લેવા દો, અને પછી જાઓ. નાલખી પાલખી વગેરે સર્વ વ્યવસ્થા હું કરાવું છું."

આ સાંભળતાં તે તરૂણી પુનઃ એક વખત સંતાપી બોલી ઉઠી:— " હવે આ આપની હદમાં હું પાણી પણ પીવાની નથી તો પછી આરામની વાત કયાં રહી. મારે હવે આ જગતમાં શું કરવું છે ? મ્હારા પિતા—"

આટલા જ શબ્દો બહાર પડયા, ત્યાં ધૈર્ય તુટતાં અટકી, નેત્રોમાંથી એક સરખી અશ્રુધારા વહેવા લાગી.

રામરાજાએ પુનઃ રણમસ્તખાનને કહ્યું:—" તમને મેં કહ્યુંજ છે કે તમે આ લોકોને તમારા ઉતારામાં લઇ જાઓ. તે માટે સર્વ વ્યવસ્થા કરાવી આપું છું. અહીં કેટલોક વખત વિશ્રાંતી લઇ જવું હોય તો તેમ સર્વ વ્યવસ્થા થશે. આ અમારો કાયસ્થ છે, તે તમે કહેશો તે પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી આપશે. આટલું કહી તે ત્યાંથી ચાલતો થયો.

રામરાજા ગયા પછી રણમસ્તખાન શુદ્ધીપર આવ્યા જેવું થયું. પછી તે તે તરૂણ સુંદરી તરફ ફરીને બોલ્યોઃ—" આ હદમાં પાણી સુદ્ધાં પીનાર નથી એવો આપે નિશ્ચય કર્યો તે ઠીકજ છે, પણ અમારે ઉતારે જતાં ઘણો વખત લાગશે. માટે અહીંજ કંઈ આપ જરા ઉપહાર કરી થોડો વખત આરામ લો તો સારૂં.

તે તરૂણીએ તરતજ ઉત્તર આપ્યોઃ—" એ વાત કાળાંતરે પણ બનવાની નથી. આપની મરજી હોય તો અમને લઇ ચાલો, નહી તો......"

એટલામાં રણમસ્તખાન વચ્ચે બોલી ઉઠયોઃ—" ઠીક છે. આપની મરજી પ્રમાણે સર્વ વ્યવસ્થા કરૂં છું." એટલું કહી કાયસ્થ તરફ ફરીને બોલ્યો, " એમની અમારી સાથે જવાની વ્યવસ્થા કરી આપો. એમની નાલખી પાલખી તો છે, માત્ર જોઇતા ભોઇની ગોઠવણ કરી આપો."

તરત સર્વ ગોઠવણ થઈ, અને તેઓ કુંજવનને માર્ગે લાગ્યા. આવતાં રણમસ્તખાન જેટલી ઝડપથી આવ્યો તેટલી ઝડપથી તે જઇ શકયો નહી. કારણ સાથે સ્ત્રીઓ, તેથી ઘોડાને પુર પાટ દોડાવી શકયો નહી. ભોઇની ચાલ સાથે તેને પણ ચાલવું પડયું. આથી તેના મનને નાના પ્રકારના વિચાર કરવાની સવડ સાંપડી, પણ તેના મનપર તે તરૂણીનું તે વખતનું સૌંદર્ય એટલું પ્રતિબિંબીત થયું હતું, કે, તેની મુર્તિ શિવાય તેની નજર

આગળ બીજું કાંઇ દેખાતું નહતું. તેજ પ્રમાણે તેના એ'ટદાર શબ્દો તેના કાનમાં એક સરખા ઘુમતા રહ્યા. તેને ખુરખો કાઢવાનો પ્રસંગ આવે નહી માટે હું વચ્ચે પડયો, પરંતુ તેણે પોતા માટે મ્હારો નાશ થશે, કે મને ઇજા થશે, જાણી ખુરખો કાઢયો, એ તેના મનમાં વારંવાર આવી તેને ઘણું માઠું લાગ્યું. પરંતુ મનુષ્ય સ્વભાવને યોગ્ય એવો બીજો એક વિચાર પણ તેના મનમાં આવ્યા વગર રહ્યો નહીં. તે વીચાર એ, કે, આ પ્રસંગથી જ તેનું અનુપમ લાવણ્ય મ્હારી નજરે પડયું ! આ વિચાર તેના મનમાં આવ્યા સાથે કિંચિત્ તેને સમાધાન થયા જેવું થયું. આ પરથી કદાચ કોઈ રણમસ્તખાનનું શીલ વખાણવા જેવું ન હતું એમ કહેશે, પણ મનુષ્યનું મનુષ્યત્વ તેના સ્વાર્થ પરત્વે હોય છે. મનુષ્યના અંગમાં બે અંશ હોય છે, એક દેવનો અને બીજો મનુષ્યનો અંશ. મનુષ્ય પોતાની ઉન્નતી કરી લે છે તે શાથી ? તો તે પોતાના દૈવિક અંશને આ...ધીન અધિક અધિક થતો જઈ મનુષ્ય અંશને નષ્ટ કરતો જાય છે. મનુષ્ય ...અંશનું લક્ષણ સ્વાર્થ પરાયણતા અને દૈવી અંશનું લક્ષણ પરમાર્થ પરાયણતા. તે ...ઓછી ઓછી કરતા જઇ પરમાર્થતા અધિક અધિક વધારવાનો યત્ન કરવો જોઇએ, અને તેવો યત્ન કરતાં કરતાં તેમાં યશ મળે તોજ મનુષ્યની ઉન્નતી થઇ કહેવાય. અસ્તુ. રણમસ્તખાનને તેનું રૂપ, તેનો આવિર્ભાવ એ દ્રષ્ટિએ પડવાનું કારણ તે વિલક્ષણ પ્રસંગ હતો. તે પ્રસંગ આવવો તેને ઇષ્ટ લાગતો ન હતો, ...ત તેવા પ્રસંગ શિવાય તેનું તે અત્યંત સુંદર રૂપ તેની નજરે પડયું અને તે પડયું ન હત તો આગળનો કયા ભાગ ઘડયો પણ ન અમે લખ્યો પણ ન હત.

જોઇએ તે હો, પણ થયેલી વાત ખરાબ થઇ, એવું રણમસ્તખાનને ...ં. પરંતુ તે બનાવ બન્યાથી પોતાને તેનું અલૌકિક સૌંદર્ય જોવા મળ્યું ...ું મનમાં આવી જરા આનંદ પણ થયો. તેનું મન તેને સ્વાધીન રહ્યું ...–તે મોહિત થયો, અને પરમેશ્વર એનો અને મ્હારો જન્મભર સંબંધ બાંધી આપે એવું મનમાં આવવા માંડયું. પરતુ એ બને કેમ ? આ કોઈ...

પણ મ્હોટા માતબર સરદારની પુત્રી, ત્યારે આ મ્હારી મહત્વાકાંક્ષા સીદ્ધીએ કેમ પહોંચે ? આ વિચાર તરત આવ્યો. શિવાય તેનો મ્હારાપર પ્રેમ હશે એ શા પરથી ? તેને જો મેં આ સંકટમાંથી બચાવી હોત, ભર દરબારમાં બુરખો કાઢવાના ભયંકર સંકટમાંથી જો ઉગારી હોત, તો, મ્હારા બદલ તેને કાંઈ પણ લાગ્યું હોત; પણ એવું આપણા હાથથી કાંઇ થયું નહી, પણ તેમાં મ્હારો શો વાંક ? હું તો મ્હારા પ્રાણ પણ આપવા તૈયાર હતો. પરંતુ તેણે પોતે ઉતાવળી થઇ પોતાનો બુરખો કાઢ્યો, તેમાં આપણે શું કરીયે ? પોતા માટે બીજાનો પ્રાણ જાય એ તેને ઠીક લાગ્યું નહીં તેથી આ પ્રમાણે તેણે કર્યું. પણ પોતાની આબરૂને બચાવવા એક મુસલમાન તરૂણ પોતાના પ્રાણ આપવા તૈયાર થયો તે તો તેણે જોયું. હવે એનો અને મ્હારો લગ્ન સંબંધ કેમ થાય ? શું તજવીજ કરવી ? એનો પિતા મારામારીમાં મરાયો, ત્યારે હવે તેની માસી પાસે બીજાપુર તેને પહોંચાડવી જોઇએ. તે પૂર્વે તેની મરજી શું છે, તેને મ્હારા બદલ શું લાગે છે વગેરે જાણી લેવું જોઇએ. તેની દાસી મારફત અને માતુશ્રીની દાસી મારફત આ જાણવું શક્ય છે એવું સાંત્વન તેના મને કર્યું. સર્વ માર્ગ ભર તેના મનમાં આવાજ પ્રકારના વિચાર રમી રહયા હતા.



# પ્રકરણ ૧૯ મું.

## રામરાજાનું મન.

Thus oft it haps that when Within,
They shrink at sense of secret sin,
A feather daunts the brave;
A fool's wild speech confounds the wise,
And proudest princes vail their eyes
Before their meanest slave.

(SCOTT.)

રામરાજા દરબાર છોડી ઉતાવળો નીકળી ગયો. તેનાથી વધુ વખત દરબારમાં બેસી શકાયું નહીં. તે તરૂણીના શબ્દો તેના અંતઃકરણને ઘણા ખુંચવા લાગ્યા; અને પોતે જે કર્યું તે ઠીક થયું નહી–ઠીક કર્યું નહી–એવું તેના મનમાં લાગવા માંડયું. આજ પર્યંત તેણે અનેક રાજકારસ્થાનો કર્યાં, અનેક સારાં નરતાં કૃત્યો કરી કિંવા કરાવી પોતાની મહત્વાકાંક્ષા કિંવા ઇચ્છા સાધી, ઇચ્છા તૃપ્ત કરી લીધી હતી, પરંતુ એ સર્વેમાં આ આજનું કૃત્ય ઘણું ખરાબ કર્યું એવું તેના મનમાં આવ્યું. આજ મેં એક કુલીન સ્ત્રીનું અપમાન, એક કુલીન સ્ત્રીનું લજ્જા–મર્યાદા હરણ, ભરદરબારમાં કર્યું. એ કરવાને કાંઇ પણ કારણ ન હતું. તેની પાસે રાજકારણી કાગળપત્રો હશે

એવી શંકા કોઇએ પણ લીધી નહોત, તેની તપાસ ગુપ્ત રીતે પણ થઇ શકત પરંતુ તેનો બુરખો કઢાવ્યો તે કેવળ દુરાગ્રહથી, એવું મનમાં આવી તેનું મન તેને ડંખવા લાગ્યું. સ્ત્રીઓની બાબતમા તેનું વર્તન જોઇએ તેવું નિર્મળ નહોતું. તેમાં પણ શત્રુની–મુસલમાનોની–સ્ત્રીઓ તેને માનનિય લાગતી નહોતી. આથી તેને આ સ્ત્રીનો બુરખો ભરદરબારમાં ખસેડવાનો હુકમ કરવાનું કાંઇ પણ લાગ્યુ નહી. તેમાં પણ પોતાના હુકમની આડો એક મુસલમાન રાજ્યનો વકીલ–પોતાની ઇચ્છાની આડો આવે–ભરદરબારમાં પોતાના હુકમની અમલ બજાવણી થાય નહી તે માટે આગળ આવી રક્તસ્ત્રાવ કરવાની વાત કરે, એથી તેને ઘણો રોશ આવ્યો. એ આટલી એંટ કરે છે ત્યારે આપણો હુકમ જરૂર બજાવવો જોઇએ એવો તેણે નિર્ધાર કર્યો, અને તે નિર્ધારનું શું પરિણામ આવ્યું, એ આપણે ગતપ્રકરણમાં જોઇ ગયા છીએ. આજ પર્યંત તેણે હજારો ઇષ્ટાનિષ્ટ સારાં નરતાં કૃત્યો કર્યાં. તેમાં ઘણું ખરૂં જરાપણ તેને લાગ્યું નહોતું, પણ આજની વાત તેવી નહોતી. તે તેના હાડોહાડ ઉતરી ગઇ, અને પોતાનું આચરણ બરાબર નહોતું એમ તેનું મન તેને ડંખવા લાગ્યું. એટલું જ નહી પણ તે સાધ્વી સ્ત્રીએ સંતાપથી ઉચ્ચારેલ શાપ પોતાને બાધક કરતા થશે કે શું ? એવું રહી રહી તેને લાગવા માડ્યું. પુરાણુમાંની આવી સાધ્વીને છળ કરનારાઓની જેટલી કથાઓની તેને માહિતી હતી તે સર્વ અત્યારે તેને યાદ આવી અને તે વધારે ઉદ્વિગ્ન થયો. તે સુંદરીની તે વખતની સંતપ્ત મુદ્રા તેની નજર સામે તરવા લાગી અને તેના “ આ તારા આજના કૃત્યનું પરિણામ અતિ ઘોર થશે ! ” એ શબ્દ તેના કાનમાં એક સરખા ઘુમવા લાગ્યા. તે શબ્દોનું સ્મરણ ન થાય માટે પુષ્કળ યત્નો કર્યા. પોતાની નજર સામે તે સંતપ્ત મુદ્રા ન દેખાય, માટે નાના પ્રકારનાં કામો એક સરખાં કાઢ્યાં, પણ તે ચહેરો તેની આંખોની સામેથી દુર થયો નહીં, તે શબ્દો તેના કાનમાં એક સરખા અથડાયાં કરતા. તે સર્વ કામો કરી

પોતાના શયન ગૃહમાં ગયો, શય્યાપર પડયો, તો પણ તે મુદ્રા નજર સામે, અને તે શબ્દો કાનમાં એક સરખા ઘુમતા રહ્યા. નિદ્રા આવી નહીં, કેમે કરતાં એ બેઉ વિચાર દુર થયા નહીં. મનની સમજ અનેક પ્રકારે કરી પણ તેનું મન ડંખતું બંધ થયું નહીં, અને મનની વિલક્ષણ સ્થિતિમાં તે બિછાનાપર તળવળતો પડયો.

સવારથી સાયંકાળ પર્યંત-રણુમસ્તખાન તેની પાસે આવ્યો ત્યારથી તે સ્ત્રી વગેરે મંડળને લઇ ગયો ત્યાં સુધીનો સર્વ બનાવ સ્પષ્ટ રીતે પુનઃ પુનઃ તેની નજર સામે ખડો થવા લાગ્યો. તેમાં તે સંતપ્ત થયેલ સ્ત્રીની મુર્તિ એટલી સ્પષ્ટ દેખાતી કે તેનું અંગ તે જોઇ થરથરતું હતું. તેમાં ઓછામાં પુરૂં તે સ્ત્રીની મુર્તિ નેત્ર સામે હોવા છતાં એકદમ તેને બીજી એક સ્ત્રીનું-અતિ સુંદર, અત્યંત સત્યસ્થ, અત્યંત પ્રેમાળ, અત્યંત વિશ્વાસી એવી તરૂણ સ્ત્રીનું સ્મરણ થયું. તે થતાંજ તે એકદમ અતિશય અસ્વસ્થ થયો. એટલો અસ્વસ્થ થયો કે તેનાથી બિછાનાપર રહેવાયું નહી. પલંગ-પરથી એકદમ છલંગ મારી નીચે કુદ્યો, અને હાવરોબાવરો થઇ અહીં તહીં જોવા લાગ્યો, તો તેજ સ્ત્રી હવે તેને સર્વત્ર દેખાવા લાગી. આજ કેટલાં વર્ષ થયાં તેને તેનાં આવા પ્રકારનાં સ્મૃતિ દર્શન પણ થયાં નહોતાં, પરંતુ આજ તે અતિ સ્પષ્ટ રીતે થયાં, અરે થતાંજ રહ્યાં. જ્યાં જુએ ત્યાં તેજ સ્ત્રી દેખાવા લાગી. તે સ્ત્રીની મુર્તિ સંતપ્ત નહોતી, પણ અતિ ખિન્ન હતી તેને એવું દેખાયું કે, તે પોતાની તરફ આ કરૂણાર્દ્ર પરંતુ દુષણ દેનારી દૃષ્ટિથી જુએ છે અને તેથી તેને પુનઃ ઘણા વર્ષ પૂર્વનું સ્મરણ થયું.

વાંચનારે આ ઉપરથી જાણ્યું જ હશે, કે, આ જે તેને સ્મરણ થયું તે તેના તારૂણ્યના એક અત્યંત રમણિય પ્રસંગનુ હતું. તેને કુંજવનના પોતાના પ્રેમસ્થાનનું સ્મરણ થયું, મેહેરજાન તેની નજર સામે દેખાવા લાગી. તેનાપર પોતાની કેટલી આસકતી હતી, તેનો પોતાપર કેટલો પ્રેમ હતો, પોતાપર કેવો વિશ્વાસ હતો, તેને શું શું વચનો આપ્યાં હતાં, અને અંતે

તેની સાથે કેવું વર્તન કર્યું, એ સર્વ બનાવ અત્યારે તેની નજર આગળ તરવા લાગ્યા અને તે ઘણા હાવરો બાવરો થઇ ચોપાસ જોવા લાગ્યો તે સંબંધ પણ તેનું મન આજ ત્રાસ પાંત્રાસ વર્ષ થયા તેને ડંખતુંજ હતું. એકાએક એવી ઇચ્છા થઇ કે એક વખત કુંજવનમાં જવું અને અંદરથી નહી તો બહારથી પણ કુંજવનના દર્શન કરવાં. હવે તે કુંજવન પોતાના તાબામાં નથી, બિજાપુરના તરૂણ વકીલના કબજામા છે એ વાતનું સ્મરણ તેને નષ્ટ થયું હોય એમ લાગ્યુ. તેણે એકદમ હજુરીયાને હાંક મારી અને ઘોડો તૈયાર કરી લાવવા હુકમ કર્યો. હજુરીયો ચકિત થયો. આટલી રાત્રિએ –અધરાત્રે ઘોડાપર બેસી ક્યાં જતા હશે? આ પ્રશ્ન સહાજીકજ તેના મનમાં ઉદ્દભવ્યો, પરંતુ પૂછવાની હિંમત ચાલી નહી તથાપિ એટલું જ પુછ્યું:—'આપ સાથે કોણ આવશે?'

તે પ્રશ્ન સાંભળતાં તેનાપર રામરાજા છેડાતો બોલી ઉઠ્યો:–કોણ એટલે? ધનમલ્લ! ક્યાં ગયો એ?"

'ધનમલ્લ' એ નામ સાંભળતાં હજુરિયો ચકિત થઇ જોવા લાગ્યો. ધનમલ્લ નામનો એક હજુરિયો ઘણાં વર્ષો પૂર્વે હતો એવું આ નવા હજુરિયાએ સાંભળ્યું હતું, તે એકાએક અલોપ થયો એવું પણ સાંભળ્યું હતું, અને આટલે વર્ષે એકાએક મહારાજને કેમ તેની યાદ આવી? તે યાદ તો આવ્યો, પરંતુ તેજ હજુ પોતા પાસે પોતાની નોકરીમાં છે કે નહી તેની સુદ્ધાં તેને ભ્રાંતિ પડી, તેનું તેને આશ્ચર્ય લાગ્યું, પરંતુ આ વખત કાંઈ આશ્ચર્ય પામવાનો ન હતો, અને ધનમલ્લ કયો અને શું કહો છો? એવું પૂછવાની તેને હિમ્મત થઇ નહી. તે બિચારો ગુપચુપ ઉતાવળે ત્યાંથી ગયો. પરંતુ આજ સ્વામિના મનની સ્થિતિ કાંઇપણ ચમત્કારીક થઇ છે, આવી મનની સ્થિતિમાં તેમને એકલા જવા દેવું એ યોગ્ય નથી. મ્હારે પણ ઘોડાપર બેસી તેની સાથે જવું જ જોઇએ એવું તેના મને ઠરાવ્યું, અને લાગલો ઘોડો તૈયાર કરી લાવવા પાગા તરફનો માર્ગ લીધો.

અહીં રામરાજા પોષાક પહેરવા લાગ્યો. પોષાક પહેર્યો અને કુંજવન જવાનો પક્કો નિશ્ચય કર્યો. થોડા વખતમાં હજુરીયાએ ઘોડો તૈયાર થયાની વર્દી આપી; અને રીતી પ્રમાણે "હું પણ આપ સાથે આવું ના ?" એવું પૂછ્યું. રામરાજાએ ફક્ત ડોકું હલાવ્યું. પડતા ફળની આજ્ઞા સમજી હજુરીયાએ તેની પુઠે પુઠે જવાનું ઠરાવ્યુ. રામરાજા ચોકમાં આવ્યો. ઘોડાપર ચઢયો અને પૂરપાટ ઘોડો દોડાવ્યો. હજુરીયાએ પણ તે પ્રમાણે જ કર્યું. ઈતર લોકો "આ શું પ્રકાર છે ? આટલી અધરાત્રે સ્વામિ એક હજુરીયા સાથે ક્યાં જતા હશે ?" એ પ્રકારના પોતપોતામાં પ્રશ્નો પૂછવા લાગ્યા. પરંતુ સંતોષકારક ખુલાસો મળે ક્યાંથી ? કોઈને કાંઈ ખબર નહીં તો ઉત્તર પણ શું મળે ?



# પ્રકરણ ૨૦ મું.

## આ નવો કોણ?

Danger, lonly travel, want or woe,
Soon change the form that best we know,
Hard toil can roughen form & face,
And want can quench the eyes' bright grace,
Nor does old age a wrinkle trace
More deeply than despair.
Happy whom none of these befall;
But this poor Palmer knew them all.

( SCOTT. )

ગત પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ રામરાજા સ્વાર થઇ એક હજુરીયા સાથે પોતાના અવાસ બહાર પડયો. પરંતુ હવે તેની પુઠે પુઠે ન જતાં આપણે બીજી તરફ જઇશું. કુંજવનથી થોડા અંતરપર આવેલ દરગા વાચકને યાદ હશે. તે દરગામાં ફકીરોને ઉતરવા માટે જે જગ્યા હતી તે જગ્યાએ કેટલાક ફકીરો બેઠા હતા. મધ્યરાત્રીનો વખત હતો, તદપિ દસ બાર ફકીરો ચીલમો હુક્કા ફુંકતા બેઠા હતા. તેમનામાં નાના પ્રકારનાં ગપ્પાં ચાલ્યાં હતાં. રામરાજાના દરબારમાં થયેલ બનાવની સર્વ હકિકત—અર્થાતજ તેમાં ઘણો આડોઅવળો ઉમેરો થઇ–આ ફકીરો સુધી આવી પહોંચી હતી; અને તે હકિકતપરથી કેટલાક ઉદ્વેગથી, સંતાપથી વાતો કરતા હતા. જે સાધારણ પ્રતિના ગ્રહસ્થની કન્યા હતી, તે અહીં સુધી આવેલ

અહીં રામરાજા પોષાક પહેરવા લાગ્યો. પોષાક પહેર્યો અને કુંજવન જવાનો પકકો નિશ્ચય કર્યો થોડા વખતમાં હજુરીયાએ ઘોડો તૈયાર થયાની વર્દી આપી; અને રીતી પ્રમાણે "હું પણ આપ સાથે આવું ના ?" એવું પૂછ્યું. રામરાજાએ ફક્ત ડોકું હલાવ્યું. પડતા ફળની આજ્ઞા સમજી હજુરીયાએ તેની પુઠે પુઠે જવાનું ઠરાવ્યુ. રામરાજા ચોકમાં આવ્યો. ઘોડાપર ચઢયો અને પૂરપાટ ઘોડો દોડાવ્યો. હજુરીયાએ પણ તે પ્રમાણે જ કર્યું. ઈતર લોકો "આ શું પ્રકાર છે ? આટલી અધરાત્રે સ્વામિ એક હજુરીયા સાથે કયાં જતા હશે ?" એ પ્રકારના પોતપોતામાં પ્રશ્નો પૂછવા લાગ્યા. પરંતુ સંતોષકારક ખુલાસો મળે કયાંથી ? કોઇને કાંઇ ખબર નહીં તો ઉત્તર પણ શું મળે ?



# પ્રકરણ ૨૦ મું.

## આ નવો કોણ?

Danger, lonly travel, want or woe,
Soon change the form that best we know,
Hard toil can roughen form & face,
And want can quench the eyes' bright grace,
Nor does old age a wrinkle trace
More deeply than despair.
Happy whom none of these befall;
But this poor Palmer knew them all.

(SCOTT.)

ગત પ્રકરણમાં આપણે જોઇ ગયા કે—રામરાજા સ્વાર થઇ એક હજુરીયા સાથે પોતાના અવાસ બહાર પડયો. પરંતુ હવે તેની પુઠે પુઠે ન જતાં આપણે બીજી તરફ જઇશું. કુંજવનથી થોડા અંતરપર આવેલ દરગા વાચકને યાદ હશે. તે દરગામાં ફકીરોને ઉતરવા માટે જે જગ્યા હતી તે જગ્યાએ કેટલાક ફકીરો બેઠા હતા. મધ્યરાત્રીનો વખત હતો, તદપિ દસ બાર ફકીરો ચીલમો હુકકા ફુંકતા બેઠા હતા. તેમનામાં નાના પ્રકારનાં ગપ્પાં ચાલ્યાં હતાં. રામરાજાના દરબારમાં થયેલ બનાવની સર્વ હકિકત— અર્થાતજ તેમાં ઘણો આડોઅવળો ઉમેરો થઇ—આ ફકીરો સુધી આવી પહોંચી હતી; અને તે હકિકતપરથી કેટલાક ઉદ્વેગથી, સંતાપથી વાતો કરતા હતા. જે સાધારણ પ્રતિના ગ્રહસ્થની કન્યા હતી, તે અહીં સુધી આવેલ

બાતમીમાં મ્હોટા નવાબની કન્યા થઈ હતી. તેની સાથે દસ બાર માણસો હતાં, તેનાં બસો ત્રણસો માણસો થયાં, અને તેમનાપર હિંદુ રાજાના બે ત્રણ હજાર માણસોએ હલ્લો કર્યો, તેમની કતલ કરી, તે તરૂણીને પકડી લઇ જઇ, ભરદરબારમાં નગ્ન કરવા રામરાજાએ ક્રૂર હુકમ કર્યો; તેનાં અર્ધ વસ્ત્રો તે દુષ્ટે પોતાને સ્વતઃને હાથેજ ખેંચી કાઢ્યાં; પરંતુ તેટલામાં તે તરૂણીને વિલક્ષણ હિંમત આવી નજીક બેઠેલા એક દરબારીની તલવાર ખેંચી લઇ રામરાજા પર એકદમ હલ્લો કર્યો. એટલામાં રણમસ્તખાન નામના તરૂણ વીરે પોતાની તલવાર ખેંચી અને બેઉએ મળી ત્રીસ ચાળીસ દરબારીઓને ઠાર કર્યા. રામરાજાપર જબરજસ્ત ઘા કરી બેશુદ્ધ કરી તે કન્યાનું તલવારની અણીએ રક્ષણ કરી પોતાની છાવણીમાં લઇ ગયો. આવી હકીકત એક ફકીરે સાંભળી અને તેણે પોતાના સાથીઓને કહી. રજનું ગજ કરતી બાતમીઓ વધતી વધતી જેમ ન્હાનામાંથી મ્હોટું રૂપ લેતી ફેલાય છે તેમ ઉડતી ઉડતી આ બાતમી પણ ખુબ્બ સુધારા વધારા-ઉમેરા સાથે તેજ રાત્રીએ દરગામાં આવી પહોં[illegible]. એક ફકીરે આ બાતમી આમ જોઇ તેની ચર્ચા શરૂ થઇ. [illegible] રણમસ્તખાનના શૌર્યની 'ન ભૂતો ન ભવિષ્યતી' એવી સ્તુતિ [illegible]ભી. બીજાએ કન્યાના શૌર્ય ધૈર્યની પ્રશંસા ચલાવી. ત્રીજાએ હિંદુ રાજયની અને રામરાજાની ભયંકર નિંદા આરંભી. આવી રીતે આ કામકાજ વગરના નકામા બેઠેલાઓએ ગપ્પાના સપાટા ચલાવવા માંડયા. મુસલમાની રાજયની, મુસલમાની ધર્મની, મુસલમાની સ્ત્રીઓની આ પ્રમાણે હિંદુ રાજા આટલી આટલી વિટંબણા કરે છે એ પરવરદીગાર અલ્લા કેમ સાંખી શકે છે! એ કેમ આંખ મીંચાડા કરે છે તે બદલ શોક દર્શાવવા લાગ્યા, અને એ હિંદુ રાજને, હિંદુ રાજાને કોઇપણ પ્રકારે શાસન થવું જોઇએ એની અલ્લા પાસે દુવા માંગવા લાગ્યા.

આ પ્રમાણે પ્રકાર ચાલતો હતો ત્યાં બીજો એક ફકીર આવ્યો. એ કયાંથી પણ લાંબેથી પ્રવાસ કરતો આવ્યો હોવો જોઇએ એવું તેના તે

વખતના વર્તનપરથી સ્પષ્ટ દેખાતું હતું. કારણ તે આવતાંજ પોતાનો સામાન એક ખૂણામાં નાંખી 'હાશ' કરતો આંગ નાખ્યા પ્રમાણે કરી પગ લાંબા કર્યા. આ નવીન ફકીર કોઇ સાથ ન બોલતાં ચાલતાં આ પ્રમાણે આવી પડયા સાથે, પ્રથમ ત્યાં બેઠેલા ફકીરો એકદમ ચુપ થયા અને તેના તરફ જોવા લાગ્યા. કોઇ નવો માણસ આવે અને તેપણ આ પ્રમાણે મધ્યરાત્રીએ આવે તેથી સહાજીકજ તે તરફ જીજ્ઞાસાથી લક્ષ ખેંચાય; પરંતુ તેમાં પણ આ નવા આવનાર તરફ તેમનું લક્ષ ખેંચાવાનું કાંઈ વિશેષ કારણ હતું. તેના સ્વરૂપમાંજ એવું કાંઇ વિશેષ હતું કે તે જોઇએ ત્યાં જાય તોપણ તેના તરફ તેની ચોપાસના લોકોનું લક્ષ ખેંચાય જ. એકાદ કાળું વાદળું એકદમ આકાશમાં છવાય તેજ પ્રમાણે તે વખતે તેનું આવવું થયું તે હતું. એક તો રાત્રીનો સમય, તેમાં ચોગાનમાં—બ્હાર સ્વચ્છ ચાંદની, અને તે ધર્મશાળામાં આવવા બીજો કોઇ માર્ગ ન હતો, અને આ પુરૂષ ઇતર સાધારણ મનુષ્ય કરતાં, સર્વ બાબતમાં નિરાળોજ હતો. એક તો સાધારણ માણસની ઉંચાઇ કરતાં ઘણો ઉંચો, બીજું તેનું વર્ણ કોઇપણ કાળા માણસ કરતાં ઘણું અધીક કાળું, તેની આંખનું તેજ આગના અંગારા જેવું હતું, જેવો તે ઉંચો તેજ પ્રમાણમાં તે જાડો પણ હતો. તેનો પ્રત્યેક અવયવ અતિ માંસળ. તે પડયો હતો તોપણ તેણે ઘણી જગ્યા રોકી હતી. દરેક રીતે તેનામાં વિશેષપણું હોવાથી સહજજ કોઇનું પણ લક્ષ તેના તરફ ખેંચાય જ. તે પ્રચંડ હતો, પરંતુ તેનું પ્રચંડપણું પ્રમાણ શુદ્ધ હતું, તે કાળો હતો —અતોનાત કાળો હતો—પરંતુ તેના કાળાપણામાં તેજ હતું; તેના ડોળા ઘણા પાણીદાર હતા. એટલો તેજસ્વિ હતો કે તેના ચ્હેરા તરફ જોનારના મનમાં એક પ્રકારનું મોહ ઉત્પન્ન થતું. તેના તરફ જોતાં ભય લાગતું, પરંતુ તે ભયથી તેના તરફ વારંવાર જોતા રહેવાનું લાગતું, એવું કાંઇ વિશેષ દૃષ્ટિગુણ તે ચ્હેરાપર હતું. કેટલીક જાતના સર્પોની દૃષ્ટિમાં આવો ગુણ હોય છે, કે તેની દૃષ્ટિને જેની દૃષ્ટિ મળે તે તેના પ્રભાવમાં સપડાઇ ત્યાંનો ત્યાંજ થંભી જાય છે, તેવીજ આ વ્યક્તિની દૃષ્ટિ હતી.

તે અહીં આવી પડ્યા સાથેજ ઇતર ફકીરોની વાતચીત બંધ થયેલી થોડા વખત પછી શરૂ થઇ, પરંતુ તેમાં પ્રથમનો જુસ્સો રહ્યો નહીં. મ્હોટે મ્હોટેથી જે ગપ્પા ચાલ્યા હતા તે હવે સાધારણ ગણગણાટમાં ફેરવાયા. તેમનું સર્વનું લક્ષ આ નવા આવનાર તરફ લાગ્યું. વચ્ચે કાંઇપણ બોલે, પુનઃ તેના તરફ જુએ, એક બોલતો હોય ત્યારે બીજાનું ધ્યાન તેના તરફજ લાગેલું રહે, એવો પ્રકાર ચાલ્યો. આ કોણ હશે ? આટલી રાત્રીએ કેમ, ક્યાંથી આવ્યો ? એની માહિતી મેળવવા જેની તેની ઇચ્છા; પરંતુ પૂછવા બીજો કોઇ જાય એવું જેને તેને લાગતું. ફકીરો, વૈરાગીઓ સાધારણતઃ ઘણા બે ફીકર હિંમતવાન, તેમને કોઇની સાથે પણ બોલતાં ભય લાગે નહી, તેમાં પણ પોતા પ્રમાણેજ ફકીરખાનામાં, મુસાફરખાનામાં, સરાઇમાં, ધર્મશાળામાં, મસ્જીદમાં, મંદિરમાં આવી ઉતરી પોતા પ્રમાણેજ વર્તનારા માણસ સામે એકદમ જઇ બોલવા માટે તેમને જરાપણ ભય કે લાજ લાગે નહીં. પરતુ આ માણસ સાથે સખ્ય કરવું તો બાજુએ રહ્યું, પણ બોલવા-વાત કરવા સુદ્ધા આ ફકીરો પૈકી કોઇની હિંમત થઇ નહી. તેઓ હુક્કા ગડગડાવતા, એકથી બીજાને આપવામાં અને દેતાં દેતાં તેના તરફ જોતાં દગ થઇ ગયા હતા. ઉપર કહ્યા પ્રમાણે પ્રત્યેકની ઇચ્છા એ ખરી કે બીજો કોઇ તેની પાસે જઈ તેને પૂછે. ઇચ્છા થતાં એકે સહજ ગણગણતાં પોતા પાસેના સાથીને પૂછ્યું:–" તેના તરફ આમ જોઇ રહ્યો છે તો પાસે જઇ પૂછતો કેમ નથી ? આપ કોણ છો ? ક્યાંથી આવ્યા ? ક્યાં રહો છો ? "

બીજાએ ઉત્તર આપ્યો:–" અલબ્બત, અલબત. પુછવામાં શું હરકત છે ? જા તુંજ પૂછ. તેને એકદમ તેમ ન પૂછવું હોય તો તેને ' હુકકો પીશો કે ? ' એમ પ્રથમ પૂછ. "

આ ઉપરથી પ્રથમના પ્રશ્ન કરનારે હવે પોતાના ત્રીજા સાથીદારને તેને પૂછવા કહ્યું. તેણે ઉલટો તેજ પ્રમાણે ઉડાવનારો ઉત્તર આપ્યો. આ

પ્રમાણે કોણ તેની પાસે જાય એ બદલ આપસ આપસમાં વાત શરૂ થઇ. પરંતુ તે ગણુગણાટથી ઉચ્ચ સ્વરે ન્હોતી. સર્વેની ઇચ્છા માત્ર એનાપર, અને સર્વેની નજર તેના તરફજ એકસરખી લાગેલી. અંતે એકે પોતે ઈતર કરતાં વધારે ધીટ છે એમ તેમને દેખાડવાની મહત્વાકાંક્ષા ધારી તેમને કહ્યું:—" કેમ રે ? આ શું ચલાવ્યું છે ? તે કાંઇ ભૂત કે સેતાન નથી. આપણા જેવોજ માણસ છે. લ્યો, હુંજ તેને પુછું છું. "

આટલું કહી પોતાની જગ્યાએથી હુકકો ઉંચો કરી પુછ્યું:—" કેમ ? કાંઇ હુકકો બુકકો પીશો કે ? તમે ઘણે લાંબેથી પ્રવાસ કરી આવ્યા લાગો છો ત્યારે હુક્કા પાણીની જરૂર છે. આવો, અહીં આવો. આપ લાંબે જઇ શું પડયા ? ત્યાંજ હુકકો જોઇતો હોય તો ત્યાં લઈ આવીશું. જરાપણ સંકોચ કરતા નહી. "

આ પ્રમાણે પ્રશ્નો કર્યાં પણ તેને કાંઇપણ ઉત્તર મળ્યો નહી. તે જે પગ પસારી પડયો હતો તેના કાનમાં તેના શબ્દો ઘુસ્યા કે નહી તે સમજવું સુદ્ધાં કઠણ હતું, કારણ તેણે કાંઇપણ હિલચાલ કરી નહી. ડોકું ઉંચું કરી તેના તરફ જોયું સુદ્ધાં નહી. આ જોતાંજ તે પ્રશ્ન પુછનાર ફકીર આશ્ચર્ય પામ્યો. પોતાની હિંમત સર્વ વ્યર્થ ગઇ. પરંતુ તેમાં પણ તેને એટલું સમાધાન થયું, કે, ઇતરોની તેની સાથે બોલવા સુદ્ધાં છાતી થઇ નહી, હું માત્ર બોલ્યો; એટલું તેના મનમાં આવતાં તે બીજા તરફ અભિમાનથી જોવા લાગ્યો; પછી પોતાના બોલવાનો કાંઇ ઉપયોગ થયો નહી એવું જોતાં મ્હોટેથી બોલ્યો:—" તે ઘણોજ થાકીને આવેલો દેખાય છે. આવી રાત્રીએ અંધારામાં લાંબેથી પ્રવાસ કરતાં આવેલા માણસને કેટલો વખત તદન સ્વસ્થ પડયા શિવાય હુકકા પાણી કાંઇપણ સુઝે નહીં. પણ તેની પાસે તમે કોઇ તે લઇ જશો તો તે પી તાજો થશે. આવા થાકેલા આપણા ભાઇને હુકકો પાણી આપવાનું આપણું કર્તવ્ય છે. લ્યો, તેની પાસે લઇ જઈ તેને આપો. નિદાન પાસે જઇ પૂછો તો ખરા કે ' તમે હુકકો પીશો કે ? લ્યો આ તાજોજ ભરેલો છે. ' "

પકડું ઠરાવી, થોડો વખત તેના વિષે વાર્તાલાપ કરી પછી જાણે તેનું અસ્તિત્વ છેજ નહી એ પ્રમાણે પુનઃ તે ફકીરો ગત પ્રકરણની શરૂઆતમાં જણાવેલ તે દિવસની બાતમીનાં ગપ્પાં મારવા લાગ્યા.

આ ગપ્પાં ચાલુ હતાં, ત્યાં તે દરગાનો મુખ્ય વલી ત્યાં આવ્યો. તે આવનારને સર્વેએ માનથી તેને બોલાવી પોતા વચ્ચે બેસાડયો. અને તેના માટે તાજો ગુડાખુ ભરી હુકકાની નળી તેના તરફ કરી. તેણે પણ મ્હોટા ગુડગુડ કરતા અવાજ સાથે "તમારી સર્વ વ્યવસ્થા ઠીક છેના ?" એવો પ્રશ્ન કર્યો. થોડા વખતમાં તાજી બાતમીઓ તરફ વાત શરૂ થઇ, તેમાં સર્વે એ વલીને તે દિવસની તે બાતમી મરીમસાલા સાથે કહી સંભળાવી. તે સાંભળી વલી ખૂબ ખુશ થયા; અને બોલ્યા-"ઓહોહો, એમાં શું પૂછવું. રણુમસ્તખાન તેવોજ વીર છે. અરે તેના હાથથી હજી ઘણાં ઘણાં પરાક્રમો થવાનાં છે. તે આવ્યા ત્યારથી આપણી આ દરગાનું મહાત્મ વધતું ગયું છે. તેની માતા અહો પૂછશો જ નહી. ઘણી મ્હોટી ધર્માત્મા, એવી સ્ત્રી લાખમાં પણ મળવી મુશ્કેલ. અરે કોટીમાંએ નજરે આવે નહી. તેનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું, "

એટલામાં વચ્ચેજ એક ફકીર ગંભીર, અને ખીન્ન મુદ્રા કરી બોલ્યો- " પણ વલી સાહેબ, માફ કરજો. તે બાઇના સંબંધે કાંઇ અપવાદ આપે સાંભળ્યો નથી ! મેં ચાર પાંચ દિવસ પરજ એક મ્હોટા અપવાદ સાંભળ્યો."

આ સાંભળતાં ક્રોધ પામતો ડોળા ફાડતો વલી પોકારી ઉઠયોઃ- "અરે આ દુષ્ટ જગતની રીતજ એવી છે. તેને કયાં પણ પવિત્ર, શુભ, શુદ્ધ એવું ગમતુંજ નથી. જ્યાં પણ કાંઇ શુભ શુદ્ધ હશે, ત્યાં કાળો ડાઘ કયાં છે તે શોધવા તરફ તેની તટફડતી આંખો તાણી તાણી સોઇના અગ્ર ભાગ જેટલો પણ કાળો ડાઘ મળે તો શોધી કાઢવો. નજ મળે તો કલ્પનાથી ઉત્પન્ન કરવો ને તે કલ્પિત ડાઘ ખરો છે એવું સમજી તેને મ્હોટા પહાડ જેવો બનાવી જાહેર કરવો અને તે ચોતરફ ફેલાવવાનો સપાટો ચલા-

વવો. ત્હારા જેવાથી કોઇની પણ પૂર્ણતા સહન થતી નથી. તેમાં કાંઇ પણ ન્યુનતા કયારે દેખાય, ન દેખાય તદપિ તે છે એવું જગને દેખાડવા શું કરવું એ બદલની ઉત્કંઠા. અમુક એક વ્યક્તિ શુદ્ધ નિર્મલ પવિત્ર છે એવું કોઇ કહે કે લાગલીજ કપાળપર આંટીઓ ચઢે એ જગની રીતિ. કેમ બાબા, ખરૂં કે નહીં ? તે પવિત્ર શુદ્ધ સાધ્વીની મેં થોડી સ્તુતિ શરૂ કરી ત્યાં ત્હારા પેટમાં કેમ દુ:ખવા આવ્યું ? કદાચ તેં કલ્પનાથીજ કાઢયું હોય, કિંધર ત્હારા જેવાએ એવો બુટ્ટો ઉઠાવીને વિષ ત્હારા કાનમાં રેડયું હોય, તો તું ત્હારા પેટમાંજ કેમ સમાવતો નથી ? અમારા કાનમાં પણ રેડી અમારા અંગમાં પણ પસારવા માંગે છે કે શું ? ત્હારૂં છે તે ત્હારી પાસેજ રહેવા દે. બાબારે, આ પરનિંદાનું વિષ બીજ જેટલું બને તેટલું પોતાના અંગમાં વાવવું નહીં. બીજો કોઇ વાવવા આવે તો તેનો નિષેધ કરવો. નિષેધ કરવાની તાકાદ ન હોય, તો નિદાન તેનું વૃક્ષ પોતાના હૃદયમાં ઉગવા દેવું નહીં. ત્યાંજ સમાવી દેવું. તેં આ નિષ્કલંક શુદ્ધ સ્ત્રી માટે કાંઇ અપવાદ સાંભળ્યો હોય તો તે ત્હારી પાસેજ રહેવા દે. બીજી તરફ ખેરાત માફક કેમ વાટે છે ? પરનિંદાની ખેરાત કરનારને માત્ર પુણ્યને બદલે પાપજ લાગે છે. આપણું પાપ ખેવડું થઈ જેની આપણે નિંદા કરીએ છીએ તેનું પાપ આપણે વ્હોરીએ છીએ. એ તને શું ખબર નથી ? તમે ફકીરો, તમારૂં ચરિતાર્થ લોકોના ઔદાર્ય પર ચાલે છે, તે તમે તેવો ચરિતાર્થ ચલાવો. પરવરદીગાર જે ખરા અને તેનો એકજ ભક્ત જે પેગંબર મહમદ તેના ધર્મનો. તેણે કહેલ નીતિનો પ્રસાર કરવાનું બાજુએ રાખી પરનિંદા કરવામાં તમારૂં આયુષ્ય ગુમાવો છો ? મ્હોટા મ્હોટા ધર્માત્માઓએ આવા આવા દર્ગા ધર્મશાળાઓ બાંધી તમારા માટે રહેવાની ગોઠવણો કરી, રોજ તમને અન્ન, ખીચડી મળે તેની તજવીજ માટે મ્હોટા મ્હોટા ઇનામો, નીમણુંકો ગરાસો આપ્યા. તમને ધર્મક્રિયાઓ કરવા સુલભ પડે માટે મ્હોટાં મ્હોટાં તળાવો બાંધ્યા, તે શું તમે તેનો યથેચ્છ ઉપભોગ લઇ ગામેગામ ફરી સત્પુરૂષોની નિંદા કરી તેની ખોટી ખોટી નાલેસી પ્ર-

સારો તે માટે કર્યાં છે ? આ તમારાં કૃત્યોથી જ દિનદયાળ પરવરદીગાર તમારાપર પ્રસન્ન થઇ તમને પોતા પાસે જગ્યા આપશે નહીં ? આવાં તમારાં કૃત્યોથી સેતાનના રાજ્યની વસ્તીમાં શા માટે વધારો કરો છો ! હવે આ વખતે જે બોલ્યા તે બોલ્યા, પુનઃ એવું બોલતા નહીં, નિદાન આ દરગામાં આ બાઈ બદલ આવા શબ્દ બોલીશ નહીં, ત્હારૂં આ કૃત્ય ફકીરને ઉચિત નથી. કેમ ભાઈઓ ? હું કહું છું તે ખરૂં કે નહીં ?"

"હા વલી સાહેબ, આપ કહો છો તે અક્ષરશઃ સત્ય છે." એવો સર્વેએ ઉત્કંઠાપૂર્વક ઉત્તર આપ્યો અને થોડો વખત ચૂપ થઇ બેઠા. કોઇએ એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર્યો નહીં. માત્ર "પરવરદીગાર, અલ્લાહ" એ ઉચ્ચાર કિંવા હુકાનો ગડગડાટ એટલોજ ધ્વનિ બહાર પડતો. થોડા વખતમાં વલી ઉઠીને ત્યાંથી ગયો તે ગયો એટલીજ ખોટી, ત્યાંજ જેના બોલવાપરથી તેણે આટલું લાંબું લચક ભાષણ-ઉપદેશ આપ્યું હતું તે એકદમ બોલી ઉઠયો, "જોયુના, અહોહો કેવો ડોળ! કેવો દમામ ! જાણે કેમ મહમદ પેગંબર ખુદ તેના અંગમાં સચર્યા ન હોય! ચમન છે બાબા એ લોકોની આ બાઈની દેણગીઓપર. એથીજ એની તરફ વલી કહે છે! કાલ તેના તરફથી દેણગીઓમાં જરા ઓછુ થવા ઘો, પછી જુઓ તમાસો. પછી વલી સાહેબ શુ વદે છે તે તમેજ સાંભળો ! અરે આજ બાઇ ત્રીશ વર્ષ પૂર્વે......"

એટલામાં બીજો બોલ્યોઃ "ખરેજ વલી સાહેબ આગળ શું તુ કહેતો હતો ? અમને તો સંભળાવ, યાર. મેં પણ એવી કાંઇ ગણાગણાટ સાંભળી હતી ખરી, કે અહીં કાંઇ ગોટાળો છે, નિદાન હતો. તે કુંજવનમાં રહે છે તેજ ના ! તેજ તે. મેં પણ કાંઈ સાંભળ્યું છે ખરૂં, પણ જોઇએ તો ખરા ત્હારી બાતમી શું છે : પછી હુ મ્હારી કહીશ." એટલું કહેતાં તે બેઉએ પોતપોતામાં વાત ધીમે અવાજે શરૂ કરી. વચ્ચે વચ્ચે કાંઇ શબ્દો મ્હોટેથી બોલતા. તે શબ્દો જે તુટક તુટક મ્હોટે અવાજે સંભળાતા તે આ હતા.

"વીશ વર્ષ થયાં......આજ દરગામાં......કુંજ વનમાં......નાહીશી થઈ...
.. પુનઃ આવી......વગેરે.

આ બલભીમ જેવા પડેલા માણસના કાનપર આ શબ્દો અથડાયા. તેથી કહો કિંવા અન્ય કાંઇ કારણથી કહો, તેની તે વખતે તદ્દન ચળવાચળ સ્થિતિ થઈ. તે એકદમ ઉઠી, બેઠો. અને ચમત્કારિક રીતે અહીં તહીં જોવા લાગ્યો. તે એકદમ ઉઠતાં આ ફકીરો ગભરાયા—અને એકદમ ચુપ થઇ ગયા અને સર્વેનું લક્ષ તેના તરફ ભયભીત રીતે ખેંચાયું, તે તેમના તરફ થોડો વખત જોઇ રહ્યો. થોડા વખત પછી ઉઠયો, પોતાનો સામાન લીધો, આ ફકીરો તરફ તિરસ્કારયુક્ત ક્રોધભરીત નજર નાંખતો ચાલ્યો. દરગા બહાર પડયો, અને વિજયાનગરનો માર્ગ લીધો. થોડો માર્ગપર ચાલ્યો ત્યાં પ્રભાત થવા આવ્યું હતું, પૂર્વ તરફ રક્તાકાર થવા લાગ્યો. તે સામે જોવા લાગ્યો. આ પ્રમાણે તે ઘણી વખત ચાલ્યો.

જતાં જતાં કુંજવન નજીક આવ્યો, ત્યાં એકદમ થંભ્યો, અંદર જવું કે નહીં ? એવો વિચાર તેના મનમાં આવ્યો હોય એમ લાગ્યું. હવે પ્રભાત થઇ, સર્વ દિશા સુપ્રસન્ન થઇ હતી, અને આ માણસની ચર્ચાપર સુપ્રસન્ના કિંચીન્માત્ર દેખાવા લાગી. તે હજી કુંજવનની બહારજ હતો. એક ઠેકાણે ઉભો રહે, કુંજવન તરફ જુએ, મનમાં કાંઇ વિચાર આવે, વળી પ્રસન્નતાનાં ચિન્હ તેના ચ્હેરા પર પસરાય અને તે બીજી તરફ જુએ. આવી રીતે કુંજવનની પ્રદક્ષિણા કરી એમ કહીએ તોપણ ખોટું નથી. પ્રદક્ષિણા કર્યા પછી બાહેરના માર્ગ પર તે ઉભો અને એકસરખો તે તરફ જોઈ રહ્યો. તેના મનમાં શુ આવતુ હતુ તેની તેનેજ ખબર. ઘણીવાર આ પ્રમાણે એક સરખુ જોયા પછી પુનઃ સંબંધ કુંજવનની પ્રદક્ષિણા કરી અને પુનઃ તેના દ્વાર પાસે આવી ઉભો, અને કુંજવન તરફ ટગર ટગર જોઇ રહ્યો. એમ કેટલોક વખત પસાર થયો, પછી કાંઇ મનમાં આવતાં તેણે એકદમ તે દ્વારમાંથી અંદર પ્રવેશ કર્યો. ત્યાં એક પહેરેગીરે તેને રોકયો

આન ઘણો ચકિત થયો. રામરાજાના આવી રીતે આવવાથી તે ફુલાયો, અને તેને આવવા દો હું સામે આવું છું, એવો હુકમ કર્યો.

રામરાજા કુંજવનમાં દાખલ થયો. પહેરેગીરોએ નમીને સલામી કરી. તેને સર્વ માર્ગની માહિતી હતી તે આગળ વધ્યો અને જે ઠેકાણે પેરેગીરો પેલા કાળા ભીલ જેવા માણસને ઘેરી બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા. તેની દ્રષ્ટિ અચાનક તે માણસ પર પડી, અને તેની સ્થિતિ એટલી ચમત્કારિક થઈ કે એકદમ ઘોડો થોભાવ્યો અને એક સરખો તેની સામે જોઇ રહ્યો.



# પ્રકરણ ૨૨ મું.

## સત્ય કે સ્વપ્ન ?

" Am I not now succumbing to the rush of my own latent will-power itself ? Heaven knows wither I am drifting ! "

" પૂર્વ જન્મનો સંબંધી તે ખડો હૃદયમાં થાય !
જીવતી પણ જડ સમી પ્રિય મુર્તી જોઇ નયન અકળાય !
પરિચીત પ્રિય રહી ઉભો પાસે નહી બોલે, નહીં બોલું !
અપ્રસંગ ભજવતું ચિરાતું મર્મસ્થળ ક્યાં ખોલું ? "

જે પ્રમાણે રામરાજા આ કૃષ્ણવર્ણું લઠ્ઠ માણુસને જોઇ ચમકી તેના તરફ જોતો ઉભો રહ્યો, તેજ પ્રમાણે તે પુરૂષની પણ સ્થિતિ થઇ. તે પણ પહેરેગીરો વચ્ચે બેઠો હતો, તે એકદમ ઉઠી ઉભો થયો અને રામરાજા તરફ એક સરખો જોઇ રહ્યો. પાંચ પળ થઇ, દશ થઇ, પા ઘટિકા થઇ, પા ઘટિકા થઈ પણ તે બેઉના ડોળા એકમેકમાં લીન થઇ ગયા પ્રમાણે થયા હતા, તે કેમે કરે બીજી તરફ ફર્યા નહીં. આ શું ચમત્કાર છે તે બીજાઓને સમજાયું નહી, બેઉ પૈકી એકે કાંઇ બોલ્યા નહી. એકેના મુખમાંથી ઉદ્ગાર નિકળ્યા નહીં. પહેરેગીરોને આટલું માત્ર હવે લાગ્યું કે, રામરાજાએ બાતમીઓ કાઢવા મોકલેલ આ હેર ખાસ. તે હેર ગુપ્ત રીતે મોકલ્યો છતાં તેની આવી સ્થિતિ થઈ, તે પકડાયો, હવે પોતાનું સર્વ કારસ્થાન બહાર પડશે એવો ભય લાગી રામરાજા

થંભી ગયો હોવો જોઇએ. પરંતુ આમ થંભી ગયાનું ખરૂં કારણ શું હશે તેની રામરાજાનેજ ખબર. તે વ્યક્તિ થયો ખરો, અને તેજ સ્થિતિમાં તેના મનમાં કાંઇ પણ વિચાર ચાલુ હતા, તે વિચાર પૂર્ણ થતાં તેનો કાંઇ નિશ્ચય થયો અને તે માણસ તરફથી નજર ફેરવી પોતાનો ઘોડો આગળ ચલાવ્યો પણ તે માણસ તો એક સરખો તેની પુઠે જોઇ રહ્યો. રામરાજાએ પુનઃ પાછા વળી જોયું પણ નહીં, અને ત્વરાથી આગળ વધ્યો.

કુંજવનના બંગલાથી થોડા અંતર પર તે જઇ પહોંચ્યો, ત્યાં રણમસ્તખાન કેટલાક સેવકો સાથે તેની સામે આવતાં જોઈ રામરાજા ઘોડાપરથી નીચે ઉતર્યો. બેઉએ એક બીજાના હાથ મેળવી કુશળ સમાચાર પૂછ્યા. પછી વાત કરતા કરતા બંગલામાં ગયા. દરબારખાનામાં જતાં રણમસ્તખાને રામરાજાને મધ્યભાગમાં ઉચ્ચસ્થાને બેસાડી, એકાએક આવવા સંબંધી પૂછ્યું. રામરાજાએ પ્રથમ તો “ કાંઇ નહીં, સહજ આવ્યો. આ કુંજવનમાં મેં સુખના અનેક દિવસો કાઢયા, ત્યારે કયારે કયારે તેનાં દર્શન લેવા મનમાં આવે છે. તેવુંજ રાત્રે એકાએક મન થતાં તેજ લ્હેરમાં હું નિકળ્યો. ” એવો ઉત્તર આપ્યો.

રણમસ્તખાને ઘણા આદરથી ઉત્તર આપ્યોઃ—“ આપનુંજ કુંજવન છે, આપ કયારે પણ પધારો ત્યારે હંમેશા અમે આપનુ સ્વાગત કરવા તૈયાર છીએ. પરંતુ અગાઉ સુચના મળે તો આપના મર્તબા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરવાનો વખત મળે, અચાનક આવવાનું થાય તો એ કામમાં અમારા હાથે તો નહીં, પણ કદાચિત્ નોકરોથી ગફલતી થવાનો સંભવ, તેથી સૂચવ્યું. આપ કાલનો સર્વ પ્રકાર વિસારી આવ્યા તેથી અમને ઘણોજ આનંદ થયો. કાંઇ વિશેષ આજ્ઞા હોય તો જણાવવા કૃપા કરશો. કોઇ પણ પ્રકારનો સંકોચ કરશો નહી.”

રામરાજાઃ—“ આપ ઘણા સજ્જન છો. તરૂણ છતાં ઘણા સુજાણ છો, એ જોઇ મને ઘણો આનંદ થાય છે. કાલના પ્રસંગ બદલ મ્હારા મનમાં

કાંઇ પણ નથી. આપની જગ્યાએ હું હોત તો મેં પણ એમજ કર્યું હોત, તેથી મ્હારા મનમાં કાલના બનાવ વિષે અણુ માત્ર પણ નથી અને ઉલટો તે બદલ હું તમારી તારીફજ કરૂં છું."

આટલું બોલી રામરાજા થોડો વખત સ્વસ્થ બેઠો, પછી રણમસ્તખાનને કહ્યું:—"મ્હારે આપ સાથે એકાંતમાં વાત કરવી છે."

આ સાંભળી રણમસ્તખાને તરતજ પોતાના માણસો તરફ વળી કહ્યું:—"તમે સર્વે અહીંથી જાઓ. એક પણ જણ અહીં રહેશો નહી." તરત સર્વે ઉઠયા, અને ત્યાંથી જતા રહ્યા. સર્વે દ્વાર બહાર પડયા પછી, રણમસ્તખાન બોલ્યો:—"આપને જે કાંઇ કહેવું હોય તે હવે ખુલાશ કહો."

આ સાંભળી રામરાજા થોડો વખત સ્તબ્ધ રહ્યો, પછી બોલ્યો:—"કાલના તમારા વર્તન બદલ તમને દોષ આપવો બાજુએ રહ્યો, પણ ખરેખર તે બદલ હું તમારી તારીફ કરૂં છું, મેં તમને પહેલાં જ કહ્યું છે કે હું પણ તમારી સ્થિતિમાં હોત તો તેજ પ્રમાણે કરતે! પણ તમારે આટલું લક્ષમાં રાખવું જોઇએ કે જો તમે મ્હારી સ્થિતિમાં હોત તો શું કર્યું હોત? ચોપાસથી અમને એવી બાતમીઓ મળે છે કે તમે ત્રણે બાદશાહતો એકત્ર થઇ મારાપર એકદમ હલ્લો કરનાર છો. વાસ્તવિક રીતે તો કાલના લોકોને બિજાપુર જવું હતુ તો માર્ગ પરભારો હતો, તે છોડી અમારી હદમાંથી કેમ ગયા? ત્યારે અમને શંકા આવે તેમાં નવાઇ શું? શત્રુત્વ કરવું હોય ત્યારે જોઇએ તેવી યુક્તિઓ યોજાય છે. ગોવામાં કુલીન સ્ત્રીઓ જાય છે એવું બહાનું કરે તો તે સહજ પાર પડે. કાંઇ કાગળ પત્રો ત્યાંના અહીં અને અહીંના ત્યાં મોકલવાને આ યુક્તિ તદ્દન સહેલી નથી કે? આપજ શાન્ત રીતે વિચાર કરો; સર્વ હકીકત સાંભળી મારા મનને ખચીત લાગ્યું કે આમાં કાંઈ પણ દગો-ભેદ છે. મને એમજ લાગ્યું કે આ પડદેનશીન સ્ત્રીઓના વેશમાં કોઇ પણ પુરૂષો છે અને તમારી ભેર લઈ કાંઇ કાગળ પત્રો તમને

આપવા આવેલા હોવા જોઇએ. કહો—આપજ કહો. તમારી આ દરગા એટલે અમારી વિરૂદ્ધ કાવત્રાં યોજવાની એક સારી જગ્યા–છે કે નહિ? આજ પર્યંત એ દરગાનો આવા કામોમાં ઉપયોગ થયો છે કે નહી? પછી અમને શંકા આવે એમાં અમારો શું દોષ? અને એવી શંકા આવવી સાહજીક છે કે નહી તે તમે જ કહો. શંકા આવી ત્યારે તેનું સમાધાન કરવા અમે જે કર્યું તે યોગ્યજ કર્યું છે.”

રણમસ્તખાન શાંતપણે તેનું બોલવું સાંભળતો હતો તેણે ઉત્તર વાળ્યો:–“ કાલ જે વાત બની તે માટે આપને પશ્ચાતાપ થઇ આપ તેપર ઢાંકણ નાખવા આવ્યા છો એવું મને આપની આવ્યાની વર્દી મળતાં લાગ્યું. પણ ‘ બુંદસે ગઇ સો હઉદસે નહી આતી ’ એ આપ વિસર્યા નહિ હો. આપે કાલના પ્રસંગની વાત કાઢી ન હોત તો મેં પણ તેનો ઉચ્ચાર સુદ્ધાં કર્યો નહોત. પણ આપે કાઢી, ત્યારે આપને કહું છું કે જે થયું તે ઘણુંજ ખરાબ થયું.”

રામરાજાએ લાગલોજ જવાબ આપ્યો:–“ ના કોણ કહે છે? સારૂં થયું, એવું હું કહેતો જ નથી. મ્હારૂં કહેવું એટલું જ છે કે થયેલો પ્રસંગ સ્વાભાવિક જ થયો. મને પશ્ચાતાપ થઇ હું અહીં આવ્યો નથી, હું સહજ આવ્યો છું, આ કુંજવનપર મારો અતુલ પ્રેમ–તેનું દર્શન પુનઃ લેવાના હેતુથી આવ્યો છું. પણ સહજ કાલની વાતનું સ્મરણ થતાં તે બદલ બોલ્યો. ચાલો તમારી ઇચ્છા નથી તો બાજુએ મૂકી દો. બીજી પુષ્કળ વાતો કરવાની છે. અમે આવી રીતે કુંજવનના પ્રેમથી કયારે કયારે એંચાઇ અહીં આવીએ તો તેમાં તમારે કાંઇ હરકત તો નથીના ? ”

રણમસ્તખાનઃ—“ છે, છે, છે. જરાએ નહીં. માત્ર આપ આવનાર છો એ પૂર્વેજ અમને જણાય તો ઘણી સવડ થાય. બીજું કાંઇ નહી. આપના મર્તબા પ્રમાણે સર્વ ગોઠવણ થાય.”

રામરાજા એ સાંભળી હસ્યો અને બોલ્યો:–“ અમે દરબારી ઠાઠમાં

અને દરબારી સંબંધમાં આવીએ ત્યારે મર્તબા મેજમાનીની વાત. ફક્ત મોજ માટે આવીએ ત્યારે માન મરતબો કેવો ને વાત કેવી! તેની કથાની પણુ મને અપેક્ષા નથી. લહેર લાગે કે નિકળ્યા. એટલુંજ તેનું તાત્પર્યાર્થ–આજ પણુ અંદર આવી તમને મળવાનો હેતુ ન હતો. બ્હારના બ્હાર એક વખત ચોતરફ ફરી પાછા ફરવાનો ઇરાદો હતો. પરંતુ અમને વારંવાર આવી લહેર આવી અમે આવીએ, અને અમને જોઇ તમારા માણુસો તમને વર્દી આપે કે અમે કુંજવનની આસપાસ આંટા મારી પાછા ગયા. તો તમને ભળતી જ શંકા આવે નહીં માટે અંદર આવી તમને મળી સર્વ કહીનેજ જવું એવું ગનમાં આવતાં અંદર આવ્યો.”

રણુમસ્તખાન–“ ઠીક છે. અમને કાંઇ શંકા આવશે નહી અને આ-વી એ નથી. હવે આપને જવાને ઘણો વખત થશે ત્યારે આપના ભોજનની વ્યવસ્થા કરવાની પરવાનગી આપો તો...”

“ભોજનની વાત નિકળતાં રામરાજાની મુદ્રા ચમત્કારિક થઇ. તેણે લાગલોજ ઉત્તર આપ્યો કે, છે, છે, જમવા ખાવાની કાંઇ પણ તરદી લેતા નહી. હું હમણાંજ પાછો જવા નિકળ્યો.” એટલુંજ કહી, ઉઠયો. રણુમ-સ્તખાને આગ્રહ કર્યો પણ તેણે “ તસ્દી લ્યો નહી.” એવાજ અર્થનો ઉત્તર આપ્યો–અને દરવાજા ભણી ચાલ્યો. દરવાજા પાસે પહોંચ્યા પછી એક વખત સર્વ બેઠક ખાતા તરફ દ્રષ્ટિ ફેરવી બહાર પડયો. અને ધીમે ધીમે એક એક પાયરી ઉતરવા લાગ્યો. પોતાનો ઘોડો કુંજવનના બહારના દરવાજાપર લઇ જવા હુકમ કર્યો અને ત્યાં સુધી પગે આવીશ એવું કહ્યું. સર્વ પાયરીઓ ઉતર્યા પછી પુનઃ બંગલા તરફ અતિ પ્રેમાળ દ્રષ્ટિથી જોયું. પછી ત્યાંથી દુર ગીચ લતા વૃક્ષોથી ઢંકાયેલી પુષ્કરિણી તરફ જોયું અને એકદમ રણુમસ્તખાનને કહ્યું:—“હું અહીં આવ્યો છું, તો એક વખત પુ-ષ્કરિણી તરફ મને જવા માટે, એક વખત તેના કાંઠાપરથી પ્રદક્ષિણા કરવાની મને ઉત્કંટ ઇચ્છા થઇ છે. આપ આવતા હો તો ચાલો, નહીં તો મને

એકલો જ જવા દો. હું એક વખત પ્રદક્ષિણા લઇ ઘટિકાભર ક્યાંએ બેસીશ, નહીં તો તુરત પાછો જઇશ. મને ઇચ્છા થઇ છે તો એક વખત જઇ આવું છું, અને તમે સાથે હો તો વધારે સારૂં."

રામરાજા આજ આમ કેમ કરે છે ! તેની વૃત્તિ આમ કેમ થઇ છે ! રોજની તેની વૃત્તિ અને આજની વૃત્તિમાં જમીન આસ્માનનો ફરક દેખાયો. રોજની તેની મગરૂર-ઉદ્દામ વૃત્તિ આજ તદન નાહીસી થયેલી દેખાઇ. આજ તે અંદર આવ્યો ત્યારથી નમ્રતાથી કેમ બોલતો હતો ! નમ્રતાથી એટલુંજ નહી પણ તેના બોલવામાં- થોડીક પ્રેમની પણ છટા દેખાતી હતી અને તેનો એકંદર આવિર્ભાવ કરૂણામય દેખાતો હતો. આટલો આ ફરક તેમાં કાંઇ કપટ તો નહીં હોય ! રણમસ્તખાનના મનમાં તેવું લાગ્યું નહીં. ખરૂં કારણ જણાયુ નહીં તોપણ રામરાજાના વર્તનમાં કપટ છે એવું તેના મનમાં આવ્યું નહીં. એના મનમાં પોતાના કાંઇ પણ પૂર્વના પ્રસંગની યાદદાસ્ત થઇ છે અને તેથી તે એમ કહે છે એવું ખાનને લાગ્યું. ખાને આ પ્રમાણે વિચાર કરી ઉત્તર આપ્યોઃ-" અલબત્ત, અલબત્ત, બેલાશક આપ ફરો. આપના મનમાં જ્યાં બેસવું હોય ત્યાં બેસો. આપની સર્વ વ્યવસ્થા હું કરૂં છુ એમ મેં ક્યારનીએ વિનંતી કરી છે. પછી આપ આમ કેમ કરો છો ?"

રામરાજાઃ-" એવી કાંઇ પણ વ્યવસ્થા કરવી નથી. આપ આવતા હો તો ચાલો. એક વખત પુષ્કરિણીનાં દર્શન થયાં કે મ્હારા અંતઃકરણને સમાધાન થશે. બીજું કાંઇ નથી. આપ સાથે ચાલો એટલે થયુ."

રણમસ્તખાને કબુલ કર્યું અને બેઉ નિકળ્યા. પછી રામરાજાએ તેની ખાંધ પર હાથ રાખી તેને કહ્યુંઃ-" તમે હજુ તરૂણ છો. ત્યારે અનુભવિક ગ્રહસ્થ પ્રમાણે તમને આમાંનું કાંઇ સમજાશે નહીં. પણ પૂર્વ વયની યાદગિરી ઉત્તર વયમાં થાય એટલે પછી હું કહું છું એવી વાતનું સ્વારસ્ય તમને સમજાશે."

આ વાક્ય તેણે એટલા બધા પ્રેમથી ઉચ્ચાર્યાં કે જાણે કે તે કોઇ પોતાના પરમ મિત્રના કાનમાં ઉચ્ચારતો ન હોય ! પોતાના શત્રુના એલચી સાથે પોતે બોલે છે એ ભાવનાજ જાણે તેના મનમાંથી જતી રહી ન હોય ! તે ભાવનાથી, તદન ભિન્ન ભાવનાથી તે રણમસ્તખાન તરફ જોતો હતો, અને તેવીજ ભાવનાથી બોલતો પણ હતો. રણમસ્તખાન ઘણો ચકિત થઇ આ શું ચમત્કાર છે એવું મનમાં ને મનમાં બોલતો તેની સાથે ચાલતો હતો. જતાં જતાં પુષ્કરિણી તિરે આવ્યા. ત્રીસ પાંત્રીસ વર્ષ પૂર્વે પુષ્કરિણીની જે સ્થિતિ હતી તેજ આજ મિતીએ પૂર્ણ રીતે કાયમ હતી. રામરાજાને તે એકંદર દેખાવ જેવો ને તેવોજ દેખાયો. ત્યાં પહોંચ્યા પછી તદન તટસ્થપણે ઉભો રહી ચોપાસ જોવા લાગ્યો. હવે તે પોતા સાથે રણમસ્તખાન છે તે પણ ભૂલ્યો. પુષ્કરિણી શિવાય તેને બીજું કાંઇ દેખાતું ન હતું. ચોપાસ જોયું, સામે જોયું, નીચે કમળમય જળ તરફ જોયું; નંતર આકાશ તરફ જોયું; અને દીર્ઘ- ઘણો દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. એટલામાં એક બાજુએ બાંધી રાખેલ નૌકા તરફ તેની નજર ગઇ, તે જોતાંજ તેની વૃત્તિ અતિ વિલક્ષણ થઇ.

નૌકા જોતાની સાથેજ રામરાજાનાં નેત્રોમાંથી એકદમ અશ્રુ આવ્યાં અને તે કોઇને પણ—પોતા સાથે આવેલા તે તરૂણને—દેખાય નહીં માટે મુખ તેણે બીજી તરફ ફેરવ્યું. નેત્રો મીંચ્યાં, ત્યાં અશ્રુબિંદુ દડદડ તેના ગાલપર પડવા લાગ્યાં—થોડો વખત તેણે નેત્રો તેમજ મીંચેલાં રાખ્યાં. ડોળા ઉઘાડયા ત્યાં તેની દ્રષ્ટિ સામે ઘણા અંતરપર આવેલા એક લતાકુંજ તરફ ગઇ અને તેને ત્યાં કોઇ પણ વ્યક્તિ પોતા તરફ એક સરખી નજર રાખી જોતી ઉભી છે એવું લાગ્યું: ફક્ત એવું લાગ્યુ નહીં, પણ ખરેખરજ પોતા તરફ જુએ છે એવી ખાત્રી થઇ, અને પોતે ક્યાં છે, શું કરે છે તેનું ભાન નાહીસું થઇ તેના મુખમાંથી "મેહેરજાન! મેહેરજાન" એવું ગણગણતો તે લતાકુંજ તરફ દોડયો. કર્મ ધર્મ સંયોગે રણમસ્તખાનને તે શું ગણગણ્યો તે સંભળાયું નહીં તેને કાંઇ પણ સ્મરણ થઇ આવવાથી તે ગણગણતો ત્યાં દોડયો

હશે, તેની પુંઠે આપણે જવું નહી એવું ખાનને લાગ્યું.

રામરાજા તે ભાસની પુંઠે દોડ્યો. તે કુંજમાં ધુસ્યો. પરંતુ ત્યાં કોઇએ નહોતું! ત્યાંથી તે વ્યક્તિ પાસેજ ગઈ હશે એવું સમજી ચોપાસ જોયું. તે કુંજ, કુંજની આગળના પાછળના આવેલા બીજા કુંજો તેણે શોધ્યા પરંતુ કોઇનો પત્તો મળે નહી. પુનઃ તેણે મ્હોટે મ્હોટેથી "મેહેરજાન! મેહેરજાન!" એવી વારંવાર બુમો પાડી, પરંતુ તેનો પ્રતિધ્વની સુદ્ધાં તે કુંજમાંથી થયો નહી. હવે તે કુંજમાં શોધવા એકે જગ્યા બાકી રહી નથી એવું જ્યારે તેણે જોયું, ત્યારે તે તદન સ્તબ્ધ રીતે એક વૃક્ષને અઢેલીને ઉભો. ઉભો રહેતાં રહેતાં તેને એવું લાગ્યું કે, પોતાને જે દ્રષ્ય દેખાયુ તે કેવળ ભ્રમ હતો. રાત્રિભર નિદ્રા નહોતી, અને સવારથી પૂર્વની વાતોનુંજ સ્મરણ-ત્યારે ભ્રમ ઉત્પન્ન થઇ આ સર્વ પ્રકાર બન્યો હોવો જોઇએ. નહીં તો અહીં, આટલે વરસે આ ઠેકાણે મેહેરજાન ક્યાંથી દેખાય! ભ્રમજ-એવું મનમાં આવી તે પાછો ફરતો હતો, ત્યાં તેને લાગ્યું કે, જે નેત્રો પોતા તરફ ટીકી ટીકી જોતા હતાં તે મેહેરજાનનાંજ ખરાં. આટલો ભાસ કેમ-થાય ? જે જોયું તે ખરૂંજ-એવી એક તરફથી ખાત્રી થઇ, ત્યાં બીજી તરેહની ખાત્રી થઇ, અને પુનઃ ત્રીજી તરેહની. એમ નિરનિરાળા પ્રકારની ખાત્રીઓ મનમાં આવી. આવી તેના મનની સંકલ્પ વિકલ્પ સ્થિતિ કરી નાંખી. આવી સંકલ્પ વિકલ્પ સ્થિતિમાં પેલા કાળા ભીલ પુરૂષને જોવાનું સ્મરણ થયું, તે થયા સાથેજ તે ઘણો ગુંચવાયો. પોતે ક્યાં છે ? શું કરે છે ? આ સર્વ સ્વપ્ન તો નથી ? પોતે કુંજમાં છે, થોડો વખત પહેલાં ધનમલ્લ ખરેખર દેખાયો કે નહી ? અરે અત્યારે હમણાંજ મેહેરજાન ખરેખર નજરે પડી કે નહી ? કે પોતે કાંઇ પણ ભયંકર ઇંદ્રજાળમાં સપડાયો તો નથી! ના ? આ સત્ય કે સ્વપ્ન !

# પ્રકરણ ૨૩ મું.

## દૃષ્ટિભેટ.

વો હમે દેખેં ન દેખેં, હમ ઉન્હેં દેખા કરેં.

સુંદર સુરંગ નૈન, શોભિત અનંગ રંગ,
અંગ અંગ ફૈલત, તરંગ પરિમલ કે;
બારનકે ભાર સુકુમારીકો લચકી લંક,
રાજૈ પરજંકપર, ભીતર મહલકેં;
કહૈ પદમાકર બિલોકી, જન રીઝેં નાહી,
અંબર અમલ કે સકલ જલથલકેં;
કોમલ કમલ કે ગુલ્લબાન કે દળકે,
સુભત ગડી પાયન, બીછોના મખમલકે.

( પદ્માકર. )

રામરાજાનું આ પરિભ્રમણ રણમસ્તખાન દૂરથી જોતો હતો. કુંજમાં ઘુસ્યા પૂર્વે પુષ્કરિણીના તટપર જ્યાં રણમસ્તખાનને તેણે છોડયો, ત્યાંજ રણમસ્તખાન ઉભો રહી તેના તરફ જોતો હતો. આથી રામરાજાએ જે બૂમો પાડી તે તેને સંભળાઇ નહોતી, અને રામરાજાના નેત્રોમાંથી જે અશ્રુધારા વહેવા લાગી હતી તે તેને દેખાઇ નહી. આ મહા પુરૂષ આજ એકાએક અહીં આવી આમ કેમ કરે છે ? તે કાંઇ તેનાથી સમજાયું નહીં.

તરૂણાવસ્થામાં કિંવા એ અહીં રહેતો હતો ત્યારે આ કુંજ બદલ તેને અતોનાત પ્રેમ હશે, કિંવા તેના મનને અલ્હાનંદ આપનાર કાંઇ પણ બનાવો બન્યા હોઇ તેનું આ વખતે તેને સ્મરણ થયું હશે, એવો તર્ક તેણે બાંધ્યો. રામરાજાની ચિત્તસ્થિતિ કેટલી વિષમ થઇ હતી, તે પૂર્ણ રીતે તેની નજરે પડી નહી. આ ફરે છે, તો તેની પુઠે પુઠે જવું નહી એવું તેના મનમાં આવ્યું; પરંતુ તે આમ ફરે છે ત્યારે તેને છોડીને પણ પાછા જવું નહીં, એવું પણ મનમાં લાવી તે તેજ જગ્યાએ ઉભો રહ્યો.

અહીં રામરાજા તે કુંજમાં અહીં તહીં હંફળો ફાંફળો દોડી બહુ નેક પુષ્કરિણીને પ્રદક્ષિણા નાખી, અંતે તે થાકયો તેથી કહો, કિંવા તેને જે પ્રથમ દેખાયું તે પુનઃ દેખાયું નહીં તેથી નિરાશ થઇ કહો, પણ તેણે પાછો પોતાના નગર તરફ જવાનો નિશ્ચય કર્યો. અને રણમસ્તખાન પાસે આવ્યો. હવે તેની ક્ષુબ્ધ ચિત્તવૃત્તિને ઘણી શાંતિ આવી હતી. રણમસ્તખાન પાસે આવતાંજ તેને કહ્યું:—“ આપે મને આટલી પરવાનગી આપી તે બદલ હું તમારો કેટલો ઉપકાર માનું અને કેવી રીતે માનું તે સમજી શકતો નથી ! પુનઃ કયારે પણ આવી લ્હેર આવે અને પુનઃ આવું, તો મને આમજ ચક્કર મારવાની પરવાનગી આપશો એવી આશા છે. ”

રણમસ્તખાન:—“ અરે, અરે, આપ આ શુ બોલો છો ! જગ્યા આપનીજ છે. હું તો ચાર દિવસનો મહેમાન. આપને જોઇએ ત્યારે આવો અને ફરો. હવે હું આપને ઘણી નમ્ર રીતે વિનંતિ કરૂં છું કે, આપ સ્નાન સંધ્યા કરી કાંઇ ઉપહાર લીધા વગર જશો નહીં. હવે તડકો પણ રૂક્ષ પડે છે. વિજયા નગર પહોંચતાં આપને ઘણો વખત લાગશે. અહીં આવી અમારી પરોણાગત ચાખ્યા વગર જાઓ—ઉપવાસી જાઓ અને અમે આપને તેમ જવા દઇએ એ આપણ ઉભયતે યોગ્ય નથી. સર્વ તૈયારી છે. આપનું ભોજન તૈયાર કરવા માટે માણસો પણ તૈયાર છે. ”

રણમસ્તખાનનું આ બોલવું રામરાજાએ પુરેપુરૂં સાંભળ્યું પણ નહીં,

તે તાબડતોબ બોલ્યોઃ–" નહીં, નહીં, આ આગ્રહ કરો નહી. હવે હું અહીં એક ક્ષણ સુદ્ધાં થોભવા ઇચ્છતો નથી. "

આટલું બોલતાં તે એકદમ નિકળ્યો. રણમસ્તખાન પણ તેની પુઠેપુઠે ચાલ્યો. રામરાજાએ જ્યાં ઘોડો થોભાવવા કહ્યું હતું ત્યાં આવ્યો, ઘોડાપર સ્વાર થયો, અને એકદમ નિકળ્યો. તેની સાથેનો માણસ પણ સ્વાર થઇ તેની પાછળ ચાલ્યો. ચાલતાં ચાલતાં જ્યાં તે બલ ભીમ પુરૂષ તેની નજરે પડયો હતો ત્યાં આવી પહોંચ્યો; તો ત્યાં તે પુરૂષ પણ નહોતો તેમજ કોઈ માણસ પણ નહોતો. રામરાજાના મનમાં કાંઈ આવતાં તેણે સાશંક અને સૂક્ષ્મ દ્રષ્ટિથી ચોપાસ જોયું, અને અંતે રણમસ્તખાન જ્યાં ઉભો હતો તે તરફ નજર કરી રજા લેવાની હાથથી નિશાની કરી ઘોડો દપટાવ્યો.

× × ×

રણમસ્તખાન રામરાજાના આ એકંદર વર્તનથી આશ્ચર્ય પામતો પાછો ફર્યો. પોતાની માતુશ્રીના અવાસ તરફ ગયો. પ્રાતઃકાળે ઉઠી પ્રાતઃવીધી થયા સાથેજ માતાનાં દર્શન લેવાં, તેની સાથે ઘટીકાભર સુખદુઃખની વાતો કરવી, પછી પોતાના બીજા કામપર લાગવું, એવો તેનો નિત્યક્રમ હતો. તેના રોજના વખત કરતાં આજ ઘણુંજ મોડું થયું હતું, તો પણ તે પોતાનો ક્રમ થવોજ જોઇએ એવો વિચાર કરી માતાનાં દ્વાર પાસે આવતાં " મા સાહેબ શું કરે છે ? " એવું દરવાજા પર બેઠેલી તેની વૃદ્ધ દાસીને પૂછયું. તેણે તરત ઉત્તર આપ્યોઃ–આપનો રોજનો વખત થઇ ગયો, ત્યારે અમને કાળજી લાગવા માંડી કે, આપને આજે વખત કેમ થયો ? ઘણો વખત આપની રાહ જોઇ, છેવટે તપાસ કરવા માણસ મોકલ્યો તે સમાચાર લાવ્યો કે રામરાજા તમારી પાસે આવ્યા છે અને તમે તેની સાથે વાત કરવામાં રોકાયા છો. પછી સમાચાર મળ્યા કે, તે અને તમે

પુષ્કરિણી તરફ ગયા છે. એટલે હવે તમે આવશે નહીં એવું સમજી મા સાહેબ જપ માટે બેઠાં છે. હવે આપ કહેતા હો તો.....”

“નહી, નહી.” રણમસ્તખાન વચ્ચે જ બોલ્યોઃ—“મા સાહેબ જપમાં બેઠાં છે, તો તેને બીલકુલ ત્રાસ આપવો નથી. પુનઃ અમારો રાત્રીનો સમય ક્યાં ગયો છે? પણ રાતના તેમને નિદ્રા તો બરાબર આવી હતી ના?”

“હા” વૃદ્ધ દાસીએ ઉત્તર આપ્યો “નિત્ય પ્રમાણે થોડી આવવાની તેટલી આવી હતી. એમની નિદ્રા તે શું? તે ક્યારે જાગતાં નથી તેજ સમજાતું નથી! જ્યારે હું ઉઠું ત્યારે તેમનો જપ ચાલુજ હોય. આ પવિત્ર સ્ત્રીને નીદિધ્યાસ બેનો. એક નીદિધ્યાસ આપનો અને બીજો પરમેશ્વરનો!”

રણમસ્તખાનને આ સાંભળતાં ઘણું સમાધાન થયું, પોતાની માતાનો પોતાપર નિઃસીમ પ્રેમ છે તે તે જાણતો. તેમાં પણ તે પ્રેમનો આ પ્રમાણે ઉલ્લેખ કરે ત્યારે તેને તે માટે ઘણું અભિમાન લાગતું. તે વૃદ્ધ દાસીનું આ પ્રમાણેનું બોલવું થતાં તે પાછો ફર્યો, પણ જતાં જતાં સહજ પુનઃ ફરી બોલ્યોઃ—“મેમાનની વ્યવસ્થા તો બરાબર છેના? કાલની એકંદર ગડબડથી તેમને ઘણો ત્રાસ થયો હશે. તેની નિદ્રા વગેરે બરાબર આવી હતી કે? તેની વ્યવસ્થા બરાબર રાખજો.”

“સર્વ બરાબર વ્યવસ્થા રાખી છે. મા સાહેબે તેને પોતા પાસે રાખ્યા છે. રાત્રે તેનું બીછાનું સુદ્ધાં પોતા પાસે નખાવ્યું, અને બાઇ શું ચમત્કાર, તે પોકારી મા સાહેબ પાસે આવી ત્યારથી જાણે તેના પેટની પુત્રી હોય તેમ વર્તે છે. તે પલંગપર સુતાં નથી, ગાદલાપર સુતાં નથી, તો તે પણ સુતી નથી. મા સાહેબે પલંગ મંગાવ્યો તો તે પાછો ફેરવ્યો, એટલું જ નહી પણ ગાદલુંએ પાથરવા દીધું નહી. અને મા સાહેબ પાસે ચટાઇપર સુતી. મા સાહેબ એકાંતમાં જપ કરે છે. તેથી અત્યારે માત્ર મા

સાહેબ પાસે નથી. બાકી આટલા ટુંક વખતમાં આ સાહેબના મનમાં તેણે જે માયા ઉત્પન્ન કરી છે તે પરથી એ અહીંથી જશે તેની મને તો શંકા છે."

"શું, શું." રણમસ્તખાન વચ્ચે બોલ્યોઃ—"તે જશે કે નહીં તેની શંકા છે? શું અહીંજ રહેશે ?"

"હા, આજજ સવારે તેણે મને કહ્યું કે, આ સાહેબના સહવાસમાં જન્મ ભર રહેવા મને મળે તો મ્હારાં હું અહો ભાગ્ય સમજીશ."

રણમસ્તખાને તે સાંભળી કાંઇ વિચાર કરતાં ડોકું ધુણાવ્યું અને ઘણો વખત સ્તબ્ધ બેઠો; તે વૃદ્ધ દાસી તેના ચ્હેરા તરફ એક સરખી જોતી બેઠી હતી. થોડા વખત પછી બોલીઃ—"નવાબ સાહેબ! આપના મનમાં કાંઇ કહેવાનું છે એમ લાગે છે તો કહી નાંખો."

"નવાબ સાહેબ! આજ આ નામ તેં કયાંથી આપ્યું ?" રણમસ્તખાન હસતો બોલ્યો.

"એ નામ કાલથી આપને મળ્યું છે અને મને પણ ગમે છે."

"કાલથી મળ્યું છે? કોણે આપ્યું વારૂ ?"

કોણે એટલે? જેના પ્રાણ આપે બચાવ્યા—અરે પ્રાણ કરતાં પણ પ્રીય આબરૂ બચાવી—તેણે, બીજા કોણે ?"

"કોણે આપ્યું? વાહ! નામ તો ઘણું સુંદર શોધી કાઢયું છેને. અરે આવાં નામ આપનારને અવશ્ય એક વખત મળી આપણે તેના કેટલા બધા ઋણી છીએ તે કહેવું જોઇએ. તું આટલી સંધી મેળવી આપે તો......"

તે વૃદ્ધ દાસી હસતી વચ્ચે બોલીઃ—"હં, મારી એમાં શું જરૂર છે. તેના મનમાં આવશે તો પોતાની મેળેજ તે આવી સંધી આપશે. તે અહીં આવી ત્યારથીજ હું એકંદર તેની વૃત્તિ જોઉં છું. તે પોતાની મરજી પ્રમાણે ચાલનારી સ્ત્રી છે એવી મારી ખાત્રી થઇ છે. જુઓને આજેજ સવારે આ સાહેબ જપ માટે બેસતાં તેમને ચાર છ ઘડીઓ થશે એમ જાણતાં તે

ળવાના હેતુથી આગળ વધ્યો. પરંતુ કાંઇ પત્તો મળ્યો નહી. સોએક કદમ આગળ ગયો ત્યાં તે ગુસપુસ કરતો અવાજ પણ સંભળાતો બંધ થયો. કાંઇ પત્તો લાગ્યો નહી. પુનઃ થબકી, કાન દઇ સાંભળવા લાગ્યો, પણ કાંઇ સંભળાયું નહી. આ શું ? મને કાંઇ ભાસ થયો કે શું ? આ સાંભળેલા શબ્દો માતુશ્રીના તો ખાસ. પરંતુ માતુશ્રી તો જપમા બેઠાં છે તેને ત્રાસ ન આપવાના હેતુથી, અને બીજી આશાથી, હું અહીં આવ્યો, અને તેમનોજ અવાજ સંભળાવાનો ભાસ અહી કેમ થયો ? આ કુંજવનમાં ગાંડાઇ લાવનાર કીંવા ભળતુંજ ભાસ ઉત્પન્ન કરનાર ઇંદ્રજાલ તો નથી ? પણ આટલી સ્પષ્ટ રીતે તે અવાજ સાંભળ્યો ત્યારે ભાસ કેમ કહેવાય ? માતુશ્રીનોજ અવાજ, તેમાં બીલકુલ શંકા નથી એવું તેના મને નક્કી કર્યું. પણ પુનઃ મનમાં આવ્યું કે તે તો જપમાં બેઠાં છે એમ લયલીએ ( વૃદ્ધ દાસીએ ) કહ્યું હતું. પુનઃ આવ્યું કે લયલીને કદાચ ખબર નહી હોય, અને તે જપમાં બેઠાં છે એમ અમસ્તો તેનો ખ્યાલ હશે. માતુશ્રી અહીંજ આવ્યાં હશે. પણ તે કોની સાથે વાત કરતાં હતાં ? તે તરૂણી સાથે ? પણ બીજો સ્વર સ્ત્રીનો ન હતો. આ સર્વ ગફડ બંગાલ છે શું ? કાંઇ સમજાતું નથી. આ તરૂણી મળે ત્યારે તેની સાથે કેમ બોલવું, શું વાત કરવી, શબ્દ રચના કેવી કરવી, વાકય રચના કેવી રચવી, તે વિચારમાં લીન હતો ત્યાં આ તૃતીયમજ નિકળ્યું. પરંતુ એ ત્રીજુંજ એવું ઉભું થયું કે તેના યોગથી તેનું ત્યાંથી લક્ષ તદન દૂર થયું. પોતાની માતા કોઇ સાથે અહીં વાત કરતી હતી તે ખચ્ચીત, અને તેને શોધવા જતાં તેનો પત્તો નહીં, ત્યારે એ શું છે તેની શોધ કરવા તરફ તેનું મન લાગ્યું. છેવટે તેણે એવો વિચાર કર્યો કે, જ્યાંથી આ કુંજમાંથી બહાર જવાનો રસ્તો છે, તે નાકાપર ટુંક માર્ગે જઇ ઉભા રહેવું, એટલે જે કોઈ આ વખતે આ કુંજમાં હશે તે પાછા ફરતાં આપોઆપ ત્યાં આવતાં આપણને મળશે. એ વિચારથી તે ટુંક રસ્તે જવા નિકળ્યો, ત્યાં એક વળણ વળતાંજ તે તરૂણી—જેને શોધતો તે

આવ્યો હતો તે-દ્રષ્ટિએ પડી. તે દેખાતાંજ થોડા વખત પુર્વેનો માતુશ્રીને શોધવાનો હેતુ પૂર્ણ ભુલાયો. તે લાગલોજ થભકી અચલ દ્રષ્ટિથી તે તરૂણી તરફ જોઇ રહયો. તે તરૂણીનું લક્ષ્ય તેના તરફ ન હતું. તે એક નીચે બાંધેલ ઓટલાપર સચીંત બેઠી હતી.

આવા કુંજવનમાં આવતાં મનુષ્યની ચિત્તવૃત્તિ વાસ્તવિક રીતે ઉલ્હાસિત થાય, અને તે આ કુંજવનમાં આવી છે, ત્યારે ઉલ્હાસીત વૃત્તિથી અહીં તહીં ફરવા આવી હોવી જોઇએ એવી તેની સમજ હતી. પણ પ્રસક્ષ જોયેલો આ પ્રકાર તેથી તદન વિપરીત, આ શું ? એ જાણી લેવાનું પોતાનું કર્તવ્ય ધારીને આગળ વધ્યો, અને તે તરૂણી આગળ જઇ ઉભો. તેને જોતાંજ તે પણ એકદમ ચમકી ઉભી થઇ.



# પ્રકરણ ૨૪ મું.



## પ્રેમયાચના.



Serene will be our days and bright
And happy will our nature be,
When love is an unerring light,
And joy its own security.

તે અચકી ઉભી રહી, એટલુંજ નહી પણ થરથર કાંપે છે એવું દેખાયું. આ જોતાંજ રણમસ્તખાન અતિશય ચકીત થયો. લયલીએ જ્યારે તેને તેની પોતાના ઘરમાં આવ્યા પછીની સર્વ વર્તણુકની વાત કરી, ત્યારથી તેની અપેક્ષા એવી થઇ હતી કે, સલીમા એક આનંદી વૃત્તિની તરૂણી હોઇ કાલ દરબારમાં જે તેની વૃત્તિનો વિલક્ષણ ક્ષોભ જોયો, તે કેવળ તે પ્રસંગને લઇને આગંતુક હતો; પરંતુ હમેશની તેની વૃત્તિ ઘણી આનંદી હોવી જોઇએ. તેવી ન હત તો, તે લયલીએ કહ્યા પ્રમાણે માતુશ્રી સાથે વર્તત નહી. શોક કિંવા ક્રોધથી પ્રાપ્ત થઇ કોઇ એક ખુણામાં જઇ બેસત, અગર હું અહીં ક્ષણભર પણ રહી શકતી નથી, મ્હારી જવાની તજવીજ કરી આપો, એવો આગ્રહ ધરી બેઠી હોત. પરંતુ તેવું કાંઇ પણ તેણે કર્યું નહીં, પોતાની માતાની અને તેની જાણે ઘણા વર્ષોની ઓળખ હોય તેવું વર્તન કર્યું, અને એકાદી ઘરની તરૂણ છોકરી પ્રમાણે જેમ વર્તવું જોઇએ તેમ વર્તવા લાગી હતી. પોતાનો વખત આનંદમાં પસાર કરવા કુંજમાં આવી હશે એવું તેને લાગ્યું હતું; અને એવો આનંદ અનુભવતી હોય તે સ્થિતિમાં તે પોતાની નજરે પડે એજ હેતુથી તે ત્યાં

આવ્યો હતો. આગલે દીવસે કયારે ક્રોધથી તો કયારે ભીતિથી અશ્રુપૂરીત થયલા નેત્રો આજ આનંદથી તેજસ્વી થઈ ચોપાસ તે તેજની પ્રભા પ્રસારતા હશે, એવી તેની તે વખતે અપેક્ષા હતી. આ સ્થિતિમાં તેનાં દર્શનનો લાભ લેવાના ઇરાદાથી તે ત્યાં ખેંચાઇ આવ્યો. પરંતુ તે સર્વ એક બાજુએ રહ્યું, તેથી તદન વિરૂદ્ધ પ્રકાર દ્રષ્ટિગોચર થયો. તે બુલબુલ હવે સંતપ્ત સ્થિતિમાં ન હતી; પરંતુ અત્યંત દુઃખદ સ્થિતિમાં હતી. તે ગુલાબ કલિકા ખીલેલી ન હતી; પણ ઘણી મ્લાન સ્થિતિમાં હતી; અર્થાતજ તેને જે આનંદ સ્થિતિ અનુભવવા મળશે એમ લાગ્યું હતું, તે સ્થિતિ ન દેખાતાં દુઃખદ સ્થિતિનો અનુભવ લેવો પડયો.

તે તેની સામે ઉભો હતો, તે તેની સામે ઉભી હતી. તેનાં નેત્રો જમીન તરફ, અને તેનાં નેત્રો મ્લાન મુખ તરફ; તેના હાથ પગ થરથર કંપતા હતાં; આના મનનો પણ થરકંપ થયો હતો; તેની બોલવાની ઇચ્છા હતી કે નહી તે ઇશ્વિર જાણે, પણ એ શું બોલવું તેના વિચારમાં હતો.

સલીમા ઘણી સુંદર હતી. રામરાજાના દરબારમાં તે વર્ષાકાળના અત્યાચારથી જાણે કેમ ક્ષુબ્ધ થઇ લાલ થયેલ નદી પ્રમાણે સંતપ્ત અને આસક્ત થઇ હતી, તદપિ અતી સુંદર દેખાતી હતી. આજ તે અતિ મ્લાન થઇ હતી, તો પણ સુંદર દેખાતી હતી. જાતેજ સુંદર એવી અપ્સરા ક્રોધથી સંતપ્ત કીંવા દુઃખથી દગ્ધ થઇ હોય તો પણ તેના સૌંદર્યમાં ઓછપ આવતી નથી; પ્રત્યેક વિકારથી તે સૌંદર્ય પર નિરનિરાળી છાયા પડી તેને નીરાળું દ્રષ્યરૂપ આવે છે. સલીમાની પણ એવીજ સ્થિતિ થઇ હતી. રણમસ્તખાનની દ્રષ્ટિને તેના સ્વરૂપ સૌંદર્યમાં કાંઇપણ ફરક દેખાયો નહીં; પરંતુ તે તે વખતે તેના સૌંદર્યની વિવિધતા મનમાં લાવી તેની તુલના અથવા વિચક્ષણા કરવાની મનઃસ્થિતિમાં ન હતો. કાલે એને નિર્ભય કરી છોડવી લાવ્યા છતાં, હવે ભયનું અણુમાત્ર પણ કારણ નથી છતાં, આમ ચિંતામગ્ન કેમ છે ? અહીં રહેવાની પોતાની ઇચ્છા નથી અને આ લોકો પોતાને બળજોરીથી અહીં રાખે છે એવું લાગીને ઉદ્દીપ્ત

તો નહી થઇ હોય ? જો એમ હોય તો તરત તેને રવાના કરીએ. એવો વિચાર મનમાં આવી તે આખરે મૌન તજી બોલ્યો:–" હરણીને શીકારીનો હવે અણુમાત્ર પણ ભય નથી છતાં હજુ તેની ગભરાયલી સ્થિતિ કેમ દેખાય છે ? હજુ તેના મનમાં શું દુઃખ થાય છે ? તેને શાની ચિંતા લાગી છે ? આ શીકારીના હાથમાંથી છુટયા ખરા, પણ બીજા શીકારીના પંજામાં ફસાયા એવું તો લાગતું નથી ને ! એવું લાગવાને રજ પણ કારણ નથી. આપની મરજી વિરૂદ્ધ એક ક્ષણ પણ આપને કોઇ અહીં અટકાવી રાખનાર નથી."

સલીઆએ તેનું આ બોલવું સાંભળ્યું કે નહી તે કોણ જાણે, એટલી તે મુગ્ધ હતી. તેણે ઉપર જોયું નહીં. પોતાના પગના અંગુઠાથી જાણે કેમ નીચેની જમીનપર કાંઇ લખી દેખાડતી હોય, તે પ્રમાણે તેના અંગુઠાની ક્રિયા ચાલતી હતી. ઓષ્ટ પણ કાંઇ બોલવાની ઇચ્છાથી કહો કિંવા તે પ્રસંગથી કતરાયલા હોવાથી કહો, તે કિંચિત થરથરતા હતા.

રણમસ્તખાને સુમારે બેચાર મિનિટ રાહ જોઇ અને પુનઃ ધૈર્યથી બોલ્યો:–' બુલબુલને પીંજરામાં સપડાયું, ત્યાંથી નીકળી જવાનું મનમાં આવે છે કે ? બુલબુલ કેમ બોલતું નથી ! બુલબુલ પીંજરામાં છે એવું તેણે જરાએ સમજવું નહી. અને જયારે પણ ઉડી જવાની ઇચ્છા થાય, ત્યારે ખુશાલ ઉડી જાય, કોઇ અટકાવનાર નથી.'"

આ તેના અત્યંત પ્રેમયુક્ત શબ્દોથી ધૈર્ય આવ્યું હોય નહીં, તેમ તે બોલી:–" સુંદર પીંજરામાં બેસવાની સુદ્ધાં જેની યોગ્યતા નથી, એવી એક કાંશ્રીત ચકલીને બુલબુલ વગેરે નામ શુ ધારીને આપો છો ? બુલબુલની યોગ્યતા મારામાં શું જોઇ ?"

તેનો આ વિનયયુક્ત અને અત્યંત મધુર સ્વર સાંભળી રણમસ્તખાનના અંગપર આનંદનાં રોમાંચ ખડાં થયાં. તે પોતાના બોલવાનો કાંઇપણ ઉત્તર આપશે કે ? કે ઉત્તર ન આપતાં પરબારી નીકળી જશે ? એવી તેને ભીતિ લાગતી હતી. તેથી ઉપલો પ્રશ્ન આવતાંજ તેના જીવમાં જીવ

આવ્યો. અને હસતા મુખથી ઉત્તર આપ્યો:—"કોઇ યોગ્ય નામો આપે છે, કોઇ અયોગ્ય આપે છે. મને તો લાગે છે કે મેં આપેલ નામ પૂર્ણ રીતે યોગ્ય છે. ખરેખર કહીએ તો મેં આપ્યું તે એવી યોગ્યતાનું છે કે તેનાથી અધિક યોગ્યતાનું નામ યાદ આવતું નથી તેથી આ આપ્યું. પણ મને કાલથી જે નામ આપવામાં આવ્યું છે એવું મેં સાંભળ્યું તે માત્ર તદ્દન ઠઠ્ઠા જેવું લાગે છે। લયલીએ મને કહ્યું કે, આપ તરફથી મને નવાબ એ પદ્વી આપવામાં આવી છે, તે શું જાણીને આપી છે?"

આ સાંભળી સલીમા અરધું ઉંચું જોઇ બોલી:—"તે કરતાં પણ અધિક પદ્વીઓ છે પણ મને તે વખતે તે એકે યાદ ન આવતાં આ પદ્વી આપવામાં આવી. એ બદલ જો ગુસ્સો ચઢ્યો હોય તો ક્ષમા કરશો. પણ..."

એટલું બોલી એકદમ તે અટકી. તેના મનમાં વધુ બોલવાનું હતું તે તેણે મનમાંજ દાબ્યું. તે જોઇ રણમસ્તખાન બોલ્યો:—"કેમ જે કાંઇ બોલવું હોય તે પાછળ શું કરવા રાખો છો? યોગ્યતા કરતાં અધિક માન મળે, તે જેને માન મળે છે તેને થોડુંજ તે બદલ માઠું લાગે છે? માત્ર પોતાને આવું માન આપનારનો હેતુ ચેષ્ટા કરવાનો નથી, એ ખુલ્લું જાણવું જોઇએ!"

"ચેષ્ટા કરવાનો? મ્હારો હેતુ આપની ચેષ્ટા કરવાનો?" સલીમા ગંભીર ચર્ચા કરતી બોલી:—"છે, છે, જે હાથે મારા પ્રાણ બચાવ્યા, અને પ્રાણથી પણ અધિક પ્રિય મ્હારી આબરૂ—લાજનું એજ વખતે રક્ષણ કર્યું, તે હાથને ડસનાર દુષ્ટ ડાકણ હું નથી. આ થયેલા ઉપકાર મ્હારાથી કેમ ફેડાશે તેનીજ ચિંતામાં હું છું!"

ઉપકાર? ઉપકાર શાનો? કોણે કોનાપર કર્યો? કોણે ફેડવો? ખરૂં કર્જ હોય તે ફેડવાની કાળજી થાય કે કાલ્પનિક કર્જ ફેડવાની ચિંતા થાય? મ્હારૂં મેં કર્તવ્ય કર્યું, એમાં ઉપકાર શું અને બુપકાર શું? તેમાં પણ એ કાલ્પનિક કર્જ ફેડવાનું હોય, તો તેના માર્ગ નથી એવું નથી..."

રણમસ્તખાને આટલું બોલી એકદમ પોતાની જીભ દાંત વચ્ચે દાબી. પોતે આ શું બકે છે? એવું એકદમ મનમાં આવતાં તેણે જીભ દાબી; તેના બોલવાનો હેતુ શું તે સમજાયું નહિ. તે તેના ચ્હેરા તરફ જોતાં સમજાશે. એવું ધારી કિંચિત સ્મિત કરી વિસ્મયથી તેના તરફ જોયું. એટલામાં એક ગમત થઇ. તેનું તે સ્મયવિસ્મયથી કિંચિત પ્રફુલ્લ થયેલું મુખ ઉંચું કરવાનો, અને ઉપરથી પવનથી હાલતા વૃક્ષનાં કોઇ પાનો દૂર થઇ તેના મુખ ઉપર આછું સૂર્ય કીરણ પડવાનો, એક સમય આપ્યો. કિંચિત હાસ્ય, કિંચિત આશ્ચર્ય અને વૃક્ષના પાંદડાઓમાંથી પડેલ સૂર્યકીરણના તેજથી તેનું સુંદર મુખ હવે અધિકજ સુંદર દેખાવા લાગ્યું. આ મુખની કાંતિ વિશેષજ રમણીય દેખાઇ; અને રણમસ્તખાનના મનની સ્થિતિ કાંઇ વિલક્ષણ થઈ. તે ઘણો ચકીત થઇ તેના મુખ તરફ નિશ્ચલ નેત્રોથી જોઇ રહ્યો. એટલુંજ નહી, પણ તેના મનમાં પ્રથમથીજ કિંચિત અંકુરાયલો પ્રેમવિકાર અધિક વધ્યો. સલીમા તેને તે વખતે ઉપર વર્ણવેલા સર્વ કારણોથી એટલી રમણીય દેખાઇ, કે તેને આલિંગન દેવાની તેની અત્યુત્કટ ઇચ્છા થઇ. ઇચ્છા થઈ એટલુંજ નહિ, પણ તેના હાથ પણ તેમ કરવા આગળ લંબાયા; પરંતુ આ બાગ આપણો નથી. આ ગુલાબકળી કેટલીએ સુંદર છે તદપી તે તોડવાનો આપણો અધિકાર નથી, એવું લાગી આનંદમુગ્ધ પણ વિચારશીલ પ્રેક્ષક જેમ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી માત્ર તે કળી તરફ જોઇ અને તેમાંથી સુગંધનો અંશ જે કાંઇ થોડા ઘણા પવનની લ્હેરથી આવે તેટલાપરજ સંતોષ માની પોતાના આગળ લંબાવેલ હાથો પાછા ખેંચે છે, તેજ પ્રમાણે રણમસ્તખાને તે વખતે કર્યું. તેને આલિંગન આપવા લંબાવેલા હાથ પાછા ખેંચ્યા, અને કોણ જાણે પાછા આગળ જાય નહી તે માટે એકમેકને મજબુત પકડી રાખે તે ધારણાથી હોય નહી તે પ્રમાણે, તેને પોતાની છાતીપર સ્વસ્તિકાકારે રાખ્યા. નેત્રોપર માત્ર તેની હકુમત ચાલી નહી. તે કેમે કર્યાં ત્યાંથી ખસ્યાં નહી, તે તો એક સરખાં તેના મુખ તરફ ખેંચાયલાં રહ્યાં.

આ પ્રમાણે તેની સ્થિતિ થયેલી ધારતાં તેને તે ચમત્કારિક સ્થિતિમાંથી મુક્ત કરવાને જાણે હોય નહી, તેમ તે બોલીઃ-" થયેલું ઋણ ફેડવા ઉપાયો છે એવું આપે કહ્યું તે ખરૂં હોય તો મને તેમાંનો એકાદ ઉપાય સુચવશો; તે મ્હારાથી કરી શકાય એમ હશે તો હું જરૂર કરીશ."

" આપના હાથમાં છે, નથી એમ નથી; પણ એક તો ખરેખર આ ઋણ છેજ નહી; પણ હોય તો પણ તે ફેડવાનો ઉપાય આપના હાથમાં છે છતાં આપનાથી થશે નહી."

" શું મ્હારા હાથમાં હોઇ હું તે કરી શકીશ નહી ? એવો ઉપાય તે કયો ?"

" તે હું કહી શકતો નથી."

" શું ? આપ કહી શકતા નથી ? પછી હું કેમ સમજી શકું ? જો સમજી શકું નહી તો તે મ્હારા હાથથી થશે નહી એમ કેમ ધારી શકું ? મ્હારી તો ઘણી ઇચ્છા છે કે કોઇના પણ ઋણમાં રહેવું નહી."

તે સાંભળી રણમસ્તખાન હસ્યો અને થોડો વખત સ્તબ્ધ ઉભો રહ્યો. પછી ગંભીર મુદ્રા કરી તેના મુખ તરફ જોવા લાગ્યો. પરંતુ તે હવે તેના તરફ જોતી ન હતી; પુનઃ પહેલાં પ્રમાણે જમીન તરફ જોતી પગના અંગુઠાથી જમીનપર લીંટીઓ દોરતી હતી. છેવટે તે બોલ્યોઃ-" સલીમા, બુલબુલ, મ્હારા મનમાં શું છે તે કહી દેખાડવું જોઇએ શું ? મ્હારા મનની કેવી સ્થિતિ થઇ છે, તે તમે સમજી શકયાં નથી શું ? બોલી દેખાડવું જોઇએ એવોજ જો તમારો આગ્રહ હોય તો તેમ કરવાને પણ હું પાછું જોનાર નથી. પણ...પણ...અરે પણ મને...કોઇ આશા હોય, તો હું તેમ પણ કરવા તૈયાર છું."

તે વખતનો તેનો સ્વર સાંભળતાંજ સલીમા ચકીત થઇ, અને એકદમ તેના તરફ જોયું, તો તેની મુદ્રા પણ અતિ વિલક્ષણ દેખાઇ. તેના મનમાં શું છે તે હવે શબ્દથી કહેવાની બિલકુલ આવશ્યતા રહી ન હતી; એટલું

તેનું મન તેની ચર્યા અને સ્વરમાં દ્રષ્ય થયું હતું. અર્થાત તે તે સમજી હતી અને તે આતુર ચર્યા તરફ જોઈ રહી.

તે પહેલાં કરતાં અધિક ઉત્કંઠીત થયો; તે શું બોલે છે, કાંઇ બોલે છે કે નહી, તે જોવા માટે ફીંવા પોતાના પ્રશ્નનું તેના મનપર શું પ્રરીણામ થયું તે જોવા માટે, કે જોઇએ તે કહો, તે માટે તે પણ તેના ચહેરા તરફ એક સરખો જોઇ રહ્યો. પોતાના મનનો હેતુ તે સમજી છે એવું તરત તેના લક્ષમાં આવ્યું અને તેને વધુ બોલવા હિમત આવી. તે લાગલોજ બોલ્યો:—"સ્પષ્ટ બોલવુ જ જોઈએ, એટલે નાઈલાજ થઈ બોલું છું તે બદલ ક્ષમા કરજો. મ્હારૂં સર્વ જીવન આપના ચર્ણે મેં નાંખ્યું છે. સલીમા, તેં જુની ફારસી કવિતાઓ ઘણી વાંચી હશે. કવિ જીવને બુલબુલની ઉપમા આપે છે. મ્હારા આ દેહરૂપ પીંજરાનો બુલબુલ તું કાલથીજ થઇ છે. તું જો મને તજી જઇશ, તો મ્હારો આ દેહ મૃત પ્રમાણે થશે. તું જો મ્હારો સ્વીકાર નહી કરે, આ ત્હારા પીંજરામાં આવી નહી બીરાજે તો આ પીંજરૂં રદ ગણી ફેંકી દેવાને લાયક થશે. મારા હાથથી જે કાંઇ પરાક્રમો, યશ, કીર્તિનાં કાર્યો થવાનાં હશે તે જો મ્હારી બુલબુલ આ પીંજરામાં રહેશે તોજ થશે. હું તને બુલબુલ એ નામથી બોલાવું છું, તે અમસ્તો નથી; ખરેખરા ભાવથી એ નામ આપ્યું છે. તું મ્હારી ખરી બુલબુલ છે. આજ પર્યંત પ્રભા વગરના ચંદ્ર પ્રમાણે મ્હારી સ્થિતિ હતી, હવે તેને પ્રભા મળી. હવે તે હરદમ હરપળે વધતો જઇ તે પ્રભાથી ઉન્નતી થાય એવુંજ વર્તન કરશે."

રણમસ્તખાન આ પ્રમાણે એક સરખો બોલતોજ રહ્યો. સલીમા તદન સ્તબ્ધ રહી હતી. તેને શું બોલવું તે સુજયું નહી. તથાપી પ્રયત્ન કરી બોલી:—"સ્ત્રીઓ કેવળ પરાધીન, નિદાન હું ઇતર સ્ત્રીઓ પ્રમાણે કાલ પર્યંત પરાધીન હતી, પણ આજ હું ઇતર પ્રમાણે પરાધીન નથી. કાલ પર્યંત હું મ્હારા પિતાશ્રીને સ્વાધીન હતી. આજથી હું સ્વતંત્ર થઇ છું. અને..."

વચ્ચેજ રણમસ્તખાન અત્યંત હર્ષથી બોલી ઉઠયોઃ—"પછી બીજું શું જોઇએ? પછી બીજું શું જોઇએ? મ્હારી મનની આશા પૂર્ણ થવાને કાંઇપણ આડખીલી રહીજ નથી."

સલીમા હાથથી તેને અટકવા નિશાની કરતી બોલીઃ—"હું સ્વતંત્ર થઇ એવું કહ્યું ખરૂં, પણ વાસ્તવિક તેમ નથી. હવે મ્હારી સ્વાધીનતા બીજાપર નથી, એટલોજ તેનો અર્થ નથી-તેમાં ઉંડો ભેદ છે. હું આજથી સ્વતંત્ર થઇ એ કહ્યું તે સર્વ રીતે સત્ય નથી."

તે સાંભળી પુનઃ કાંઈ બોલવા તે મ્હોડું ઉઘાડતો હતો ત્યાં હાથથી પુનઃ નીશાની કરી અટકાવતી બોલીઃ—"મ્હારૂં પહેલાં સર્વ બોલવું સાંભળી લ્યો, પછી......"

"હું આપનું સર્વ બોલવું સાંભળી લઉ છું એટલુંજ નહી, પણ તમે એક સરખાં મ્હારી સાથે બોલતાં રહો એવી મ્હારી ઉત્કટ ઇચ્છા છે. અમૃતનો વર્ષાદ થાય, તે અંગપર પડે નહી એવી કોની ઇચ્છા હોય? પણ તે વર્ષાદ શરૂ થવા પૂર્વે તે અમૃતનો થશે કે વિષનો તે તો સમજવું જોઇએ? એક બિંદ પ્રથમ મ્હારા કાનમાં રેડ, તે અમૃતનોજ છે એવી મ્હારી ખાત્રી થવા દે. પછી હું તે વર્ષાદ મ્હારા અંગપર લેવા તૈયાર છું. એકજ, અરે માત્ર એકજ, શબ્દ 'હા!' કિંવા 'ના.'"

તે સાંભળી સલીમા હસી અને બોલીઃ—"મને હવે સ્વસ્થપણે બોલવા દો, એટલે સર્વ ખુલાસો થશે."



# પ્રકરણ ૨૫ મું.

## પ્રતિજ્ઞા.

"બ્હોત સો ચુકે, અબ તો જાગો,
ઔર તનીક તો દેખો–"
ભાદરવે ભેંશ પુંછ લે નહી, પુંછ લે તો મરે ?
મરદ વેણુ બોલે નહી, બોલે તો પળે.

સલીમા હસી, અને ગત પ્રકરણમાં કહેલ વાક્યો બોલી ખરી, પરંતુ તે વાક્ય મુખમાંથી બ્હાર પડયાં ન પડયાં ત્યાં લાગલું તેના મુખપરનું હસવું બદલાયું અને ત્યાં તે સ્થળે ઘણું ગાંભીર્ય–માત્ર ગાંભીર્ય નહી પણ તે ગંભીરપણામાં સંતાપ યુક્ત ખેદનું મિશ્રણ દેખાવા લાગ્યું. તેના વિસ્તીર્ણ ભાલ પ્રદેશપર આંટીઓ દેખાવા લાગી, તેનાં ભવાં સંકુચીત થયાં, અને તેથી તે વિશાળ નેત્રો પણ સંકુચીત અને ત્રસ્ત થયા પ્રમાણે દેખાવા લાગ્યાં. તેજ પ્રમાણે તેના મુખપર નિશ્ચયપણું દેખાવા લાગ્યું. આ સર્વ ચિન્હો જોઇ રણમસ્તખાન અતિ ચકીત થયો, અને કાંઇ બોલવા જતો હતો ત્યાં તેજ બોલી:–

"નવાબ સાહેબ, હું યઃકશ્ચિત માણસની પુત્રી છું. કોઇ બાદશાહની શાહજાદી કિંવા સ્વર્ગની દેવી નથી. પણ મ્હારૂં બીરદ મને એ બેઉ કરતાં વધુ પ્રિય છે. કાલ એક હીંદુ રાજાએ ભર દરબારમાં સર્વ પુરૂષો વચ્ચે મ્હારી લજ્જાનું હરણ કર્યું, એટલુંજ નહી પણ નીચ આજ પુનઃ મને ત્રાસ દેવા–મ્હારૂં પુનઃ હરણ કરવાના હેતુથી અહીં આવ્યો હતો. તે પ્રથમ બંગલામાં આવ્યો. મારાપર નજર રાખી; હું કુંજમાં આવી છું એવી બાતમી મેળવી અને મ્હારી પાછળ પાછળ આપને લઇને અહીં આવ્યો. સર્વ

કુંજભર તે દુષ્ટે મ્હારૂં-એકાદ હરણીનો શીકાર કરે તેમ-શીકાર ચલાવ્યું. હું જો તેને દેખાઇ હોત તો તેણે શું કર્યું હોત તે કહી શકાતું નથી. તેની સામે હું બુરખો કાઢી ઉભી ત્યારથી તેનું દેહભાન નાહીસું થયું હોવું જોઇએ. નહી તો આ પ્રકારે તે પોતાના નગરમાંથી નીકળી અહી આટલો વહેલો-તદ્દન સવારના પહોરમાં આવ્યો ન હોત. આટલો વહેલો અહી આવવાને કેટલી વ્હેલી રાત્રીએ તે નિકળ્યો હશે તેનો વિચાર કરો. જો મ્હારા સંબંધી તેનો દુષ્ટ હેતું ન હોય તો આટલો વ્હેલો આજને આજ કેમ આવ્યો ? આવ્યો તો આવ્યો. તેણે આપને શા માટે આવ્યો હતો તે કહ્યું કે? અને આવીને શું કર્યું ? આપને કાંઇ કલ્પના છે? હવે આ દુષ્ટ કેટલી બધી મુસલમાની સ્ત્રીઓની લજ્જા હરશે? અને અમારા બાદશાહો આ કેટલા દિવસ ચાલવા દેશે? તમે મર્દો જ્યાં સુધી આ વાતો ચુપચુપ સહન કરતા રહેશો ત્યાં સુધી અમારા જેવી દીન હીન હરણીઓપર એ વરૂઓ આમજ હલ્લા કરતા રહેશે. જુવો જુવો, આજ એ આવ્યો કે નહી મ્હારી પાઠોપાઠ? કોણ જાણે, આપ એની સાથે આવ્યા ન હોત તો તેણે મ્હારો સવાર પ્રમાણે પીછો પકડી મને પકડી હોત, અને કયારનીએ કોણ જાણે કયાં ઉપાડીએ ગયો હોત! તે એકલોજ આવ્યો હશે એવી તમારી સમજ હશે, પણ બ્હાર કેટલા માણસ આ કામ માટે લાવી છુપાવ્યા હશે તેનો કાંઇ તમને ખ્યાલ છે? તેની તમે કાંઇ તપાસ કરી છે? નહીજ. તમે અહીં આવી રહ્યા તે પછી આટલા દિવસોમાં જે કાંઇ માહિતી તમને મળી નથી તે હું તમને કહું છું, સાંભળો. આ જ કુંજવનમાં કેટલાંક વર્ષ પૂર્વે મ્હારા જેવીજ એક ગરીબ હરીણીને આ જ વરૂએ લાવી રાખી તેના આયુષ્યનું સત્યાનાશ કરી નાખ્યું હતું, અને આજ આટલું વય થયું છતાં પુનઃ તેવુંજ દુષ્ટ કૃત્ય કરવા માટે તે કામાંધ અહી આવ્યો. બીજો એનો હેતુ શું હોય? બોલો તમારી શું કલ્પના છે? હું સ્પષ્ટ રીતે બોલું છું તે બદલ ક્ષમા કરજો. હું કાલે દરબારમાં બુરખો કાઢી ઉભી ત્યારથીજ મેં સર્વ લજ્જા ફેંકી દીધી છે. હવે જો કોઇ આ દુષ્ટનું પારીપત્ય

કરશે અને જે રાજ્યમાં આવી રીતે સ્ત્રીઓની લજ્જા હરણ થાય છે તે રાજ્ય સમુળગું નષ્ટ કરી નાખશે, તેનેજ મને બુરખો ઘાલવાનો અધીકાર ! ”

આટલું બોલી તે અટકી. રણમસ્તખાન અતિ ચકીત થયો. રામરાજાનું સવારેજ આવવાનું કારણ આ હશે એ તેના મનમાં બિલકુલ આવ્યું ન હતું. પરંતુ તેના તે બોલવાપરથી તેની આંખ ખુલ્યા પ્રમાણે થયું. તેનું બોલવું તેને અક્ષરશઃ ખરૂં લાગ્યું. અરેરે કેવી ભુલ ! પોતે કેવો મૂર્ખ ! આટલી સંહેલી વાત પણ લક્ષ્યમાં ન આવી ! રામરાજાનું સવારનું ચમત્કારિક વર્તન, ગાંડા પ્રમાણેનું ભ્રમણ એ હવે તેને બરાબરજ લાગ્યાં. તે એને પકડી લઇ જવા ખાસ આવ્યો એવી ખાત્રી થઇ અને સંતાપ્યો. આ સંતાપ માત્ર રામરાજાપર હતો એમ ન હતું, પણ તેના પોતાપર પણ હતો. પોતે મૂર્ખ, આંધળો, એમ લાગી આવવાથી સંતાપ્યો અને તે સંતાપથી લાલ થયો. તેના ઓઠ થરથરવા લાગ્યા. શું કરૂં અને શું ન કરૂં એવું તેને થયું, અને કાંઇ બોલવાના હેતુથી તેના તરફ જોવા લાગ્યો. ત્યાં તેની અવસ્થા તો તેને અતિ વિલક્ષણ દેખાઇ. તેના ડોળામાંથી એક સરખાં અશ્રુ વ્હેતાં હતાં, પણ પોતાનાપર ખાનની નજર પડતાં તેણે અશ્રુ લુછયાં અને બોલીઃ—

“હું યઃકશ્ચિત સ્ત્રી, મને પકડી મ્હારી વિટંબણા કરી હોત એમાં કાંઇ વિશેષ નથી. આવી મ્હારી કેટલીએ ગરીબ બ્હેનોની એ ચંડાળે આજ પર્યંત વીટંબણા કરી હશે ! એકની તો આ જ કુંજમાં કરી છે, એવું મેં સાંભળ્યું છે.”

“ પણ એનો અર્થ શું ? એનો અર્થ એજ કે અમારાં જેવાંઓનો ત્રાતા કોઇ નથી. સર્વ મુસલમાની રીયાસતોમાં એનો પારીપત્ય કરનાર–અમારા જેવીની લજ્જા રાખનાર–વીર આજ મીત્તીએ નથી, એજ અર્થ એનો, બીજો શું અર્થ હોય ? અને આવોજ અર્થ છે, તો અમે અમારો જન્મ આમજ કેમ ગુમાવીયે ? અંગમાં તાકાદ હોય તો અમે અમારૂં

રક્ષણ કરી લઇએ; નહી તો અમારો દેહ ક્યાં નદીમાં, તળાવમાં કિંવા કુંવામાં નાખીએ. તેમ ન બને તો તે વરૂની ખાઇમાં જઇને પડીયે. મેં એવોજ નિશ્ચય કર્યો છે. હવે વિવાહ—લગ્ન કરવાંજ નહી. કારણ લગ્ન કરવા લાયક કોઇજ દેખાતો નથી ! આ દેશ છોડી ક્યાંઇ પણ અલ્લાતાલાનું ભજન કરવામાં નિર્વિઘ્ને એક ધ્યાને કાળ જાય એવા દેશમાં જવું. એજ મ્હારો નિર્ધાર—એજ મ્હારી પ્રતિજ્ઞા. હું તો માત્ર એક અદના ઓરત છું, પરંતુ મ્હારામાં જો કાંઈ કર્તબગારી હશે, તો આજ ઉપદેશ મ્હારા જેવી અન્ય કન્યાઓને કહીશ. હવે હું સ્વતંત્ર છું. મ્હારૂં દાન લેવાને કોઇ પુરૂપ સમર્થ નથી. દાન લેનારને તો તે દાન સંભાળવાનું સામર્થ્ય હોવું જોઇએ...”

થયું, તેના બોલવાની પરમાવધી થઇ. તેણે એકઠું કરેલ સર્વ ધૈર્ય પૂર્ણ થયું. હવે તે ઝાડના થડને ટેકી ઉભા રહેવા જેટલું પણ બળ તેન રહ્યું નહી. તે એકદમ નીચે બેઠી અને મૂર્છા આવી પડે છે એવું દેખાયું. પરંતુ તેને પકડવાનું ભાન રણમસ્તખાનમાં ન હતું. એકાદા અપરાધીની જેરબંદથી ફટકાવ્યાથી જે સ્થિતિ થાય છે તેવી તેની સ્થિતિ થઇ હતી. તેના શબ્દોના વાક્બાણોથી તે કેવળ શૂન્યચિત્ત થયો. તેને બધીરપણું આવ્યું, તેના પ્રત્યેક શબ્દો તપાવેલા સળીયા પ્રમાણે તેના હૃદયમાં ચરચર કરતા ઉંડા જઇ બેઠા અને તેથી તે દેહભાન વિસર્યો. તેના સર્વાંગનો ભડકો થયા પ્રમાણે તેની સ્થિતિ થઇ. અંતે તે એટલુંજ બોલ્યો:—“ ઠીક છે. આજ તેં મ્હારી આંખો ઉઘાડી. જો મ્હારામાં કાંઇ પાણી હશે તો તે દુષ્ટનું હું પુરેપુરૂં પારીપત્ય કરીશ. મ્હારા ભાલાપર તે દુષ્ટનું મસ્તક ઉંચકી ત્હારા પગપર મુકીશ. તેના આ રાજ્યનો પૂર્ણ નાશ કરીશ, તોજ પુનઃ તારા પાણીગ્રહણની વાત કાઢીશ. ત્યાં સુધી તું છે તેમજ રહેજે. જો આ શબ્દો મ્હારા હાથથી હું પૂર્ણ કરેલા એક વર્ષમાં દેખાડું નહી તો તને મુખ દેખાડીશ નહી અને કુતરાને મોતે મરીશ. હવે તને જોઇએ ત્યાં જા. અહીં રહીશ,—મ્હારાં માતુશ્રી પાસે રહીશ તો ઘણું સારૂ—જોઇએ ત્યાં રહે, પુનઃ

ત્હારી પાસે તે દુષ્ટનું મસ્તક ત્હારા પગપર લાવી મુકયા વગર આ સંબંધે વાત કાઢીશ નહી.”

આટલું બોલી તે ત્યાંથી ચાલતો થયો. સલીમા સાવધ છે કે મુર્છાની સ્થિતિમાં પડી છે, એ જોવા સુદ્ધાં તેના મનમાં આવ્યું નહી, એટલો તે સંતાપથી અંધ થયો હતો. અહી સલીમાએ તેનું, તે નિર્ધારનું, બોલવું પૂર્ણ સાંભળ્યું હશે કે નહી તે કોણ જાણે. તે ખરેખર મુર્છીત થઇ પડી હતી. તે તો તેમજ નીકળી ગયો. પરંતુ તે એકાદ વલણ વળી ગયો હશે, ત્યાં એક સ્ત્રી પાછળની ગીચ વૃક્ષરાજીમાંથી આગળ આવી, અને ત્યાંથી પસાર થએલા રણમસ્તખાન તરફ સચિંત મુદ્રાથી જોઇ રહી. તે સ્ત્રી સાધારણ વૃદ્ધ દેખાતી હતી, પરંતુ ઐન મુગ્ધાવસ્થામાં તેના સૌંદર્યનાં મુખ્ય લક્ષણો તેનાપર જેવાં ને તેવાં તો નહી, તદ્દાપી ઘણે અંશે દેખાતાં હતાં. મનુંષ્યની ચર્યા વિકારથી નિરાળી છકારની દેખાય છે; પરંતુ જે વિકારથી ઘણા દિવસ તેનું અંતઃકરણ વ્યાપ્ત હોય. તે વિકારની છાયા પોતાનું થાણું તેની ચર્યાપર બેસાડયા વગર રહેતી નથી. તેમાં આ સ્ત્રીની ચર્યાપર, કૃતિપર, હીલચાલપર, ચિંતા અને ખેદનો કાયમનો શીકકો બેઠેલો સ્પષ્ટ દેખાતો હતો. તે સ્ત્રી સલીમા પાસે આવી અને તેને ઢંઢોળતી બોલીઃ–“વ્હાલી, તું આવા વિલક્ષણ વખતે અહી કેમ પડી ? તને તાપ લાગીને આ સ્થિતિ થઇ નથીના ? બોલાવું કોઇને ? ભળતેજ વખતે અહી શા માટે આવી ? ત્હારા જેવા નાજુક પુષ્પને આવા તાપમાં આવવાનો આ વખત નથી. ગાંડી ક્યાંની ! ઉઠ, ચાલ ઉઠ.”

તે સ્ત્રીના મૃદુ પ્રેમના શબ્દો કાને પડયાથી કહો કિંવા તેનાથી પણ અધિક મૃદુ સ્પર્શથી કહો, સલીમા એકદમ ભાનપર આવી અને “કોણ, મા સાહેબ ? આપ આવ્યાં અને...” આગળ કાંઇ શબ્દો તેની જીભપર આવ્યા હતા તે તેમજ દાબ્યા અને અટકી. પુનઃ તે બોલી. “આપ ક્યારે આવ્યાં ? મને શોધવા આવ્યાં ? મ્હારાપર આપનો આટલો પ્રેમ કેમ બેઠો ?

મ્હારો પણ આપપર આટલો પ્રેમ કેમ વારૂ? આપ જનેતા પ્રમાણે-અરે તેથી વિશેષ પ્રેમથી મ્હારી સાથે વર્તો છો અને હું પણ આપને માતુશ્રી કરતાં વિશેષ માનુ છું. હું આટલો વખત શું કરૂં છું તે જોવા આવ્યાં? બીજી કોઇને કેમ ન મોકલી? હું સહજ અહીં આવી. આપનું જપનું કામ પૂરૂં થાય ત્યાં સુધી ફરવાના હેતુથી આવી. ફરતી ફરતી થાકી અહી આવી બેઠી. જરા પડી ત્યાં આંખ મીંચાઇ. બીજું કાંઇ નથી."

આ સર્વ તેનું બોલવું કૃત્રિમ હતું, કાંઇ પણ વાત છુપાવવા માટે હતું, એ તે ચાણાક્ષ સ્ત્રીએ જાણ્યું. પરંતુ તે પોતે જાણ્યું છે એવું દેખાડવાની ઇચ્છા ન હતી તેથી બોલીઃ-"તે ખરૂં. પણ આમ એકલા આવવું નહી. આવા તાપ વખતે તો આવવુંજ નહી. આ ત્હારી કેવી સ્થિતિ થઇ છે? જોને? ઉઠ, ઉઠ, હાથ પકડી તને લઇ જાઉં. મ્હોઢું કેટલું લાલ લાલ થયું છે! અને આ શું? અશ્રુ? અહીં આવી શું એકલી રડતી બેઠી હતી? હા, ત્હારી આંખોજ કહી આપે છે ને! તને જલદી ત્હારે ઘેર જવું છે? જવું છે તો હમણાંજ ત્હારા નવાબ સાહેબને કહું છું, ત્હારી રવાનગી કરવા-એમાં વાર શી!"

"છે, છે, છે." સલીમા વચ્ચેજ બોલી. "એવું બીલકુલ નથી, મને તો આપના ચર્ણો છોડી હવે ક્યાંએ જવું નથી. હું તો હવે આપના ચર્ણોની સેવા કરતી આપ પાસેજ રહીશ. અહીંથી ખસનાર નથી. મ્હારા લોકો જો બલજબરીથી લઇ જશે તો પ્રાણ આપીશ."

"છટ છટ, ગાંડી ક્યાંની? એવું બોલાયે નહી, આ શું બોલવું? ગાંડી તો નથી થઇ ના! લોકો શું કહેશે!"

"જોઇએ તે કહે-મને પરવા નથી. આપને પુત્રી નથી તો હુંજ આપની પુત્રી. આપની સેવામાં રહીશ-મ્હારી સાથેના માણસોને હું મ્હારો નિશ્ચય જણાવી મ્હારી માસીબા પાસે મોકલી આપીશ-પછી જે થશે તે જોવાશે. બાકી હું તો કાળાંતરે પણ અહીથી જનાર નથી. ચાલો, હું

આપ સાથે હવે આવું છું. મ્હારો હાથ પકડવાની કશીએ જરૂર નથી. ચાલો.”

એમ કહી એકદમ ઉઠી અને ચાલવા લાગી. તે આગળ અને મા સાહેબ પાછળ. બેઉની ચર્યાપર હવે તો તો પુરતી સમાધાનીની છટા દેખાઇ. સલીમાની ચર્યાપર તે ઘણી સ્પષ્ટ દેખાઇ. માસાહેબની ચર્યાપર દેખાઇ ન દેખાઇ અને પુનઃ નષ્ટ થઇ.



# પ્રકરણ ૨૬ મું.

## મા સાહેબે કોને જોયો.

शोकशंकुं मर्माणि कृन्तन्नपि किन्न सोढः

અર્થ—“ મર્મને કાપતાં શોક શંકુને પણ મ્હેં શું વેઠયો નથી ?” ( ભવભુતી. )

મા સાહેબ અને સલીમા કુંજવનમાંથી નીકળી બંગલાની પાયરીઓ સુધી આવ્યાં. સલીમા હવે તાપના ત્રાસથી ઘણી તૃપ્ત થઇ હતી. તેનાથી હવે બહાર રહેવાય નહી કહો કિંવા સવારથી થયેલા પ્રસંગે લાવેલ તેના અંગનું બળ હવે શીલ્લક રહ્યું નહી તેથી કહો, પણ તેને હવે એવું થયું હતું કે હવે એક વખત કયારે ઘરે પહોંચી સ્વસ્થ પડીયે. તે પાયરીઓ ચઢવા લાગી પણ હવે તે કયારે પુરી થશે એવું તેને થયું. તેણે હવે પાછળ ફરી જોયુંજ નહી. જેમ તેમ પાયરીઓ ચઢી પુરી કરી અને મા સાહેબના અંતઃપુરમાં ગઇ. મા સાહેબ તેની પાછળ જ હતાં. પણ તેનું ચિત્ત હવે તેના તરફ નહોતું, બીજાજ કાંઇ ગંભીર વિચારમાં ગુંથાયું હતું.

મા સાહેબની ચર્યા એવા પ્રકારની હતી કે તેના બદલ આદરમાન શિવાય બીજો કોઇ પણ વિકાર તેના તરફ જોનારના મનમાં ઉપજે નહી. આથી અને મા સાહેબની એકંદર ચારીત્ર્યની પવિત્રતાથી જેના તેના મનમાં તેના વિષે માન હતું, તેના પદરનાં માણસોમાં તો તે મહાયોગીની, તપસ્વીની લાગતીજ. પરંતુ પ્રસંગોપાત તેને જે જુવે તેના મનમાં પણ તેજ પરિણામ થતું. તે કાંઇ વિચાર કરતી પાયરીઓ પાસે આવી, અને તેની આગળ ધીમેથી ચાલતી સલીમા ઝટઝટ પાયરીઓ ચઢી નીકળી ગઇ. પરંતુ તે શાંતપણે ધીમે ધીમે ચઢવા લાગી. તે હજુ પાંચ સાત પાયરીઓ ચઢી

હશે ત્યાં તેની વૃદ્ધ દાસી ઉપરથી ઝટઝટ નીચે આવી તેના કાનમાં કાંઇ કહ્યું. તેણે શું કહ્યું તે ઇશ્વર જાણે, પણ મા સાહેબની ચર્યાપર એકદમ આશ્ચર્યની છટા એટલી આવી, કે આજ કેટલાં વરસો થયાં તેવી આવી ન હતી. કેવળ ચિંતાયુક્ત ગાંભીર્ય શીવાય જે ચર્યાપર કયારે પણ કાંઇ વિકૃતિ દેખાય નહી, તેજ ચર્યાપર આજ એક ક્ષણમાં આશ્ચર્યે એટલો ફરક કર્યો કે, જાણે કેમ બીજો એક મુખવટો ચઢાવ્યો હોયની! જે પાયરીપર તે ઉભી હતી ત્યાંજ તદ્દન સ્તબ્ધ ઉભી રહી, અને તેના મુખમાથી એકદમ " શું કહે છે ? કયાં છે તે ? " એવા ઉદ્ગાર બહા પડયા.

"અહીંજ, અહીંજ સવારેજ તે ભ્રમિત જેવો આવ્યો, અને આપણા સીપાઇઓએ તેને પકડી રાખ્યો છે. સવારેજ તેઓ તેને અહીં લાવ્યા હતા. પણ રામરાજા તેજ વખતે આવ્યાથી પાછો લઈ જઈ પુરી રાખ્યો. પુનઃ હમણાંજ તેને ખાનસાહેબ પાસે લઈ આવ્યા હતા. પરંતુ " તેને એમજ પુરી રાખો, પછી જોશું, એવો હુકમ થવાથી પાછો લઇ ગયા. પાછો લઇ જતી વખતે સહજજ તે મ્હારી નજરે પડયો, અને હું એકદમ ચકીત થઇ આગળ જઈ તેને બરાબર જોનાર હતી, પણ અત્યારે જ શું કરવા, એવું મનમાં લાવી આગળ ગઇ નહી. બાકી તેજ એ. એ બદલ મ્હારા મનમાં રજ પણ શંકા નથી."

તે વૃદ્ધ દાસી આ પ્રમાણે બોલતી હતી. પરંતુ મા સાહેબનું તેના બોલવા તરફ લક્ષ હોય એવું દેખાયું નહી. તેની ચર્યાપરની આશ્ચર્યની છાયા પાર નાહીસી થઇ. અને પુનઃ ચિન્તા અને ગાંભીર્યે પોતાની હમેશની છાપ બેસાડી. આવી રીતે ઐન ભર તાપમાં પાયરીપર તેઓ ઉભાં હતાં, ત્યાં એક ચમત્કારિક પ્રસંગ બન્યો. તે સવારેજ કુંજવનના પહેલા દરવાજામાં ઘુસેલો અને પહેરેગીરોએ પકડેલો તે કાળો ભીલ્લ પુરૂષ તે પાયરીઓ તરફ પુર વેગથી દોડતો આવતો હતો અને તેની પુંઠે સીપાઇઓ એકસરખા તેને પકડવા દોડતા આવતા હતા.

મા સાહેબની દ્રષ્ટિ તે માણુસ તરફ જતાંજ એવો ચમત્કાર થયો, કે, તે એકદમ સ્તબ્ધ થઇ થંભી ઉભો રહ્યો. તેનાં નેત્રો વધારે વિસ્તરાયાં અને તેવાંજ ખુલ્લાં રહ્યાં. તેનો એક હાથ કાંઇ વિચારથી આગળ આવેલો હતો, તે તેમજ આગળનો આગળ રહ્યો. એક જાદુગરે એકાદા માણુસપર મંત્ર કરી તેને પથ્થરનો પુતળો બનાવ્યો હોય તે પ્રમાણે મા સાહેબની સ્થિતિ થયલી દેખાઇ. હવે ક્ષણભરમાં તે માણુસ તેની છેક સન્નિધ આવનાર હતો, ત્યાંજ તેની પુઠે લાગેલા સીપાઇઓએ તેને પકડયો અને મજબુત પકડયો. આ જોતાંજ મા સાહેબની વૃત્તિ એકદમ બદલાઈ. તેણે એકદમ તેને છોડવા હુકમ કર્યો. તેમણે તેને છોડયા પછી, " તેને મ્હારા ખંડમાં લઇ આવો. તેની હું તપાસ કરીશ." એવો આદેશ ગંભીર અવાજે કર્યો.

તે સાથેજ એક સીપાઇ આગળ આવતો હાથ જોડી બોલ્યોઃ—" મા સાહેબ, આ ઇતર ભીક્ષુક પ્રમાણે આવેલ માણુસ નથી. એની વૃત્તિ કાંઇ નીરાળી જ છે. એ મુંગો છે પણ ઇતર મુંગાઓ કરતાં એની રીત કાંઇ જુદીજ છે. તે સાંભળે છે, આપણે શું બોલીએ છીયે તે સમજે છે, એવી અમારી પુર્ણ ખાત્રી છે. ત્યારે એ મુંગો છે કે ગાંડો છે, કે લુચ્ચો લબાડ છે, તે કાંઈ સમજાતુ નથી. આપને દુરથી તેણે જોયાં તે સાથે અમારા હાથથી છટકી જે દોડયો છે તે પુછો નહી વાત. એ આપના અંગપર ધસી જાય છે એવું લાગતાં અમે તેની પુઠે પડયા. એ કોઇ પણ લુચ્ચો સેતાન છે એવી અમારી પુરી ખાત્રી છે. તેની અને તે હીંદુ રાજાની ઓળખ હોય એમ દેખાયું. તેની અને એની વચ્ચે નેત્રોથી જાણુ પીછાણુ થઇ...... "

મા સાહેબ અને તેની વૃદ્ધ દાસી તેનું બોલવું તટસ્થ રીતે સાંભળતાં હતાં; મા સાહેબ તેનું બોલવું વચ્ચે અટકાવી, અને મુદ્રા પ્રમાણેજ ધીર અને શાંત સ્વરથી તે માણુસ તરફ જોતાં, પરંતુ સીપાઇઓને ઉદ્દેશીને

હશે ત્યાં તેની વૃદ્ધ દાસી ઉપરથી ઝટઝટ નીચે આવી તેના કાનમાં કાંઈ કહ્યું. તેણે શું કહ્યું તે ઈશ્વર જાણે, પણ મા સાહેબની ચર્યાપર એકદમ આશ્ચર્યની છટા એટલી આવી, કે આજ કેટલાં વરસો થયાં તેવી આવી ન હતી. કેવળ ચિંતાયુક્ત ગાંભીર્ય શીવાય જે ચર્યાપર ક્યારે પણ કાંઈ વિકૃતિ દેખાય નહી, તેજ ચર્યાપર આજ એક ક્ષણમાં આશ્ચર્યે એટલો ફરક કર્યો કે, જાણે કેમ બીજો એક મુખવટો ચઢાવ્યો હોયની! જે પાયરીપર તે ઉભી હતી ત્યાંજ તદન સ્તબ્ધ ઉભી રહી, અને તેના મુખમાથી એકદમ "શું કહે છે? ક્યાં છે તે?" એવા ઉદ્ગાર બહા પડયા.

"અહીંજ, અહીંજ સવારેજ તે ભ્રમિત જેવો આવ્યો, અને આપણા સીપાઇઓએ તેને પકડી રાખ્યો છે. સવારેજ તેઓ તેને અહીં લાવ્યા હતા. પણ રામરાજા તેજ વખતે આવ્યાથી પાછો લઈ જઈ પુરી રાખ્યો. પુનઃ હમણાંજ તેને ખાનસાહેબ પાસે લઈ આવ્યા હતા. પરંતુ "તેને એમજ પુરી રાખો, પછી જોશું, એવો હુકમ થવાથી પાછો લઇ ગયા. પાછો લઇ જતી વખતે સહજજ તે મ્હારી નજરે પડયો, અને હું એકદમ ચકીત થઇ આગળ જઈ તેને બરાબર જોનાર હતી, પણ અત્યારે જ શું કરવા, એવું મનમાં લાવી આગળ ગઇ નહી. બાકી તેજ એ. એ બદલ મ્હારા મનમાં રજ પણ શંકા નથી."

તે વૃદ્ધ દાસી આ પ્રમાણે બોલતી હતી. પરંતુ મા સાહેબનું તેના બોલવા તરફ લક્ષ હોય એવું દેખાયું નહી. તેની ચર્યાપરની આશ્ચર્યની છાયા પાર નાહીસી થઇ. અને પુનઃ ચિન્તા અને ગાંભીર્યે પોતાની હમેશની છાપ બેસાડી. આવી રીતે ઐન ભર તાપમાં પાયરીપર તેઓ ઉભાં હતાં, ત્યાં એક ચમત્કારિક પ્રસંગ બન્યો. તે સવારેજ કુંજવનના પહેલા દરવાજામાં ઘુસેલો અને પહેરેગીરોએ પકડેલો તે કાળો ભીલ્લ પુરૂષ તે પાયરીઓ તરફ પુર વેગથી દોડતો આવતો હતો અને તેની પુઠે સીપાઇઓ એકસરખા તેને પકડવા દોડતા આવતા હતા.

આ સાહેબની દ્રષ્ટિ તે માણસ તરફ જતાંજ એવો ચમત્કાર થયો, કે, તે એકદમ સ્તબ્ધ થઇ થંભી ઉભો રહ્યો. તેનાં નેત્રો વધારે વિસ્તરાયાં અને તેવાંજ ખુલ્લાં રહ્યાં. તેનો એક હાથ કાંઇ વિચારથી આગળ આવેલો હતો, તે તેમજ આગળનો આગળ રહ્યો. એક જાદુગરે એકાદા માણસપર મંત્ર કરી તેને પથ્થરનો પુતળો બનાવ્યો હોય તે પ્રમાણે આ સાહેબની સ્થિતિ થયલી દેખાઇ. હવે ક્ષણભરમાં તે માણસ તેની છેક સન્નિધ આવનાર હતો, ત્યાંજ તેની પુઠે લાગેલા સીપાઇઓએ તેને પકડયો અને મજબુત પકડયો. આ જોતાંજ આ સાહેબની વૃત્તિ એકદમ બદલાઈ. તેણે એકદમ તેને છોડવા હુકમ કર્યો. તેમણે તેને છોડયા પછી, "તેને મ્હારા ખંડમાં લઇ આવો. તેની હું તપાસ કરીશ." એવો આદેશ ગંભીર અવાજે કર્યો.

તે સાથેજ એક સીપાઇ આગળ આવતો હાથ જોડી બોલ્યોઃ-"આ સાહેબ, આ ઇતર ભીક્ષુક પ્રમાણે આવેલ માણસ નથી. એની વૃત્તિ કાંઇ નીરાળી જ છે. એ મુંગો છે પણ ઇતર મુંગાઓ કરતાં એની રીત કાંઇ જુદીજ ર. છે. તે સાંભળે છે, આપણે શંકા લીધી છીયે. તે મસ્ટેપરં નાખી અમાક ધ્રુસ્કે મોકળું મુકી રડવા લાગી. તેના મનમાં તે વખતે શું વિચાર છોલ્યા હશે, શું યાદદાસ્તો તેના મનમાં આવી હશે તેની તેનેજ ખબર! તેણે ખાટલાપર અંગ નાંખી મ્હોડું તકીયામાં દાબી શોક ચલાવ્યો હતો. પોતાની આ સ્થિતિ કોઇ જોતું હશે, એ સંશયજ મનમાં ન હોવાથી આત્મસંયમન કરવા કાંઈ કારણુજ રહ્યું ન હતું. થોડા વખતમાં વેગ સમતો પાહજીકપણે તે સ્વસ્થ પડી. પરંતુ તેણે પોતાનું મુખ ઉંચું કર્યું નહી કે આંખ ઉઘાડી નહી.

તેની એવી પૂર્ણ સમજ હતી કે પોતાની આ સ્થિતિ કોઇએ પણ જોઇ નથી. પરંતુ વસ્તુ સ્થિતિ તેવી ન હતી. તેજ ખોલીમાં આ વખતે તેની તે અવસ્થા જોનાર એક વ્યક્તિ હતી. સલીમા તેની આગળ જ

નીકળીને એના પ્રમાણેજ તેજ ખોલીમાં આવી એક ખુણામાં એક ખાટલાપર એવીજ તેના પ્રમાણેજ શોક કરતી અગર વિચાર કરતી પડી હતી. માસાહેબ તે ખોલીમાં આવ્યાં તે તેણે જાણ્યું હતું. તેણે દ્વાર ખોલ્યાં, પાછાં બંધ કર્યાં તે આંખ ન ઉઘાડતાં તેણે જાણ્યું. પરંતુ પોતા પાસે તે આવે ત્યાં સુધી પોતે અહીંજ છે એવું તેને જણાવવું નહી એવું તેના મનમાં આવ્યું તેથી કહો, કિંવા તે પોતાના શોકાવેગ કે અસ્વસ્થતાના તડાકામાં હજુ હતી તેથી કહો, પણ તેને પોતે અહીં છે એવું માસાહેબને જણાવવું નહી એવું લાગ્યું. પરંતુ માસાહેબના ધ્રુસ્કાં બહાર પડયાં અને એકદમ તેણે પોતાનું અંગ ખાટપર નાખ્યું ત્યારે તેણે આંખો ખોલી જોયુ, અને એટલી ચકીત થઇ કે, તેનો શોક વેગ કિંવા વિચાર જે કાંઇ ચાલ્યા હતા તે એકદમ અટકી ગયા ! તે એકદમ બેઠી થઇ અને માસાહેબ તરફ જોવા લાગી. આ જ માસાહેબ શું ? એવી તેને શંકા આવી. તે ઉઠી તેની પાસે જઈ શું થયું તે પુછનાર હતી, પરંતુ લાગલો ખ્યાલ આવ્યો કે કદાચ તેમ કરવાથી તેને ઠીક લાગશે નહી. તેથી તે તેવીજ ચકી નજરે તેને જોવા લાગી. તેના મનની વિલક્ષણ ચળવિચળ થઇ.

આ સ્ત્રીને–માસાહેબને કાંઇપણ વિલક્ષણ દુઃખ થયું હશે. આજ પર્યંત એણે અનેક દુઃખ સોસ્યાં હશે, જે દુ.ખો સોસ્યાં હશે તેનું આજ એકદમ સ્મરણ થયું હશે અને તેથી આ શોકાવેગ બ્હાર પડયો હશે એવું તેના મનમાં આવ્યું. તે હવે પોતાના વિચાર વીસરી જઇ એકસરખી માસાહેબ તરફ જોઇ રહી. માસાહેબ ઉપર કહ્યા પ્રમાણે કેટલો વખત સ્વસ્થ પડયાં, અને અંતે ઉઠી ઉભાં રહ્યાં. તેનો શોકાવેગ કમી થયો. તેનો વિવેક પુનઃ પૂર્વ સ્થિતિપર આવ્યો. રૂમાલથી મુખ લુછ્યુ. કેશ વિખરાયા હતા તે સમા કર્યા અને એક સુસ્કારો નાંખ્યો.

હવે આગળ જાઉ કે ? એવો વિચાર પુનઃ સલીમાને આવ્યો. પુનઃ મનમાં આવ્યું કે અત્યાર લગણ તેમણે મને જોઇ નથી, અને દ્વાર ઉઘાડવા

જતાં આપોઆપ કદાચ મને જોશે. તે જોશે પછી જે બોલશે તે પ્રમાણે ઉત્તર દેવાશે. જો ન જોતાં બહાર જશે, તો હું અહીં હતી તે જણાવવુંજ નહી. જો જોશે તો મ્હેં શું શું જોયું તે ખરેખરૂં કહી દઇશ.

આવી તેના મનની ત્રેધા ચાલી હતી. એટલામાં બાસાહેબ દરવાજા પાસે જવા લાગ્યાં; ત્યાં એકદમ જેની નજર સલીમાપર પડી. તેની નજર પડતાંજ તે એકદમ વિદ્યુતનો ધક્કો લાગ્યા પ્રમાણે છક્ક થઇ એકદમ સ્તબ્ધ–તેના તરફ વિલિક્ષણુ ટક લગાડી જોતાં સ્તબ્ધ–ઉભાં રહ્યાં !



# પ્રકરણ ૨૭ મું.

## રવાનગી.

લાગી દુઃખની લાય,
ઓલાયે નહીં ફરમાં;
સુખ કુંપળ લય થાય,
વ્હાલા ક્યાં વદવું હવે.



પૂછો ચાહી ચકોરને,
પૂછો જળચર કાય;
કાંતો પૂછો કમળને,
સ્નેહી વિના શું થાય.



અમે પરદેશી પાન,
વાને વિંટાળે આવીયાં;
ન દીધાં અમને માન,
પાદરથી પાછાં વળ્યાં.



માસાહેબની મુદ્રા અત્યંત કઠોર થઈ. તેણે સલીમાને તેટલાજ કિંવા તેથી દશગણા વધારે કઠોર સ્વરે કહ્યું:–" તું અહીં ક્યારે કેવી રીતે આવી ? મને જણાવ્યા વગર કેમ આવી ? "

" હું આપ પહેલાં આવી. અહીં આ ખુણામાં ખાટલાપર પડી, આપ ક્યારે આવ્યાં તે હું જાણુતી નથી." ડરતાં ડરતાં સલીમાએ ઉત્તર આપ્યો. હું આવી ત્યારે અહીં કોઇએ ન હતું."

આ સાંભળી મા સાહેબે ક્ષણુભર વિચાર કરી પ્રથમ પ્રમાણેજ કઠોર શબ્દે સલીમાને ઉત્તર આપ્યો:-" તું હમણાંજ ત્હારી માસી પાસે જા. અહીં રહેવાનું કાંઇ પ્રયોજન નથી."

" હું હવે આપના ચરણો છોડી જનાર નથી. આપને માતા પ્રમાણે માનું છું. આપ મને અહીંથી કાઢી મુકશો તો હું બ્હાર દરવાજા પાસે બેસી દીવસો કાઢીશ પણ અહીંથી જનાર નથી."

" મ્હારાપર હેર પ્રમાણે કોઇની દ્રષ્ટિ જોઇતી નથી. હું હમણાં અહીં આવી ત્યારે તું અંદર છે એવું જો જાણ્યું હોત તો તને અહીં બેસવા દેત નહી..." આટલા શબ્દો મા સાહેબના મ્હોડામાથી બહાર પડ્યા ન પડ્યા ત્યાં કોણ જાણે મનમાં શું આવ્યું કે તેણે આત્મસંયમજ કર્યું અને જરા થોભી. પુનઃ બોલી:-" તું ત્હારાં સગાં વહાલાઓમાં જાય એજ સારૂં. મ્હારૂં શું નક્કી? હું આજ અહીં અને કાલ ક્યાં જઇશ તેનો નિયમ નહી. શિવાય હું લહેરમાં આવે એમ કરનારી છુ. હું ક્યારે તને કાઢી મુકું તેનો પણ નિયમજ નહી, ત્યારે તું હમણાજ જા."

" હું! મેં આપને હમણાંજ કહ્યું છે કે આપના ચરણો મુકી હું જનાર નથી, આપને મારા જેવી પ્રેમાળ પુત્રીની ઘણી જરૂર છે."

" કોને! મને? મને પ્રત્યક્ષ મ્હારા પેટના પુત્રની સુદ્ધાં જરૂર નથી. તો ત્હારા જેવીની શું કરવા હોય? મને જરૂર છે એ તું શાપરથી કહે છે?"

" હમણા જે પ્રકાર જોયો, તેપરથી."

આ શબ્દોથી તો મા સાહેબના કઠોરપણાની સીમાજ રહી નહી. તે એકદમ બોલ્યાં:-" શું પ્રકાર જોયો?"

"શું જોયું ? તે શું આપને શબ્દોથી કહી શકું એમ છે? તે મ્હારા હૃદયમાં ભેદતો પડયો છે, આપને લેલી કરતાં અધિક પ્રેમાળ અને તરૂણ પુત્રીની ખરેખર જરૂર છે, મને આપ દૂર કરો નહિ. કાઢશો તો પણ હું જનાર નથી. આપના અંતઃકરણની વેદના મને આપ કહેશો નહી. તે જાણવાની હું કયારે પણ ખટપટ કરનાર નથી, પણ આપ પાસેથી જવાનું કહેશો નહી. મ્હારો ઉપયોગ કરી લ્યો."

મા સાહેબ ક્ષણભર નિરૂત્તર થયા પ્રમાણે ઉભા રહ્યાં; પછી બોલ્યાં:— "તું વિનાકારણ અહીં રહી મ્હારા પુત્રના સુખનો નાશ કર નહી. તમારા બેઉની વાતચીત મેં સાંભળી છે. ત્હારી માસીની, ત્હારાં ઇતર સગાંવ્હાલાંઓની આ બાબતમાં સંમતિ મળનાર નથી. તું ત્હારા દુરાગ્રહથી તેના અને મ્હારા સુખમાં માત્ર વિઘ્ન કર્તા થઇશ તને પણ તેથી શું સુખ થશે? તું અહીં રહે એ મ્હારી ઇચ્છા નથી. હું હમણાં જ મ્હારા પુત્રને કહી ત્હારી રવાનગીની તૈયારી કરાવું છું."

એટલું બોલી એકદમ દરવાજા ઉઘાડી તે બ્હાર પડી. દ્વાર બંધ કર્યો, બ્હાર જઇ ઉભી, લૈલીને બુમ પાડી બોલાવી; તે આવતાંજ બોલી:—"આ છોકરીને જોઇએ તે કરીને પણ અહીંથી મોકલી દેવી. તે ગયા શીવાય તેને મળાય તેમ નથી. તેને ક્યાંય પણ લઇ જઇ સંતાડ અને રણમસ્તને તાબડતોબ બોલાવી લાવ. પહેલું કામ આને અહીંથી મોકલી દેવાનું, પછી બીજાં કામો. જા, જા. તેને તું કયાંય પણ બેસાડ. મ્હારૂં મન બહુ ગુંચવાઇ ગયું છે. આ છોકરીને અહીંથી મોકલી દીધા શીવાય મને ક્ષણભર પણ ચેન પડનાર નથી, બીજું કાંઇ પણ સુજનાર નથી—જા."

લૈલી આશ્ચર્ય પામતી મુંગી મુંગી ત્યાંથી ચાલતી થઇ. મા સાહેબ સાંજ ઉભાં રહ્યાં. સુમારે પા ઘટિકા—પા ઘટિકાથી પણ ઓછોજ વખત તે એમજ ઉભાં રહ્યાં. તેના મસ્તકમાં કાંઇ પણ વિશેષ નિશ્ચયના વિચાર ગાલ્યા હતા. ચર્યાપર કઠોરતા કાયમ હતી. કાંઇપણ દ્રઢ નિશ્ચય તેના મને

કર્યો. હતો તે પાર પાડવાનો વિચાર ચાલી રહ્યો હતો ત્યા રણમસ્તખાન અંદર આવ્યો. તેની ચર્યા પણ આજ તદ્દન બદલાયા પ્રમાણે થઈ હતી. માતાને જોતાં જ જે પ્રસન્નતા ભક્તિ તે ચર્યાપર એકદમ પ્રફુલ્લિત થતી, તે આજ દેખાઇ નહી. તેનું મન બીજા કાંઇપણ વિચારમાં અત્યંત વ્યાપ્ત છે એવું સ્પષ્ટ દેખાતું હતું.

મા સાહેબ અને તેની દ્રષ્ટાદ્રષ્ટ થતાંજ મા સાહેબે તેને કહ્યું:–"આ છોકરીને રવાના કરવાની તરત તૈયારી કર. વિના કારણ તેને અહી રાખવામાં અર્થ નથી. તેને જલદીથી મોકલી આપ. થયલી હકીકતોના પત્ર દરબારમાં મોકલ, એને અહીં રાખીશ તો પરિણામ સારૂં આવશે નહિં."

રણમસ્તખાન સ્તબ્ધ થઇ ગયો. શું ઉત્તર આપવો તે સમજાયું નહી. માસાહેબે આગળ ચલાવ્યું:–"બીજો ત્રીજો વિચાર મનમાં લાવ નહી, તેના માણસોને તૈયારી કરવાનું કહે, અને આપણા દશેક માણસો સાથે આપી આજને આજ તેની રવાનગી કર. તેમ નહી કરે તો બાદશાહ પાસે ત્હારી નાલસ્તી થશે, આજ પર્યંત મેળવેલ યશનો નાશ થશે. હજી ઘણી વાતે ઘણાં પરાક્રમો કરવાનાં છે. જા બીજો ત્રીજો કાંઈ વિચાર કરતો નહી."

રણમસ્તખાન કાંઇ બોલ્યો નહી. તે મુંગો મુંગો ત્યાંથી ચાલતો થયો. જતાં ફકત "ઠીક છે, આપની આજ્ઞા પ્રમાણે કરૂં છું." એટલાજ શબ્દો ઉચ્ચાર્યા. તેના તે શબ્દોમાં ખિન્નતા ભાસી. માસાહેબના ધ્યાનમાં તરત તે આવ્યું, તથાપિ તે બદલ તે વખતે તેને કાંઇ લાગ્યું નહી. તે જતાંજ માસાહેબ પોતાના ખંડ તરફ વળ્યાં અને દ્વારપાસે આવી ઉભાં–જતાં ઉભા રહી મનમાં કાંઇ આવતાં દરવાજો ન ઉઘાડતાં ત્યાંજ બહાર આંટાફેરા ફરવા લાગ્યા. થોડો વખત આમ ફર્યા પછી પોતાની વૃદ્ધ દાસીને બોલાવી. તેની સામે કેટલોક વખત કાંઇ વાતચીત કરી પછી તેને પણ જવાનું કહ્યું. અને પુનઃ આંટાફેરા કરવા લાગી. પુનઃ પોતાના ખંડનાં દ્વાર પાસે આવી દર-

# પ્રકરણ ૨૮ મું.

## રામરાજાનું જાગૃતિ સ્વપ્ન.

નહી જાન્યૌં હીય બાલીકા,
હે ઇતનો રસ મુલ;
નાતો કબૌં ન તોરતે,
યહ હમ સુન્દર ફુલ.

રામરાજા પાછો વિજયાનગર તરફ ચાલ્યો. પરંતુ તે કેવળ ગાંડા જેવો થયો હતો. કુંજવનમાં ફરતાં જે તેને ભાસ થયો, તે, અને જે કાળો ભીલ પુરૂષ તેણે જોયો, તે બેઉ તેના મનમાં અને દ્રષ્ટિ સામે એક સરખાં તરતાં હતાં. એમ થતાં થતાં તે ત્રીસ–પાંત્રીસ વર્ષ પૂર્વેની વાત જોવા લાગ્યો. મધ્યાન્તરે થયેલા બનાવ તેને કાંઈ પણ તે વખતે યાદ ન હોય એવી વૃત્તિ થઇ. તે ઘોડેસ્વાર થઇ ચાલ્યો હતો, પરંતુ તે ચાલવા સાથે તેના મનનો કાંઈ પણ સંબંધ ન હતો, પોતાનો ઘોડો રસ્તે ચાલે છે કે એકાદ ડુંગરના કડા તરફ ચાલે છે, કે એકાદ નદીને કાંઠે ચાલે છે, તેનું કાંઇપણ તેને ભાન ન હતું એવું દેખાયું. ઘોડો ઇમાની. તેને તેના માર્ગની બરાબર માહિતી. માલેક આજ અત્યારે આપણને કોઇપણ પ્રકારે ત્રાસ આપતો નથી ત્યારે આપણે પણ સ્વચ્છંદે ચાલવું એવું મનમાં લાવી તે ધીમે ધીમે ચાલતો હતો. રામરાજાનું મન એક અદ્રશ્ય આરીસામાંનો ચમત્કાર જોવામાં ગુંથાયું હતું. પાંત્રીસ વર્ષ પુર્વે એક બે વર્ષના તેના ચરીત્રમાં જે કાંઇ પ્રકાર બન્યા તે સર્વ આ આરીસામાં તેને ક્રમેક્રમે એકાદ અસુક નાટક પ્રમાણે દેખાવા લાગ્યા હતા. આ નાટકનો પ્રથમ પ્રવેશ એટલે એક

ગહન અરણ્ય તેની આંખો સામે ઉભો રહ્યો. આ ગહન અરણ્યમાં તેને પોતાના સ્વતઃનું એન ત્રીસ વર્ષની વયનું ચીત્ર દેખાયું. પોતે ત્યાં વ્યાઘ્રનો શિકાર કરવા આવ્યો છે. એક નદી કિનારો છે. ત્યાં એક બાજુએ એક નહાનકડું પ્રવાસી કુટુંબ ઉતર્યું છે, અને તેમાંથી એક તરૂણ સુંદરી પોતાના માણસોથી દુર નદીના એક ભાગપર પાણી લેવા ચાલી છે; પોતે તે ભાગની ઉપલી બાજુએ એક ઝાડપર માળો કરી વાઘની વાટ જોતો બેઠો છે. વાઘની પાણી પીવાની જગ્યાએ એક બકરી બાંધી રાખી છે. આ તરૂણી એક બાજુથી તે બકરી તરફ જોતી આવે છે. કૌતુકથી તે તરૂણી તે બાંધેલી બકરી પાસે જાય છે અને પ્રેમથી તેને જુવે છે–સર્વ દેખાવ અતિ વિલક્ષણ છે. રામરાજા શીકારે આવેલો, અને છેક સળસ્કેથી માળાપર ચડી બેઠેલો. અરૂણોદય થયો.

સુર્યોદય થવાનો વખત થયો. તે સુંદરી કૌતુકથી પોતા સાથેજ મંદસ્મિત કરતી કરતી ત્યાં બકરી પાસે આવેલી. કેવો મનોહર દેખાવ! રામરાજા તે જોવામાં દંગ થયેલો, વાઘનો શિકાર કરવા આવ્યો છે તે ભુલતો દેખાયો. તેનું મન તે તરૂણીના રસણીય સુંદર મુખે, તેના કૌતુકમય અને તેજસ્વી વિશાળ નેત્રોએ અને તેની મંદ ગતિએ પૂર્ણ ભેદ્યુ. તે પોતાની બંદુક પણ ભુલ્યો, પોતે અહીં શા કામ માટે બેઠો છે તે પણ ભુલ્યો અને એકસરખો ટગર ટગર તેના તરફ જોઇ રહ્યો. આ તરૂણીએ ઉર્દૂ ભાષામાં "કયા દુષ્ટે તને અહીં આમ બાંધી છે! લે હું તને મુક્ત કરૂં છું." એટલું બોલતી બકરીના ગળામાં બાંધેલ દોરી છોડવા ખટપટ કરવા લાગી. પોતે મુદ્દામ બાંધેલી બકરી આ સ્ત્રી છોડે છે માટે તેને મનાઇ કરવી, એવું રામરાજાના મનમાં આવ્યું નહી; તે તેના ચલન વલન તરફ અને લલીત મનોહર હાવ ભાવ તરફ જોવામાં દંગ થયો. પરંતુ વચ્ચેજ તેને તે સ્થિતિપરથી ભાનપર લાવનાર બીજો એક ભયંકર શબ્દ તેને કાને અથડાયો. તે શબ્દ વાઘનો ગુરગુરવાનો હતો. તેના ગુરગુરવાના શબ્દનો તેને પૂર્ણ પરીચય હતો. હવે એ વાઘ આ બકરીની વાસથી કહો, શબ્દથી કહો,

ખાસ અહીં આવશે અને તે બકરીપર કીંવા તે રમણીપર ત્રાપ મારશે એવું તેને લાગ્યું. તે રમણી ત્યાં ન હોત તો તેને કાળજી કરવાનું કાંઇ કારણ ન હતું, તેની ઇચ્છા પ્રમાણે સર્વ વાત થઇ હોત; તે માળપરથી બંદુક મારી વાઘને જમીનદોસ્ત કર્યો હોત; પરંતુ હવે તેમ કરવું શકય ન હતું. હવે નીચે કુદી તે રમણી તે બકરી અને વાઘ વચ્ચે ઉભી તેના સમાચાર લેવા જોઇએ. આ વિચાર મનમાં આવ્યો એટલીજ વાર, અને એકદમ તેણે નીચે કુદકો માર્યો. જમીનપર કુદ્યો ત્યાં વાઘ પણ મ્હોટી બરાડ મારી તેનાપર કુદ્યો. હવે બંદુકથી નેમ ધરી વાઘ મારવા જેટલો વખત ન હતો, તેથી બંદુક ફેંકી તલવાર ખેંચી વાઘને તલવારપર ઝીલ્યો. વાઘને ઘા લાગતાં તેણે છેડાઇ તેનાપર પુનઃ ત્રાપ મારી. પણ રામરાજા તૈયારજ હતો. તેણે તલવારથી તેને વધાવી લીધો અને તેના પ્રાણ લીધા. વાઘ તરફડી જમીનપર પડતાં તેણે પાછું વળી જોયું તો તે સુંદરી મુર્છીત થઇ જમીનપર પડી છે. તે તેની પાસે જઇ તેને ઉચકી છેટે ગયો. પછી પોતાના વસ્ત્રનો છેડો ભીંજાવી તેની આંખોપર પાણી લગાવ્યું તથા તેના સુંદર મુખપર અને કપાળપર ફેરવી કેટલો વખત સાંજ રાખ્યો. પણ તે સાવધ થઇ નહી. ત્યાં તેના મનમાં કાંઇ વિચાર આવતાં, તે તરૂણીને ઉચકી પેલી તરફ ઝાડ સાથે પોતાનો ઘોડો બાધ્યો હતો ત્યાં લઇ ગયો. ઘોડો છોડયો. તેને ઘોડાપર આડી નાખી, પોતે લાગલોજ સ્વાર થયો અને ઘોડાને દપટાવતો ભરશ્વાસ દોડતો કુંજવનમાં આવી અટકયો.

કુંજવનના બંગલામાં લાવી તેને એક પલંગપર સુવાડી. હજુ તે શુદ્ધિપર આવી ન હતી. તેને શુદ્ધિપર લાવવા પ્રયત્ન ચલાવ્યા. થોડા વખત પછી તે પણ શુદ્ધિપર આવી, અને પોતે કયાં છે તે જોવા લાગી. તે પોતે એક સુંદર પલંગપર પડી છે, પાસે એક સુંદર યુવક બેઠો છે એવું તેની નજરે પડયું, અર્થાત જ તે ચમકી ઉઠી, પલંગ નીચે ઉતરી, તે સાથે જ તે યુવકે અસલ ફારસી ભાષામાં તેને કહ્યું:—" આપ ઉઠશો નહિ. આપની

પ્રકૃતી હજુ બરાબર થઇ નથી, પડી રહો. અહીં આપને વાઘની કીંવા કશાની પણ ભીતી નથી."

તે સાંભળ્યા સાથેજ તે નદી કિનારાપરનો સર્વ ભયંકર દેખાવ તે તરૂણીની નજર સામે ખડો થયો અને તે થરથર કંપવા લાગી. પછી લાગલીજ શાંત થઇ બોલી. "મને ભયંકર વાઘના મુખમાંથી આપે છોડાવી ?"

તરૂણઃ–"હા, ક્રૂર વાઘના જડબામાંથી હરીણીને છોડાવી શીકારીને એવડું ફળ મેળવવાનું મહદ્ભાગ્ય મને મળ્યું તે હું જ."

"પણ મ્હારા લોકો કયાં ?"

"હું પણ આપનો જ છું, અને જન્મભર આપનો જ છું એવું કહેવાને મહદ્ભાગ્ય મને મળે એવી મ્હારી અતિશય લાલસા છે."

"આપ કોણ ?"

"આજ પર્યંત હું વિજયાનગરના એક ઘણા મ્હોટા સરદારનો પુત્ર માત્ર હતો, આજથી આપનો દાસ થયો છું."

"પણ મ્હારા લોકો કયાં છે ?"

"તે જોવાનો મને વખત જ કયાં મળ્યો છે ? આપની પ્રકૃતિ ઠીક થતાં આપની આજ્ઞાથી તેમની તપાસ કરીશ."

"મને લઈ જઇ તપાસ કરો અને મને તેમને સ્વાધીન કરો."

"અને પછી હું મને સ્વતઃને કોને હવાલે કરૂં ? મ્હારૂં શું ? જેમ મ્હારે હાથે આપનું રક્ષણ થયું તેમ આપે હવે મ્હારૂં રક્ષણ કરવું જોઇએ."

"આ કેવું બોલવું ? હું અનાથ આપનું શું રક્ષણ કરૂં ?"

"હવે આપ અનાથ કેમ ? આપના સંરક્ષણાર્થે મેં પ્રાણ જોખમમાં નાખ્યો તે કાંઇજ નહી કે ! આ જન્મ છે ત્યાં સુધી આપના એકે

કેશને પણ ધક્કો લાગવા દેનાર નથી. માત્ર હવે અહીંથી જવાની વાત કાઢશો નહી."

"શું મને અહીંજ રાખશો ?"

"હું રાખનાર નહી, આપ રહેનાર, અને હું મ્હારા પ્રાણ આપ પાસે રાખનાર."

તે તરૂણી સ્તબ્ધ ઉભી રહી. થોડા વખત પછી બોલી "મ્હારા મામા, મ્હારી મામી, મ્હારા દાદા, મ્હારી માજીના, શું કહેશે ?"

"વાધે ખાધી કહેશે, અને નિરાશ થઈ જ્યાં જતાં હતાં ત્યાં જશે અગર પાછાં ઘેર જશે. પણ આ માજીના કોણ ?"

"માજીના, માજીના એટલે મ્હારી બીજીજ માતા. મ્હારી માતા કરતાં પણ વધારે પ્રેમથી તેણે મને ઉછેરી—મ્હારૂં લાલનપાલન કર્યું. તે આજ મને નાહિસી થઇ. પરવરદીગાર, મ્હારાપર આ શો પ્રસંગ લાવ્યા ? અમે કયા કાર્ય માટે ચાલ્યાં જતાં અને આ......" વધુ બોલી શકી નહી અને અશ્રુ તેના ચક્ષુમાંથી ગળવા લાગ્યાં.

તે તરૂણ તેનું સમાધાન કરવા લાગ્યો, અને બોલ્યો—:"ઠીક છે, આપે હવે આમ શોક કરે શું વળવાનું છે ? હું આપની માજીનાને આજ શોધી લાવી આપીશ. તેઓ બહુ તો હજુ નદી કાંઠે ગયાં પણ હશે. નહી તો મુદગલ ગયાં હશે. આપ માટે દુધ વગેરે મંગાવ્યું છે તે પહેલાં લ્યો—સ્વસ્થ પડો, મેં અહી વૃદ્ધ માલણ છે તેને સર્વ ભલામણ કરી છે. તે આપની ઉત્કૃષ્ટ વ્યવસ્થા કરશે, આપ નિશ્ચીકર રહો. જોઇએ તેમ કરી શોધ કરી આપની માજીના લાવી આપીશ."

તે તરૂણી ઉત્તર આપી શકી નહી—એક તરફથી કૃતજ્ઞતા, બીજી તરફથી પ્રેમ, અને ત્રીજી તરફથી કુલીનતા, તેની ત્રણ તરફની લડાઈ તેના મનમાં શરૂ થઇ. 'બીજી તરફથી પ્રેમ' એ શબ્દથી વાંચક આશ્ચર્ય પામશે. પરંતુ વસ્તુસ્થિતિ હતી તે કહેવી જોઇએ. તે રમણીના મનમાં તે યુવક વિષે

પ્રેમનો અંકુર આવી સ્થિતિમાં પણ ઉદ્ભવ્યો. તેણે પોતાના પ્રાણ જોખમમાં નાખીને પણ પોતાનો પ્રાણ બચાવ્યો—એ બદલ કૃતજ્ઞતા, એ કૃતજ્ઞતાથી તે બદલ સારૂં મત, અને તે સારા મતથી, તેનાં સૌંદર્ય, શૌર્ય, સૌજન્ય અને દાક્ષીણ્યથી થોડું ઘણું પ્રેમનું સ્વરૂપ બંધાયું. આ પ્રેમને ઉદ્ભવવાને તેનાં ભાષણે દ્રઢતા આપી, પરંતુ કુલીનતાએ એ અંકુર થાય ત્યાં સુધી ફુટે નહી તેની ખટપટ ચલાવી.

દેખાવ બદલાયો. રામરાજાને તે જાગૃતિ સ્વપ્નમાં ત્રીજો પ્રવેશ દેખાયો. તે તરૂણ પુરૂષ પોતાની શીકારની જગ્યાએ આવ્યો છે, સાથે એક કાળો ભીલ્લ જેવો માણસ છે, બેઉએ મળી તે સુંદરીના લોકોની તપાસ કરી, શોધ કરતાં કરતાં તેઓ મુદગલ ગયાના સમાચાર મળે છે અને પોતે મુદગલ તપાસ કરવા જાય છે. પ્રવેશ બદલાતાં ચોથા પ્રવેશમાં તે તરૂણ મુદગલ બહારના બાગમાં છે ત્યાં તે કાળો ભીલ્લ ગામમાંથી શોધ કરી માર્જીનાને તેની પાસે લઇ આવે છે તે દેખાયુ. માર્જીના આવતાં તે તરૂણે તેને તે સુંદરીની કુશળતાના સમાચાર આપી કહ્યું કે “ તે જ્યાં છે ત્યાં આવવું હોય તો આ કાળા ભીલ્લ જેવા પુરૂષ સાથે જાઓ. તેની અને તમારી મુલાકાત થશે. માત્ર બીજા કોઇને પણ આ વાત કરશો તો તે સ્ત્રીના નખ સુદ્ધાં દ્રષ્ટિએ પડશે નહિ. ”

તે સ્ત્રી પ્રથમ ગુંચવાઇ, પછી કાંઇ વિચાર કર્યા બાદ કબુલ કર્યું, અને તે કાળા ભીલ્લ જેવા પુરૂષ સાથે રવાના થઇ.

રામરાજાને પાંચમો દેખાવ દેખાયો. તે એવો હતો કે, તે તરૂણે નાના પ્રકારના ભાષણો કરી, વચનો આપી, માર્જીના બાઇનું મન સુપ્રસન્ન કર્યું, અને તરૂણીનો પ્રેમ પણ મેળવ્યો. મેહેરજાનનું મન મેળવી, પોતે હિંદુ, તે મુસલમાન, તોપણ ગાંધર્વ લગ્ન કરવામાં કાંઇ પણ હરકત નથી, વગેરે કહી ગુપ્ત રીતે તેની સાથે લગ્ન કર્યાં. તે તરૂણીના મનમાં પ્રેમોદ્ભવ થઇ તે પોતાના વડીલોને વિસરી ગઇ. વાઘના મુખમાંથી પોતાને બચાવી એ બદલ

પોતાને તે દેખાતા નથી તેનું કારણુ તે પોતાના હાથથી થયાજ નથી એવી સ્વતઃની ખાત્રી કરી મનનું સમાધાન કરવા ખટપટ કરે છે. એટલું જ નહી, પણુ તે પોતાનું સમાધાન થયું એમ માને પણુ છે, પરંતુ મનના અત્યંત ગૂઢ એવા એક ભાગમાં કિંવા મનના અસલ ભાગમાં તેને નિરાળું જ દેખાય છે. થયલા પ્રકારનો પોતે કારણુ થયો એ વિચાર ત્યાં જાગૃત હોય છે. તે વિચાર તેને તે સમાધાનનો ઉપભોગ લેવા દેતો નથી. તેવી રામરાજાની સ્થિતિ થઇ હતી; મેહેરજાનને પોતે આ રીતે છોડી તે બદલ તેને તેનુ મન દુખાતું હતું. આ વિચાર કરતાં કરતાં તેને બીજા એક વિચારે અસ્વસ્થ કર્યો, તે વિચારમાં તેનો સર્વ દીવસ ગયો. તે સર્વ દીવસમાં જે કાંઈ કામો કર્યા તે કેવળ વિમનસ્તકતાથી તેના હાથથી થયાં. તે નિદ્રામાં કારભાર કરનાર મનુષ્યના વ્યવહાર પ્રમાણે થયાં એટલામાં સાયંકાળને સુમારે તેને એવી વર્દી આવી કે બિજાપુરના વકીલની હિલચાલપર નજર રાખવા યોજેલો હેર આવ્યો છે. તરત તેને બોલાવ્યો અને શું બાતમી છે તે પુછ્યું, ત્યારે તેણે એટલીજ બાતમી આપી કે વકીલ તે તરૂણુ સ્ત્રીને બિજાપુર પહોંચાડવા સ્વતઃ ગયો છે.

આ સાંભળતાં રામરાજા ચકીત થયો. સ્તબ્ધ રીતે વિચાર કરી પુછ્યું:–"તેની સાથે બીજા કોણુ કોણુ ગયા છે! લવાજમો કેટલો છે? તેના સ્વતઃના લોકો ગયા છે કે?"

"નહી, તેની માતા વગેરે અહીંજ છે, તે તરૂણુ, સલીમા સાથેના લોકો, એ સ્વતઃ અને તેની સાથેનો લવાજમો, એટલાજ."

પુનઃ રામરાજા સ્વસ્થ બેઠો. જરા રહી બોલ્યો:–"તું ત્યાં ત્હારી કામગીરી બરાબર બજાવતો હોય એમ લાગતું નથી. કાલ સવારે હું ત્યાં આવ્યો ત્યારે એક કાળા ભીલ્લને ઘેરી વકીલના સીપાઇઓ બેઠા હતા. તે કોણુ, શું, કયારે ત્યાં આવ્યો, એ બદલ તેં મને કાંઇ પણુ બાતમી આપી નહી! તે બાતમી આપવાનું ત્હારૂં કામ ન હોતું શું?"

"સરકાર, આપ ત્યાં પધાર્યા તે પૂર્વે ઘટકા બે ઘટકાપર તે ત્યાં આવ્યો હતો, અને સીપાઇઓ તેને તેજ પ્રશ્ન પુછતા હતા, પરંતુ તે કાંઈ બોલ્યોજ નહી. તે મુંગો અને બ્હેરો છે એવું લાગ્યું. કોઈનું બોલ્યું તેણે સાંભળ્યું હોય એમ તેની ચર્યાપરથી લાગ્યું નહી. હું પણ ત્યાં હતો, પણ તે કોણ, ક્યાંથી આવ્યો તે કાંઇ પત્તો લાગ્યો નહી. મેં પણ તેને પ્રશ્નો કર્યા પણ મ્હારા પ્રશ્નોનું તેના મનપર કીંવા ચર્યાપર કાંઇ પણ પરીણામ આવ્યું નહી. પછી આપને શું બાતમી આપું ? આપે સ્વતઃ તેને જોયો જ હતો, તેથી આવો એક માણસ ત્યા આવ્યો છે, એટલુંજ કહેવાનું, તે કહ્યું નહી. કાંઇ અધિક તેની બાબતમાં જણાતાં આવીને સમાચાર આપીશ એ વિચારથી ત્યાં થોભ્યો. દરમ્યાન વકીલ સાહેબના પ્રયાણની મહત્વની વાત સાંભળી તાબડતોબ તે કહેવા આવ્યો; અને તે સેવામાં નિવેદન કરી. હવે બીજી વાત થઇ તે કહું છું, તે માણસની અને મા સાહેબની ભેટ થઇ. મા સાહેબ અને તે તરૂણ સ્ત્રી બેઉ કુંજમાંથી આવી બંગલાની પાયરીઓ ચઢતાં હતાં, તેમને જોઇ તેને ઘેરી ઉભેલા માણસોમાંથી તે ઓચીંતો તીર જેવો દોડી ગયો, એટલામાં તે વૃદ્ધ દાસી પણ ત્યાં આવી પહોંચી. મા સાહેબે તેને કાંઇ કહ્યું એટલામાં એ ત્યાં જઇ પહોંચ્યો અને પછી વૃદ્ધ દાસી તેને પોતા સાથે લઇ ગઇ, તે બંગલામાં ગયો, અને હું નીકળ્યો ત્યાં સુધી તે પાછો દેખાયો નહોતો. સીપાઇઓમાં પણ કાંઇ વાતો થઇ તેપરથી તેની અને મા સાહેબની પૂર્વેની કાંઇ ઓળખ હોવી જોઇએ એ અર્થની વાતો હતી. પરંતુ ખરી બાબત શું હતી તે કોઇને ખબર ન હોતી......"

રામરાજા વચ્ચેજ બોલી ઉઠયોઃ—"બિજાપુર આ રણમસ્તખાન કેમ ગયો તેની કોઈ બાતમી તને મળી છે કે ? કેવળ તે સ્ત્રીને પહોંચાડવા જાય એ સંભવતું નથી."

"ઘણી દીલગીરીની વાત છે કે એવી કાંઈ ખાત્રીની બાતમી મળી નથી. ત્યાંના લોકોનો તર્ક શું થયો તે માત્ર કહું છું. એ જાય છે તેનું

પરિણામ કાંઇ સારૂં આવશે નહી, જલદીથી હવે વિજયાનગર સાથે લડાઇ થશે, એવો સર્વેના બોલવાનો ભાવાર્થ હતો, સરકાર."

પુનઃ રામરાજા વિચારમગ્ન થયો. પછી થોડો વખત જવા દઇ પોતાના મન સાથે જ તેણે "આ સીવાય બીજો માર્ગજ નથી" એવો ઉદ્દગાર કાઢયો, અને લાગલું જ તે હેરને કહ્યું " હું ત્હારી સાથે આઠ દશ માણસો મોકલું છુ. કોઈપણ યુક્તિ કરો. પરંતુ તે કાળા ભીલ્લને કયાંય પણ, જોઇએ તે રીતે પણ, ભળી સીધી રીતે આવે તો તેમ નહી તો તેને થાપ આપી ઉચકી, જોઇએ તે પ્રકારે અહીં લાવો. તે કાર્ય માટે ત્યાંના લોકોને કાંઇ લાચ આપવી પડે તો તે આપજો, પરંતુ જોઇએ તે પ્રયત્નો કરીને પણ તેને અહીં લાવો. આ કામગીરી કરશો તો તમને પણ ઘણી સારી બક્ષીશ મળશે. તે હાથમાં આવ્યા સુધી તેની સર્વ હીલચાલપર નજર રાખજો. એક સુદ્ધાં બનાવ મ્હારા કાનપર નાખ્યા વગર રહેતા નહી. જાઓ, હવે કોને તમને સોંપવા છે તેને હું તૈયાર કરૂં છું. તેમની સાથે પત્રો આપું છું. તમે ગયા સાથે રણમસ્ત અહીં નથી એમ કહેવામાં આવશે, તો, કામ ઘણું જરૂરનું છે માટે તે આવ્યા સુધી અમને રહેવાની તાકીદ છે વગેરે કહી, ત્યાં પગ ખોસજો. ત્યાંથી હાલતા નહી. રણમસ્તખાન કાંઇ તરતમાં પાછો આવવા સંભવ નથી, માટે તે આવ્યા પૂર્વે આ કામ થવું જોઇએ. પહેલાં તેને માત્ર મળો, મેં બોલાવ્યો છે એમ કહો, સામોપચારથી આવે તો ઠીક, નહી તો બળજબરીથી તેને લાવજો, પણ જોઇએ તે રીતે પણ તેને લાવજો."

આટલું કહી તેણે હેરને ત્યાંથી મોકલી દીધો. તેની સાથે મોકલવાના લોકોને પણ બોલાવી, શું શું કરવું વગેરે બરાબર ચોકસ ભલામણો આપી તે હેર સાથે મોકલી આપ્યા. જેટલી બને તેટલી જલદી–ઉતાવળથી તેને અહીં લાવો, એવું ઘણી વખત બજાવી બજાવી તેમને કહ્યું. તેના મનમાં પક્કું લાગ્યું હતું, કે તે ધનમલ્લ ખરો, અને તેને અહીં પકડી લાવતાં તે પોતાને મેહેરજાન અહીંથી ગઇ ત્યારથી આજ સુધીની સર્વ હકીકત

કહેશે. મેં એને દુરૂત્તરો આપી મોકલી દીધો તેથી તે સંતાપી મેહેરજાન પાસેજ રહેલો હોવો જોઇએ. પરંતુ આજ સુધી ક્યાં હતો? હાલજ એકા એક કેમ અને ક્યાંથી આવ્યો? આ પ્રશ્ન વારંવાર તેના મનમાં ઉભા રહેવા લાગ્યા. તથાપી તેને લાવવા મોકલેલા લોકોની તેને પક્કી ખાત્રી હતી. તેઓ જરૂર તેને લાવ્યા વગર રહેનાર નથી.·જરૂર તરત તેને જોઇએ તે પ્રકારે પણ લાવશે, એ બદલ તેને શંકા ન હતી. કેટલા જલદી લાવે તે તે તરફજ તેની નજર હવે લાગી રહી. પરંતુ આટલાથી તેનું સમાધાન થયું નહી. તેના મનમાં બીજી પણ રૂખરૂખ લાગી. જે સ્ત્રી જોવાનો પોતાને કુંજમાં ભાસ થયો તે સ્ત્રી મેહેરજાનજ હતી, તે જલદીથી પોતાને સમજાય તે માટે તેની ઉત્કટ ઇચ્છા થઇ હતી. તે મેહેરજાનજ હતી એવું તેના મને પક્કી રીતે માની લીધું હતું, પણ તેનો શુ ઉપયોગ? તે માટે ખાત્રી થવી જોઇએ એવું તેને લાગતું હતું. ખાત્રી થયા પછી પણ શું થશે? તે પણ તેના મનમા અસ્પષ્ટપણે ઘોળાવા લાગ્યું. તેની અને પોતાની પુનરપી ભેટ થાય ત્યારે સર્વ વાત તેને પુછશું, આમ પુછતાં તે શું ઉત્તર આપશે? થયલી વાતોનો–પોતાને તજી ગયાનો–તેને પશ્ચાતાપ થતો હશે કે? એવું લાગતું હોય તો તેની અને મ્હારી પુનઃ ભેટ થતાં પૂર્વ સ્થિતિ પાછી કેમ ન આવે? એમાં પોતાનો લેશ માત્ર પણ દોષ–વાંક નથી એવું તેને લાગતું હતું. રણમસ્તખાન બદલ તેને આજ પર્યંત જે માત્ર કૌતુક લાગતું હતું તે આજ પ્રેમ–વાત્સલ્ય–એ રૂપમાં આવ્યું. આપણે રાજ્યમાં આટલા મુસલમાનો નોકરીમાં રાખ્યા છે તેમ એને પણ સૈન્યમાં રાખશું, મ્હોટો અધિકાર આપશું, કીંબહુના, તેને સેનાધિપતિ પણ બનાવશું. એણે બિજાપુરની સેવા શું કરવા કરવી જોઇએ? તેને તેની સાથેનો મ્હારો સંબંધ જણાતાં શું લાગશે! મ્હારા બદલ અભિમાન કે તિરસ્કાર લાવશે? તિરસ્કાર આવવાનું કાંઇ કારણ નથી. અભિમાનજ આવશે. તેને મ્હારા રાજ્યમાં ઉચ્ચ અધિકાર આપીશ. સદોદીત મ્હારી પાસેજ રાખીશ. મેહેરજાનને કુંજવનમાં રાખીશ;

અને સર્વ સ્થિતિ પૂર્વવત્ થશે. રામરાજાને આમાં કોઇ પણ વાત અશક્ય લાગી નહી! પોતાનું મન જેવું હોય છે તેવીજ સર્વ બાહ્યસૃષ્ટિ પણ હોવી જોઇએ એવી મનુષ્યની ઇચ્છા, અને તે ઇચ્છાને આધીન મનુષ્ય રહ્યો, એટલે તેને પોતાને અનુકુળ જે હોય તેજ દેખાય છે. રામરાજાની અત્યારે એવીજ સ્થિતિ થઇ હતી. તેના મનમાં જે ઇચ્છા ઉદ્ભવી હતી, તે સફળ થવામાં તેને કોઇ પણ પ્રકારની અડચણ લાગતી ન હતી! પરંતુ વસ્તુ સ્થિતિ આગળ શું થઇ તે આપણે આગળ ઉપર જોઇશું.



# પ્રકરણ ૩૦ મું.



## પૂર્વ સાહીતિ.

બહારે બળતર હોય, ઓષડથી ઓલવીએ;
કાળજ બળતર કોય, કીં ઓલાયે કાળીયા.



Where shall the traitor rest,
He, the deceiver,
Who could win maiden's breast,
Ruin, & leave her ?
In the lost battle,
Borne down by the flying,
Where mingles war's rattle.
With groans of the dying,
× × × × There shall he be lying.
His warm blood the wolf shall lap,
Ere life be parted.
Shame & dishonour sit
By his grave ever !

( SCOTT. )

રણુમસ્તખાનને સલીમાને લઇ બિજાપુર ગયે ઘણા દીવસ થયા. સલીમાપર તેને વિલક્ષણ પ્રેમ થયો, આ પ્રવાસમાં તે પ્રેમને અત્યંત દ્રઢતા આવી. બિજાપુર પાસે આવતાં રણુમસ્તખાન ઘણો ખિન્ન થયો. આજ

પર્યંત સલીમાનું સાન્નીદ્ધ તેને આનંદમાં રહેવાનું કારણભુત થયું હતું. પરંતુ હવે તેનો અને પોતાનો વિરહ થશે એ વિચાર તેના મનને ત્રાસ આપવા લાગ્યો. સલીમા કુલીન કન્યા—એ કેમ મળશે ? તેની માસી કે તેના ઇતર સ્નેહીઓ મ્હારી સાથે તેનો સંબંધ કરવાને જરૂર વાંધો નાખશે જ! આ વિચાર તેના મનને અત્યંત દુઃખ આપતો ઘોળાવા લાગ્યો. તેને પોતાના કુળના ઇતિહાસની તે ચોવીસ પચ્ચીસ વર્ષની વયનો થયો ત્યાં સુધી બીલકુલ ખબર નહોતી. પછી એક દીવસે થોડો ઘણો ઇતિહાસ તેને જણાવવાનું શું કારણ થયું તે કહી, પછી આપણાં સ્થાનક તરફ પુનઃ વળશું.

તેની માતા અને તેની વૃદ્ધ દાસી લૈલી તેને સર્વ વાતો કહે, પણ તેના પિતા વિશે વાત નીકળે તો એકદમ ચુપ થઇ જાય. લૈલીએ તો પ્રથમ બે ચાર વખત તેને 'તું ત્હારા પિતા બદલ કયારે પણ મા સાહેબને પ્રશ્ન પુછતો નહી' એવું કહ્યું હતું. પરંતુ પછી તે સારો સમજુ થયા પછી એક દીવસ તેણે પોતાની માતાને ઠરાવ પુર્વક પુછયું કે 'મને આપણું મુળ ગામ, મ્હારા પિતાનું નામ, તે કોણ શું હતા, તેનું કુળશીળ શું, કયાંના તે કહો. હવે તમારે કહેવું જ પડશે," વગેરે કહી હઠ ધરી. માતાના નેત્રોમાં પાણી આવ્યું અને તેણે "લૈલીને પુછ એટલે તને જણાશે!" એવો ઉત્તર આપ્યો.

રણમસ્તખાને પક્કો નિશ્ચય કર્યો હતો કે ગમે તે થાય તોપણ આજ તે વાત જાણવી. તાબડતોબ લૈલી પાસે ગયો અને નિશ્ચયપુર્વક પુછયું. લૈલી જરા મુંઝાઇ—પણ આવો સવાલ કોઇપણ દીવસે જરૂર પુછાશે એમ ધારીને તે માટે તૈયારજ હતી. તેણે પહેલાં આનાકાની કરી પણ તેનો આગ્રહ અતિશય જોતાં અંતે બોલીઃ—"સ્વામિન, આજ સર્વ કહું છું પણ એક વાત સાંભળી લીધા પછી પુનઃ આપે આજ સાંભળેલ વાતનો અણુમાત્ર પણ ઉલ્લેખ કરવો નહી. આપનાં માતુશ્રીને તેથી ઘણું ખરાબ લાગે છે, ઘણું લાગી આવે છે. આજ પર્યંત તેણે આપ માટે જે જે ફષ્ટો

સોસ્યાં છે, તે આપને માહિત જ છે, તે બદલ આપ વિચાર કરી માતાની લાગણી દુભાવશો નહી. આ વાતનું તેને સ્મરણ સુદ્ધાં કરાવશો નહીં.”

રણમસ્તખાન આ સાંભળી કાંઇ બોલ્યો નહી. હવે પોતાને પોતાના કુલશીલ સંબંધી શું સાંભળવું પડશે તેનો તેનો તેને ભય લાગવા માંડ્યો. આજ પર્યંત લોકોમાં પોતા બદલ કાંઇપણ કુજબુજ છે એવું તેને કાને આવ્યું હતું. કુલશીલવંત અને શ્રીમંત સરદારોમાં કાંઇ જયાફતો કે મિજબાનીઓ થતી તેમાં પોતાને આમંત્રણ આવતું નહોતું એ અનુભવ્યું હતું, ત્યારથી જ તેને શંકા આવી હતી. ન્હાનપણે એ વિશે શંકા આવી માતાને પુછતાં ગરીબીનો સબબ આગળ લાવી તે શંકા દૂર કરવામાં આવતી. પણ પછી તો દરબારમાં પ્રવેશ થયો તથાપી તેને તેજ અનુભવ આવ્યો. તે ઘણો સુંઝાતો, તેને આથી ઘણું માઠુ લાગતું અને તેથી પોતાનો સર્વ ઇતિહાસ એક વખત ખચીત જોઇએ તેમ કરીને જાણવોજ જોઇએ એમ તેને વારંવાર લાગતુ અને આજે તેનો અમલ કરવા તેણે દઢ નિશ્ચય કર્યો. તેને પોતાની માતા બદલ આદરયુક્ત પ્રેમ હતો, તેમ તેની આસપાસના લોકોમાં પણ તેની માતા બદલ અત્યંત આદર હોઇ તેઓ પણ તેને મહા સાધ્વી કહી માન આપતા, તેના પરોપકાર બદલ પણ તેની ઘણી ખ્યાતી થઇ હતી. તે જયાં જાય ત્યા કોઇને કોઇની પણ ઉપયોગી થતી. કોઇપણ હોય, તોપણ તે લોકોપર આઘું પાછું ન જોતાં ઉપકાર કરતી, અને તેથી લોકો તેને વિશે હમેશાં આદર બુદ્ધીથી બોલતાં. તે અત્યંત સત્યનીષ્ઠ, પાપભીરૂ, અત્યંત પરોપકારી, સારૂં શીક્ષણ પામેલી ઉત્તમ આચરણવાળી હતી; અને પોતે તેનો પુત્ર તેથી તેને તે બદલ અતિ અભિમાન લાગતું. પરંતુ કયાએ જાઓ પણ દુષ્ટ અને નિંદક લોકો હોય જ. મનુષ્ય સ્વભાવ —સામાન્ય મનુષ્ય સ્વભાવજ એવો છે કે, તેને કયાં પણ તદ્દન નિષ્કલંકતા શકય લાગતી નથી. કયાં પણ નિષ્કલંકતા દેખાઇ કે, તે નિષ્કલંકતાના કેન્દ્રમાં કહો કિંવા-તે નિષ્કલંકતાના પૂર્વ ઇતિહાસમાં કહો, કલંક હોવોજ જોઇએ એવું તેમને લાગવા માંડે, અને તે કલંકને શોધવા તેની તડફડ શરૂ

થાય. તે તડફડમાં યશ આવે નહી, તે શોધ સફળ થાય નહી, કે પછી કલ્પનાની શરૂઆત થાય; અને કલ્પનાને મૂર્ત સ્વરૂપ અપાઇ કાલ્પનિક કલંક અસ્તિવમાં આવે છે. સ્વચ્છતામાં અસ્વચ્છતા, શુદ્ધતામાં અશુદ્ધતા, શુભ્રતામાં કૃષ્ણતા, નિર્ભેળ સુવર્ણમાં ડાઘ અને ભેગ દેખાવા લાગે છે. દેખાય નહી, મળે નહી, તો તે હોવીજ જોઇએ એવો લોકાપવાદ ઉત્પન્ન થાય છે. 'હશે' એ શંકાનું સ્વરૂપ "છેજ" એ નિશ્ચયમાં બદલાય છે; અને પછી તે પ્રવાદ કાયમનો લોકાપવાદ બને છે. પછી પુનઃ લોકોના ઔદાર્યની શરૂઆત થાય છે. "અગાઉ કાંઇપણ હો, પરંતુ હાલ આપણને દેખાય છે કે નિષ્કલંક છે, ત્યારે આગલો વિચાર શું કરવા કરવો?" એમ લોકો બોલવા લાગે છે. "સૂર્યપર ડાઘ છે, અને ચંદ્રને કલંક છે. પરંતુ આ જ સૂર્ય આપણને અત્યંત તેજસ્વી પ્રકાશ આપે છે, તે સૃષ્ટિને જીવન આપે છે, પોષણ કરે છે; ને ચંદ્ર ચાંદનીથી સર્વ જગતને આનંદીત કરે છે ત્યારે તેના ડાઘ અને કલંક તરફ જોવું શું કરવા?" વગેરે ઉદ્દગાર કાઢી પછી તે પ્રકાશ અને ચંદ્રીકાનો ઉપભોગ કરી લેવામાં લોકોને આનંદ થાય છે. આપણે દોષ માત્ર જોતાં નથી, ગુણ તરફ માત્ર જોઇએ છીએ, એવું પોતે પોતાને તથા ઇતરને ભાસ કરવામાં આનંદ લે છે!

આજ સ્થિતિ મા સાહેબ સંબંધે થઇ હતી; અને તે જ્યાં જાય ત્યાં કાલાંતરે થતી, અને તેમાં પણ પ્રત્યેક ઠેકાણે કાંઇ દુષ્ટ બુદ્ધિના માણસો હોય તે પ્રત્યક્ષ અને અસ્પષ્ટ પ્રકારે પોત પોતામાં ગુજબુજ ચલાવે કોઇને ખરૂં શું તે લેશમાત્ર પણ જણાતું નહોતું તેમ જણાવાને કાંઇ કારણ પણ મળતું નહોતું, તેમજ કાંઇ જાણવાજોગ છે કે નહી એ બદલ નિશ્ચીત પણ કોઈ નહોતું; પરંતુ તે અનિશ્ચીતપણું જ સર્વ લોકાપવાદનું કારણભુત થતું. અને તે લોકાપવાદ રણમસ્તખાનને કાને અનેક પ્રકારે અને અનેક સ્થળે આવતો, અને તેથીજ તે મુંઝાતો, અકળાતો અને અંતે ઉપર વર્ણવ્યા પ્રમાણે સર્વ ખુલાસો કરી લેવાનો દૃઢ સંકલ્પ કરી તેણે માતાને અને પછી લૈલીને પુછ્યું. અને લૈલીએ નીચે પ્રમાણે કહ્યું:—

"ત્હારા પિતા અને મા સાહેબ બેઉ સારા ઉચ્ચ કુળના છે. ત્હારા પિતાએ ત્હારી માતાના એક ભયંકર સંકટમાંથી પ્રાણ બચાવ્યા. તે વખતનું શૌર્ય જોઇ મા સાહેબ અને તેની વચ્ચે પ્રેમ બંધાયો. પરંતુ બેઉ કુટુંબોની શત્રુતા તેથી ત્હારા નાના તરફથી મા સાહેબ અને ત્હારા પિતાનાં લગ્નની રજા મળવી અશક્ય હોવાથી મા સાહેબ અને ત્હારા પિતાના ગુપ્ત વિવાહ થયા. તેથી ત્હારા નાના બહુ જ સંતાપ્યા, અને આ તરફ ત્હારા પિતાને પણ પોતાના વડીલને આ ગુપ્ત લગ્નની ખબર પડતાં તે ઘરમાંથી પોતાને કાઢી મુકશે, વારસાથી જાગીરથી દૂર કરશે વગેરે ભીતિ હોવાથી તેણે આ લગ્ન ઘણો કાળ ગુપ્ત રાખ્યાં. એક ગુપ્ત સ્થળે તે ઉભય આનંદમાં રહેવા લાગ્યાં રોજ ત્હારા પિતા તે બાગમાં આવતા, પછી બે બે ચાર ચાર દીવસે આવવા લાગ્યા અને અંતે એક દીવસે મા સાહેબ ગાઢ નિંદ્રામાં હતાં ત્યાં તે એક પત્ર લખી ત્યાં રાખી નીકળી ગયા. તે દીવસથી તે આજ દીવસ સુધી તેણે મા સાહેબની તપાસ સુદ્ધાં કરી નથી. તે કોણ છે, શું છે તે તું મને કે મા સાહેબને પુછતો જ નહી. તેમને તેનું નામ સુદ્ધાં બોલતાં અતિ સંતાપ થાય છે, અતિ માઠું લાગે છે, અતિ શોક થાય છે. આજ પર્યંત આ હકીકત અમારા બે શીવાય બીજું કોઇ પણ જાણતું નથી. પરંતુ જ્યાં સુધી ત્હારા પિતા પોતે તમે બેઉને પોતા પાસે બોલાવે નહી, પુછપરછ કરે નહી, ત્યાં સુધી તેને આપણી હકીકત જરા પણ જણાવવી ન જોઇએ, જે દીવસે જણાવવી છે તે દીવસે ત્હારા શૌર્યના પ્રભાવથી જ તેને જણાવવી છે, એવો મા સાહેબે પહેલેજ દીવસે નિશ્ચય કર્યો, અને પ્રતિજ્ઞા કરી. અને આજ આટલાં વર્ષ સંકટ શોસી ત્હારૂં લાલન પાલન કરી તને શિક્ષણ વગેરે બરાબર મળે એવી સર્વ તજવીજ કરી ઘણી સારી આબરૂ સાથે અભિમાનથી આ પવિત્ર સાધવીએ દીવસો કાઢયા. ત્યારે હવે વધુ શું કહું ?..."

આટલું કહી લૈલી એકદમ રડવા લાગી. ઉપર આપેલું સર્વ ભાષણ જેવું સરળ અહીં આપ્યું છે, તે પ્રમાણે ખરેખર થયું નહી. તે પ્રેમાળ

# પ્રકરણ ૩૧ મું.



## અપમાન-ખેદગ્રસ્ત રણમસ્તખાન.

ચિંતા જવાલ શરિરમેં માંસ બટકકે ખાય,
પ્રગટ ધુમા નહીં સંચરે અંતરમે ધુંધવાય.
અંતરેમેં ધુધવાય જરે જયમ કાચકી ભઠ્ઠી,
લોહી માંસ જર જાય રહે પંજરકી રટી.
કહે ગીરધર કવિરાય, સુનો તમ મેરે મીંતા;
સો નર કેસેં જીવે, જીતું ઘટ વ્યાપી ચિંતા.

( કવિ ગીરધર. )

રણમસ્તખાન બિજાપુર જઇ પહોંચ્યો. તેણે સલીમાને તેના આપ્તોને ત્યાં લઇ જઇ પહોંચાડી. માર્ગમાં બે ત્રણ વખત તેમની વચ્ચે વાતચીત થઇ હતી. તેમાં બે વાત મુખ્ય હતી. એક સલીમાએ જે પ્રતિજ્ઞા કરી છે તે પૂર્ણ ટેકથી ચલાવવા-પૂર્ણ કરવા બદલ અને બીજી પોતાના સગાંઓ પોતાને પરવાનગી નહી આપે તો ભલે, પણ જો પરવાનગી નહી આપે તો પણ તેમની રજા લીધા વગર પોતે પુનઃ વિજયાનગર આવી મા સાહેબ પાસે રહેશે. મા સાહેબ રાખશે નહિ તો તેની પાસેના દરગામાં આવી રહેશે. આ બેઉ વાત રણમસ્તખાનને ઈષ્ટ હતી. સલીમાપર તેનો હવે એટલો વધ્યો હતો કે તેની પ્રાપ્તી માટે તો શું પણ માત્ર તેના સાન્નીધ્ય માટે જોઇએ તે કર્યું હોત. અસ્તુ.

બિજાપુર આવ્યા પછી બાદશાહની એક વખત મુલાકાત લીધી, અને થએલી સર્વે હકીકત કહી. તે સાંભળતાં બાદશાહની ક્રોધાગ્નિની જવાળા પગથી શીખાએ પહોંચી અને એકદમ વિજયાનગરપર ચઢાઇ લઇ જવાનો

અને રામદેવરાયની ખોડ તોડવાનો વિચાર કર્યો. આ વિચાર કેવી રીતે અમલમાં મુકવો તે માટે મુખ્ય મુખ્ય મુત્સદ્દીઓની ગુપ્ત દરબાર ભરી; સર્વે બિજાપુરમાં ગણુગણાટ બહાર આવ્યો અને વિજયાનગરપર ચઢાઇ થવાની છે તેથી જ્યાં ત્યાં આનંદ ઉત્સાહનાં સ્ફુરણ ફેલાયાં. પણ અહીં દરબારમાં આ સર્વ વિચારનું પરિણામ ભળતુંજ આવ્યું. રણમસ્તખાને દરબારમાં સર્વ હકીકત કહેવા પોતામાં હતું ન હતું એટલું વક્તૃત્વ એકઠું કરી ઘણાજ આવેશનું ભાષણ કર્યું. તે સાંભળી સર્વ દરબારીઓમાં દ્વેશ, ક્રોધ, જોસ આવ્યું, પણ બાદશાહે શાંત રીતે સર્વ સાંભળ્યુ. શાણા મુત્સદ્દીઓ હતા તેમણે પણ શાંતી દાખવી. અંતે તેમની સલાહથી બાદશાહે પ્રથમ રામદેવરાયનું શું કહેવું છે તે સાભળ્યા પછી જે પગલું ભરવું હોય તે ભરવા સંબંધી ઠરાવ કર્યો. આ ઠરાવથી ઘણાઓની નિરાશા થઈ. સર્વ આશ્ચર્ય પામ્યા, અંતે તે પ્રમાણે પત્ર લખાઇ ખલીતો તૈયાર કરી એક રણમસ્તખાનને તે ખલીતો વિજયાનગર લઇ જવા આજ્ઞા કરી. રણમસ્તખાને આવા પત્રો મ્હારે લઇ જવા એ ઘણું અપમાનાસ્પદ છે વગેરે કહી બાદશાહે મને મોકલવો નહી એવી વિનંતી કરી. બાદશાહ તેપર ખુબ ક્રોધે ભરાયો, અને પત્રો લઇ જવા બીજા એક બાહોશ સરદારને હુકમ કરી, રણમસ્તખાનને દરબારમાં આવવું નહી એવો હુકમ કરી.તેને દરબાર બંધ કર્યો.

બાદશાહનો ખલીતો લઇ તે સરદાર વિજયાનગર પહોચ્યો. રામદેવરાયને મળ્યો. પત્રો આપ્યા. પત્રો વાંચી રામરાજાને અતિ સમાધાન થયું. તેને બિજાપુરમાં શું શું બન્યુ, રણમસ્તખાનની કેવી ફજેતી થઇ વગેરે સર્વ બીના તેના ગુપ્ત હેરોદ્વારા મળી ગઇ હતી. તેપરથી તેમ જ આ પત્રોપરથી બિજાપુરનો બાદશાહ ખરૂં જોતાં પોતાથી ઘણું ડરે છે એવી તેના મનની ખાત્રી થઇ. તેણે પત્રો લાવેલ સરદાર પાસે રણમસ્તખાનની ઘણી નિંદા કરી. બાદશાહે એકાદો પુખ્ત ઉમરનો સરદાર એલચી તરીકે મોકલ્યો હોત તો અહીં સુધી વાત વધી નહોત, પોતે કરેલ વર્તન બીજા કોઇએ પણ

કર્યું હોત-પોતાને સંશય આવવાને અનેક સબળ કારણો હતાં-બિજાપુરના બાદશાહ દોસ્તી દાવે વર્તે છે તેવી રીતે ગોવલકોંડા અહમદનગરના બાદશાહ વર્તતા નથી. આવી રીતનાં અનેક કારસ્થાનો કરી નાના પ્રકારના હેરો પાડવે છે તેથી પોતાને એમ વર્તવું પડે છે. બિજાપુરના બાદશાહ વિષે એવી શંકા આવીજ નથી. વગેરે કહી તે પ્રમાણેના તે અર્થના બિજાપુરના બાદશાહપર પત્રો લખ્યા. અને સવીસ્તર દરબારમાં બનેલ હકીકત લખી રણમસ્તખાન કેવી ઉદ્ધતાઇથી વર્ત્યો વગેરે લખી અંતમાં લખ્યું-"આપે પુખ્ત અને યોગ્ય વિચાર કર્યો તે ઘણું સારૂં થયું; નહીતો વિના કારણ આપણા ઉભય મિત્રરાજ્યો વચ્ચે કલહ ઉત્પન્ન થઇ બેઉ પક્ષમાં ભયંકર પ્રાણ હાની થઇ હોત. પુનઃ-આપ એલચી મોકલો તો પુખ્ત વિચારનો મોકલવા તજવીજ કરજો." ઇત્યાદિ મજકુર લખી છેવટમાં વિનોદનું એક વાકય લખ્યું હતું કે-"આ સર્વ કામદેવનો ખેલ છે. આપ આપના યુવાન વકીલ અને તે કુમારિકાના વિવાહ કરાવી આપો, એટલે અપરાધનો ક્રોધ કમી થશે. આ વિવાહ બેઉ વહુવરને ઇષ્ટ થશે, એવું અમને તેમના વર્તનપરથી લાગે છે. વિવાહનું આમંત્રણ મોકલશો તો અમે જરૂર સારૂ આહેર મોકલીશું. અમારોએ તમારા એ યુવાન વકીલપર અતિ પ્રેમ છે. તેને યુવાનીનો જોર છે એટલી જ તેની ખોડ છે. પરંતુ કાલાંતરે અનુભવે તે દુર થશે. તેનાપર આપની ઇતરાજી થયાનું સંભળાય છે, તો એવી ઇતરાજી ન કરતાં આજ પર્યંત તેણે કરેલી સેવાઓ બદલ તેને પત્ની આપવી અને તેની પદ્દી વધારવી, અને સારી સરદારી આપવી એવી અમારી મન પૂર્વક સીપારસ છે; અમારા પદરમાં તે હોત અને આવો પ્રસંગ આવ્યો હોત તો અમે એમ કર્યું હોત."

બાદશાહને આ પત્રો મળ્યા. છેવટના વિનોદના વાકયો વાંચી બાદશાહને ઘણું હસવું આવ્યું, અને તરત રણમસ્તખાનને બોલાવી એ પત્ર વાંચી દાખવ્યા. પુનઃ ગુપ્ત દરબાર ભરાઇ, અને રામદેવરાયના ઉત્તરથી

બાદશાહને પૂર્ણ સંતોષ થયો. "એમા કાંઇ દમ નથી-એ સર્વ રણમસ્તખાનની વિના કારણની ઉતાવળ, ઉદ્ધતાઇનું પરિણામ. તેણે આ પરથી શીખવું જોઇએ. તેને પુનઃ વકીલ તરીકે મોકલું છું પણ તેના એકલાપર હવે વિશ્વાસ નથી તેથી બીજા બાહોશ સરદાર ખાનખાનાન મહમદખાનને તેની સાથે મોકલું છું. ખાનખાનાન મુખ્ય અને રણમસ્તખાન તેના હાથ નીચેનો એ પ્રમાણે રહેવું." આવો હુકમ થયો.

આ હુકમ જાહેર થતા લોકોની-વિશેષતઃ તરૂણોની ઘણી નાઉમેદી થઇ. આ હુકમથી બિજાપુરનાં બાદશાહની નહી પણ સમસ્ત ઇસ્લામી બાદશાહોની ઇજ્જત કમી થઈ, હવે રામદેવરાય ખુબ ચઢશે, વગેરે સર્વેને લાગ્યું. રણમસ્તખાનને તો ભોંય ભારે પડી. તેથી તો તેને ઘણી માનહાની થઇ લાગી. અને ઘણી લાચારીથી બાદશાહી ફરમાનને માન આપી મહમદખાન સાથે વિજયાનગરમાં કુંજવનમાં પાછો આવ્યો. કુંજવનમાં આવી માતાને પગે પડી સર્વ હકીકત કહી. પોતાનું પૂર્ણ અપમાન થયું, હવે રામરાજા જરા પણ પોતાનો મર્તબો રાખશે નહી, વગેરે સર્વ કહ્યું.

બાદશાહે મોકલેલા આ બેઉ વકીલોને રહેવા પુરતી જગ્યા કુંજવનમાં નહોતી તેથી ખાનખાનાને રામરાજા પાસેથી પોતાને રહેવાને બીજી જગ્યા માગી લીધી, અને ત્યાં જઇ રહેવાથી કુંજવનમાં માત્ર રણમસ્તખાન તેની માતા અને સેવકો સાથે રહ્યો. પરંતુ બિજાપુરથી પાછો આવ્યા પછી તેની વૃત્તિ તદ્દન બદલાયા પ્રમાણે તેને થયું હતું. રામરાજાએ તે પાછો આવતાં તરત તેને વિજયાનગર બોલાવી મળ્યો. અને તે ભેટમાં ઘણો વખત સુધી તેની સાથે બોલ્યો. વાતો કરી. તેમાં વારંવાર રણમસ્તખાનને કહ્યું કે "તમારાપર મને બીલકુલ ક્રોધ ચઢ્યો નહોતો. અને જે કાંઈ જરાતરા ચડ્યો હતો તે હવે પાર ગયો છે, ઉલટું તમારાપર પ્રેમ લાગે છે-વાત્સલ્ય ભાવ લાગે છે, માટે તમે પૂર્વેનું સર્વ વીસરી જાઓ,-વગેરે મતલબનું તેનું બોલવું હતું.

રણમસ્તખાનની ચિત્તવૃત્તિમાં બિજાપુરથી આવ્યા બાદ ઘણો ફરક પડયો હતો. તે ઘણો ઉદાસ રહેતો. બનતા સુધી કોઇ સાથે વાતચીત કરતો નહોતો. પોતાની માતુશ્રી સાથે પણ ઘણું બોલતો નહી. હવે તે એકાંતમાં ઘણો વખત કાઢતો. કલાકોના કલાકો, પ્રહરના પ્રહર કુંજવનમાં અગર પુષ્કરિણીપર ફરવામાં કાઢતો. તેપરથી બિજાપુરમાં થયેલ અપમાન તેને અતિ દુઃસહ થયું હશે એવો તર્ક બહુ તેડે કર્યો. માતાને પણ પુત્રની આ દશાથી ઘણું લાગતું, માતાનુ હૃદય તે કેમ આ સહન કરે! એક દીવસ તેને બોલાવી "ત્હારી વૃત્તિ આવી કેમ થઇ? ત્હારા મનમાં શું છે તે મને કેમ કહેતો નથી?" એવું પુછ્યું, પણ તેણે ઉત્તર આપ્યો નહિ; તેથી અંતે આંખોમાં અશ્રુ લાવી જ્યારે પુછ્યું અને "ત્હારા આ આવા મુગ્ધ અને ઉદાસીપણાથી મને અન્ન પાણી પણ મીઠાં લાગતાં નથી. પુજાપાઠ ધ્યાનમાં ચિત્ત લાગતુ નથી" એવું કહ્યું ત્યારે એકદમ તે બોલ્યો:—

"મા સાહેબ, કહેવા જેવું કાંઇ નથી. પછી શું કહું? જે થયુ તે સર્વ આપને વિદીત છે. બાદશાહે જે મ્હારૂં અપમાન કર્યું તે મને અતિ દુઃસહ થયું છે. એ સિવાય બીજું કાંઇ નથી. મ્હારી પાંખજ બાદશાહે કાપી નાખી. શું મહાત્વાકાંક્ષા હતી અને થયું શું એ મનમાં આવી અત્યંત ખેદ થાય છે. બીજું કાંઇ નથી; હવે આ રિયાસતમાં સેવા કરવી નથી, બીજી કોઇપણ રિયાસતમાં જઇ નસીબ અજમાવવું એવું પણ વારંવાર મનમાં આવે છે. શું કરવું, કયાં જવું, કાંઇ સુઝતું નથી. હવે આપ પણ પુછશો નહી; આપના પુછવાથી પણ મને દુઃખ થાય છે. શું કહું?"

આટલું કહી ને એકદમ ત્યાંથી ચાલતો થયો. માતા શું ઉતર આપે છે તે સાંભળવા પણ થોભ્યો નહી.

રણમસ્તખાનની વૃતિ હવે માત્ર દીવસાનુદીવસ અધિકાધિક ઉદાસીન અને અબોલ થતી ગઇ. તેનું અંતઃકરણ ઘણું અસ્વસ્થ થયું હતું. તે એક જગ્યાએ ઘણો વખત બેસી રહેતો સુદ્ધાં નહી. હંમેશ વારંવાર ફરતો રહેતો.

જેમ જેમ દીવસ થતા ગયા તેમ તેમ ચિતવૃત્તિ અધિકજ ચમત્કારીક થતી ગઇ. તેની નિદ્રા ગઇ. દીવસના જેમ તે ફરફર કરતો તેમ રાત્રીએ ફરવા લાગ્યો. મા સાહેબને તેની અતિશય ચિંતા-કાળજી લાગી. હવે આનો કાંઇ પણ બંદોબસ્ત કરવો જ જોઇએ. શું કરવું તે વિચારમાં તે અને લૈલી ગુંથાયાં. તેમના મનમાં પકકું આવ્યું હતું કે માત્ર બિજાપુરમાં થયેલ અપમાન જ આનું એકલું કારણ નથી, પણ તેનો સલીમાપરનો પ્રેમનો પણ એમાં સંબંધ છે. પણ ખરૂં કારણ જાણવું તેમને શકય નહોતું. એક વખત બિજાપુર જઇ સર્વ શું બીના છે તે જાણી સર્વ વાતનો ખુલાસો થવાનો સંભવ છે. એમ ઠરાવી મા સાહેબે તેને બોલાવી પોતે લૈલી સાથે બિજાપુર જઇ કાંઇ પણ નિશ્ચયાત્મક કરી આવશે એવું કહ્યું. રણમસ્તખાનને તેના હાથથી કાંઇ થશે એવું લાગ્યું નહી, અને તેથી તે બોલ્યો:—

"આપ જઈ શું કરશો ? બાદશાહ પોતાનો હુકમ કયારે પણ ફેરવશે નહી; અને હવે ફેરવે તો પણ તેનો તાદ્દશ ઉપયોગ નથી. ઉપરાંત હવે અહીં મ્હારૂં મન પણ લાગતું નથી."

"હું બિજાપુર જઇ પાછી આવું ત્યાં સુધી તું અહીં સ્વસ્થ રહે. નહી કાંઇ થાય તો પછી જે કરવું હશે તે બેઉ સાથે મળી કરીશું." વગેરે ઘણે પ્રકારે કહી બિજાપુર જવા તેની માતા નીકળી.

તે ગયા પછી રણમસ્તખાનનું કામ તદ્દન બેલગામી થયું. તેમાં બીજો એક પ્રસંગ થયો; જેથી તેની વૃત્તિને કાંઇક ચમત્કારીક વલણ મળ્યું.



# પ્રકરણ ૩૨ મું.



## રામરાજા અને રણમસ્તખાન.

With the world's vulgar pomps; no, no, I see,-
He thinks me weak,-this glare of luxury,
Is but to tempt, to try the eaglet gage
Of my young soul:- × × ×
So thought the youth; but even with he
dlefied.
× × × He felt its witchery glide
Through every sense.

(Lalla Rookh.)

મા સાહેબ અને લૈલી બિજાપુર તરફ ગયા પછી ચોથે દીવસે રામરાજા અગાઉ આવ્યો હતો તે પ્રમાણે એક માણુસ સાથે સવારે કુંજવનમાં આવ્યો; અને રણુમસ્તખાનને આવ્યાના ખબર કહેવડાવ્યા. રણુમસ્તખાન સામે આવ્યો. આગત-સ્વાગત થયું. રામરાજાએ આ વખતે પુનઃ કુંજવનમાં અને પુષ્કરિણીપર ફરવાની રજા માગી. રણુમસ્તખાને અતિ નમ્રતાથી કહ્યું "જગ્યા આપની, કુંજવન આપનું, અને મ્હારી પરવાનગી શું કરવા જોઇએ ? આપ ખુશાલ પધારો. આજે તો કાંઇ હરકત નથી."

'આજ તો કાંઇજ હરકત નથી' એનો અર્થ શો ? રામરાજા તે સમજ્યો નહી પણ તે બદલ કાંઇ પુછ્યું નહી, માત્ર એટલું જ કહ્યું કે-"તમે પણ મ્હારી સાથે ચાલો. કુંજવન અને પુષ્કરિણીનાં દર્શન લેવાનો મ્હારો એક હેતુ તો છેજ, પણ આજના આવવામાં બીજો હેતુ છે. મને આપ

સાથે કાંઈ વાત કરવી છે, તે બોલવા કુંજવન એ જગ્યા ઉત્તમ છે, ત્યાં ફરતાં ફરતાં વાત કરીશું.

રણમસ્તખાન કિંચિત વિચારમાં પડ્યો પણ લાગલોજ બોલ્યોઃ- "ઠીક છે. હું પણ આપ સાથે આવું છું." એમ કહી બેઉ નીકળ્યા, અને કુંજવનમાં ગયા. કુંજવનમાં દાખલ થયા પછી પ્રત્યેક ખુણાંખાંચરામાં ફરવાનો નિશ્ચય કર્યો હોય એમ રામરાજા આડીઅવળી વલણો લેતો સુંગો સુંગો ફરવા લાગ્યો. તેની સાથે રણમસ્તખાન પણ ફરતો હતો.

એટલામાં રામરાજાના મનમાં કાંઇ આવતાં વચ્ચે જ તે અટક્યો અને રણમસ્તખાનના ખભાપર હાથ રાખી બોલ્યોઃ-"જોઇએ તે હો, પણ તમને જોયા તે દીવસથી તમારા બદ્દલ મ્હારા મનમાં એક પ્રકારનો આદર અને પ્રેમ ઉત્પન્ન થયો છે. અમારા આ મહારાજ્યને તીલાંજલી આપવાને, તે ગીલંકૃત કરવાની બુદ્ધિથી તેપર નજર રાખવાને તમને અમારા કટ્ટા શત્રુએ અહીં રાખ્યાં છે, તે જાણવા છતાં તમારાપરનો આદર અને પ્રેમ મ્હારા મનમાં કાયમ છે. તમે તે દીવસે તે છોકરી બદ્દલ જે શૌર્ય-હીંમત દાખવી તે જોઇ આ બેઉ વિકારોમાં ભરતી થઈ. તે ભરતીના ભરમાં હું બીજે દીવસે અહીં આવ્યો. તમે બિજાપુરથી પાછા આવ્યા, તે કઇ રીતે આવ્યા, કેવું માનખંડન થઇ આવ્યા, તે જાણતાં મને ઘણું જ લાગી આવ્યું. મેં તમારા બદ્દલ શું લખ્યું હતું તે બાદશાહે તમને કહ્યું કે નહી તે કોણ જાણે ? પણ મેં એવુંજ લખ્યું હતું, કે તે સુંદર વધુ સાથે તમારાં લગ્ન કરાવી આપી તમને પુનઃ આજ કામગીરીપર અહીં મોકલી આપે. પરંતુ તમારો બાદશાહ ખરેખર અરસિક જણાય છે. તેણે તેમ ન કરતાં ઉલટું તમારૂં અપમાન કરી તમારાપર બીજો એક અધિકારી નીમી અહીં તમને મોકલ્યા. તેથી મને ઘણું લાગી આવ્યું. તમારાપર પ્રેમનો ઉમળકો આવતાં કાંઈ વાતો તમને પુછવી એવું મનમાં આવ્યું, પણ પુછતાં તમે શું કહેશો, એ ગડમથનમાં મન ડોલવા લાગ્યું. થોડા દીવસ એમ નીકળ્યા પછી રહેવાયું

નહી તેથી એકદમ અહીં આવ્યો છું. અહીં સુધી તો બધું બરાબર—પણ હવે આગળ જ પંચાત પડી છે!"

આ લાંબુ લચક ભાષણ કરી રામરાજા અટકયો, અને રણમસ્તખાન શું કહે છે તે સાંભળવા અટકયો હોય એમ લાગ્યું. રણમસ્તખાન તેના સામું જોઇ રહ્યો પણ કાંઇ ઉત્તર આપ્યો નહી. તેથી રામરાજા હસ્યો અને બોલ્યો:—"હું આટલું બોલું છું, અને તમે વચ્ચે કાંઇ જ બોલતા નથી? મને કાં પંચાત પડી તે પુછો નહી, તો પંચાતમાં પડવાનું કાંઇ કારણ નથી, બેલાશક બોલો, એમ તો કહો?"

રણમસ્તખાન પણ હસ્યો અને બોલ્યો:—"અલબત, અલબત, બોલો. પંચાતમાં પડવાનું શું કારણ? આપ બોલતા હતા ત્યારે વચ્ચે શું કરવા બોલવું એવું મનમાં આવી હું બોલ્યો નહી. બાકી આપ શું કહેવા માંગો છો તે સાંભળવા ખરેખર આતુર છું."

"તો ઠીક. પણ મને જે કહેવું છે તે કહેવા પૂર્વે હું એક બે પ્રશ્નો તમને પુછું છું, તેના ઉત્તર ખુલ્લા મનથી મને આપશો?"

"હા. દેવા જોગ હશે, તો આપીશ. નહી તો, આના ઉત્તર હું આપતો નથી, આપ આવા પ્રશ્નો મને કરો નહી, એમ કહીશ."

"તમારા સ્પષ્ટવક્તાપણા બદલ મને શંકાજ નથી. ત્યારે હવે પુછું છું. તમારા જેવા વીરનરે આ વકીલની નોકરીમાં અમથા સડતાં શું કરવા પડવું જોઇએ? જ્યાં જેની કીંમત નહી ત્યાં રહેવામાં શું મતલબ? તમારો દરજ્જો, તમારૂં શૌર્ય, તમારી કર્તબદારી એવી છે કે, તમે કયાં પણ એકાદા મ્હોટા સૈન્યના સેનાપતી થવાને યોગ્ય છો. બોલો હું કહું છું તે ખરૂં કે ખોટું? તમારા જેવા શૂરા સીપાઇ અમને મળે તો અમે તેની કેટલી બધી ચઢતી કરીયે! અમારી પાસે પઠાણ સીપાઇઓ પુષ્કળ છે, ઈતર જાતના મુસલમાનો પણ પુષ્કળ છે, અમે ગુણના ગ્રાહક છીએ, કદર

જાણનારા છીએ. તેમનાપર એક સારો સેનાધીપતિ જોઇએ છીએ. મ્હારા બોલવાથી તમને ગુસ્સો આવતો હોય તો હું અહીં જ અટકું; પણ મ્હારા મનમાં તમારા બદલ કેટલો બધો આદર-પ્રેમ છે તે દાખવવાની ઇચ્છાથી બોલું છુ. તમે તમારાજ મનમાં વિચાર કરો. અમે કહીએ છીએ તેમાં ખોટું શું છે? અમારા હીંદુ સીપાઇ મુસલમાન બાદશાહોની ફોજોમાં પુષ્કળ છે. હીંદુ સરદારો પણ છે. તેમ તમો એક અમારી ફોજમાં આવો. તમારો માનમર્તબો પૂર્ણ સચવાશે. કાંઈ પણ ઓછું આવવા દઇશું નહી. અમારા મ્હોટા સરદારોની બરાબરીની પદી તમારી રહેશે. તમને તો હું સ્વતઃ મ્હારી નજીક હમેશાં રાખીશ. કેમ? કેમ કાંઇ ઉત્તર આપતા નથી? મ્હારૂં કહેવું ગૈર છે એમ કાંઇ મને લાગતું નથી. તમને કાંઇ એવું લાગે છે?"

રણમસ્તખાન કપાળને આંટીઓ ચઢાવી માત્ર ટીકી ટીકી રામરાજા તરફ જોઇ રહ્યો, પણ કાંઇ બોલ્યો નહી.

રામરાજા એકસરખો બોલતો રહ્યો, તેણે નાના પ્રકારે પોતાનું એકજ બોલવું ચલાવ્યું હતું. પોતે આ રીતે સ્પષ્ટ રીતે બોલે છે છતાં રણમસ્તખાન કાંઇ જ બોલતો નથી ત્યારે તે વાત તેને થોડી ઘણી પણ રૂચીકર હશે એવું ધારી તેના બોલવાને ઉત્તેજન મળ્યું. પુષ્કળ પ્રકારે ઘણો વખત આ પ્રમાણે બોલ્યા પછી તેણે હવે નિરાળા પ્રકારે રણમસ્તખાનપર હલ્લો કરવાનો વિચાર કરી બોલ્યો:—" આ જુવો, આટલો વખત હું ખુલ્લા-સ્પષ્ટ મનથી બોલ્યો, પરંતુ અત્યાર સુધી તમે એક શબ્દથી પણ હકાર કીંવા નકાર આપ્યો નથી, ત્યારે શું સમજવું? હવે તમે કાંઇ પણ સ્પષ્ટ રીતે બોલ્યાવિના હું એક અક્ષર સુદ્ધાં બોલનાર નથી. હવે તમે સ્પષ્ટ કહો. તમને મ્હારૂં કહેવું રૂચ્યું ન હોય, તો તેમ સ્પષ્ટ કહો. તેથી મને યતકિંચિત પણ વિષાદ થશે નહી. હું જે અહીં આવ્યો, તે કેવળ માત્ર તમારી સાથે કાંઇ બોલવાના હેતુથી જ આવ્યો નથી, પણ આ સ્થાનપરનો મ્હારો પ્રેમ વારંવાર મને અહીં લાવે છે. પણ જે અત્રે મ્હારા મનમાં આવેલી વાત મેં

સ્પષ્ટપણે કહી તેથી કાંઇ પણ તરત તેનો નિકાલ આવવો જોઇએ. બોલો, જરાપણ સંકોચ ન ધરતાં તમારા મનમાં જે હોય તે સ્પષ્ટ રીતે કહો."

રણમસ્તખાન આ સાંભળી કેટલોક વખત તેવોજ સુખસ્થંભ રહ્યો. પછી અતે બોલ્યોઃ—"મને તમારૂ એકંદર બોલવું ઘણું વિસ્મય પમાડનારૂં લાગે છે ! હું મ્હારા સ્વામિથી નિમકહરામ બનું એવું તમે સુચવો એટલે તરત હું હા કહીશ એવું તમારા મનમાં આવ્યું કેવી રીતે વારૂ?"

"નિમકહરામ ! સ્વામિથી નિમકહરામ ?" રામરાજા વચ્ચેજ બોલ્યો;—"તમારા સ્વામિથી નિમકહરામ થાઓ, એવું તમને સુચવ્યું કોણે ? તેને તમારી નોકરીની કદર નથી. તમારી નોકરી પસંદ નથી. તમે જે ખરેખરી ઇમાનદારીથી, ઇતબારથી નોકરી કરી તેની કદર ન કરતાં ઉલટો તેણે તમારો ઉપહાસ કર્યો. તમને પ્રથમ જે સ્વતંત્ર દરજ્જો આપ્યો હતો તે દરજ્જાને તમે યોગ્ય નથી એવું સ્પષ્ટ કહી તમારા માથાપર બીજો સરદાર મોકલ્યો: ત્યારે તેની નોકરી ખુલ્લી રીતે તમે છોડી, અમારી તહેનાતમાં આવો એવું મેં સુચવ્યું. એમાં બેઇમાનીપણું અને નિમકહરામી શું ? મેં જો તમને એવું કહ્યું હોત કે તમે છો તેજ જગ્યાએ કાયમ રહો, અને અંદરખાનેથી અમને મળતા રહો; તેનાં જે કારસ્થાનો ચાલ્યાં હોય તેની બાતમીઓ ગુપ્ત રીતે સર્વ અમને આપતા રહો, તો તમારૂં કહેવું બરાબર હતું. પણ તેવો નીચપણાનો ઉપદેશ કરનારો હું નથી. છે ! છે ! મેં તો તમને સરળ રીતે કહ્યું કે તેની નોકરી છોડો અને અમારી સ્વીકારો. એમાં ખોટું શું છે ?"

એ પ્રમાણેનું બોલવું રામરાજાએ જારી રાખ્યું. અંતે રણમસ્તખાને કંટાળી ઉત્તર આપ્યોઃ—"આપનું સર્વ કહેવું મેં લક્ષ્યપુર્વક સાંભળ્યું. હવે વધુ કાંઇ કહેવાની આવશ્યક્તા નથી. માત્ર મ્હારે જે કાંઇ વિચાર કરવો હશે તે કરીશ. પુનઃ આપ મને આ બાબતમાં પુછશો નહી."

આ તેના બોલવામાં થોડો ગુસ્સો હતો, એ તેના સ્વરપરથી, અને

તેના બોલવાના ઢંગપરથી તરતજ રામરાજાના લક્ષ્યમાં આવ્યું, પણ તે જોઇને પણ પોતાનું બોલવું ખાસ તેને રૂચે છે, અને તે બીજથી માત્ર વૃક્ષપ્રરોહજ નહી, પણ ફળ પ્રાપ્તિ પણ થશે, એવું તેના મનમા આવ્યું અને મનમાં તે આનંદિત થયો. પરંતુ બ્હારથી માત્ર થોડી ખીન્નતા દાખવી પુનઃ બોલવા લાગ્યો. જોઇએ તે હો, પણ રામરાજા આજ એકાદા ગાંડા પ્રમાણે કરતો હતો. એકાદા મનુષ્યને શું કરૂં અને શું ન કરૂં, શું બોલું અને શું ન બોલું એવું થઇ જતાં જેવી તેની સ્થિતિ થાય છે, તેવીજ એની અવસ્થા થઇ હતી તે સ્પષ્ટ દેખાતું હતું.



# પ્રકરણ ૩૩ મું.



## રામરાજા ચકિત થયો !

But heaven hath a hand in these events,
To whose high will be bound our calm contents.

(Shakespeare.)

જમાનેકી ગીરદેશી, સીતારેકા ફેર;
મક્કારીકી જાલમેં, સપર ગયા શેર.

રણમસ્તખાન ઘણા વખત સુધી બોલ્યો નહી. માત્ર રામરાજા સાથે ફરતો હતો. રામરાજા ઘણું ખરૂં આખું કુંજવન ફરી વળ્યો. પુષ્કરિણીપર તો બે ત્રણ વખત ફેરા માર્યા. પુષ્કરિણીપર ફરતાં તે ઠેકઠેકાણે ઉભો રહી ચોપાસ કુંજવનમાં નજર કરતો. તે ઉભો રહી સૂક્ષ્મ દૃષ્ટિથી કુંજ તરફ જોઇ રહેતો. હમણાં તે રણમસ્તખાન સાથે એક અક્ષર પણ બોલતો નહોતો. તેના મનમાં શું વિચાર ચાલ્યા હતા તે તેનેજ ખબર. તે જે તરફ જોઇ રહ્યો હતો તે તરફ ગીચ ઝાડી શીવાય બીજું કાંઇ નહોતું. તે આટલું જુવે છે શું, એવું મનમાં આવી તેને પ્રશ્ન પુછવાનું રણમસ્તખાનના મનમાં આવ્યું. તેના મનમાં નીરાળાજ વિચાર રમી રહ્યા હતા, તે બાજુએ રહી આ વિચાર ઉદ્ભવ્યો અને પ્રશ્ન પુછવાના બેતપર પણ તે આવ્યો, ત્યાં રામરાજાએજ તેના તરફ ફરી તેની ખાંધપર હાથ રાખી તેને કહ્યું:—

"આ કુંજ બદ્દલ મને કેટલો બધો પ્રેમ છે તે જોયોના? જે વાત કોઇ પણ ડાહ્યો રાજા કરે નહી તે મેં બે વખત કરી. હું તદન એકલો

આવી અહીં ફરૂં છું. તમારા મનમાં કીંવા બીજા કોઇના મનમાં મ્હારો ઘાત કરવાનું આવે, તો તેને શું વખત લાગે ? કારણ હું એકલો અને એવી જગ્યાએ આવ્યો છું, કે ત્યાં મ્હારો ઘાત થાય, તો કોઇને પણ જણાય નહી. કોઇપણ શહાણા રાજાના હાથથી આવી મૂર્ખાઇ-શત્રુના ગોટમાં જઇ એકલાએ પ્રહરના પ્રહર વીતાડવાની મૂર્ખાઈ-કયારે પણ થાત ખરી કે ? પણ-પણ-તમે અહીં આ કુંજમાં રહેવા આવ્યા ત્યારથી મ્હારૂં મન એક-સરખું આ કુંજમાં રમે છે, અહીં આવી ફર્યા કરવું એવું લાગે છે. મને શું થાય છે તે હું કહી શકતો નથી. તમે કુંજમાં મને ફરવા રજા આપો છો તે બદલ હું તમારો ખરેખર ઘણો ઋણી છું. તમે ઘણા લાયક, તમારા મનમાં કપટ બુદ્ધી નથી, એ જાણીનેજ મેં આટલી હિમ્મત કરી, અને તમારા વિષે મ્હારા મનમાં પ્રેમાદર પણ ઘણું ઉત્પન્ન થયું છે, તે પણ હવે હું છુપાવતો નથી. જુવો, જયારે તમારા બંગલામાં જનાનો ન હોય ત્યારે એક વખત મને સર્વ બંગલામાં ફરવા રજા આપશો તો અનહદ ઉપકાર થશે. નહી, આટલા ચકીત થાઓ નહી. આ બંગલામાં મ્હારા આયુ-ષ્યમાં એવાજ કાંઇ ચમત્કારિક પ્રસંગ બન્યા છે, તેથીજ કહું છું. તેવા પ્રસંગ તમારા અનુભવમાં આવે એટલે તમને તે સમજાશે. કોણ જાણે, મ્હારો તર્ક ખરો હોય, તો આ કુંજ બદલ તમારા મનમાં તેવા પ્રકારનું પ્રેમ ઉદ્દ્ભવવાનું કારણ પણ થયું હોય ! થયું છે કે નહી ? ”

આટલું બોલી તે રણમસ્તખાન તરફ ઉત્સુક દ્રષ્ટિથી જોઇ રહ્યો. રણ-મસ્તખાનના મનમાં કાંઇ વિચાર ચાલ્યા હતા; તેણે એકદમ રામરાજાને કહ્યું;-“ આપે પહેલા પુછેલા પ્રશ્નોનો ઉત્તર આપવા હવે હું તૈયાર છું. પણ અહીંઆ કુંજમાં હું ઉત્તર આપતો નથી. આપ બંગલામાં પધારો ત્યાં એકાંતમાં બેસી ઉત્તર આપીશ.”

રામરાજાએ તરતજ ઉત્તર આપ્યોઃ-“ઠીક છે, બંગલામાં જઇ બોલો.” પછી બેઉ કુંજમાંથી બંગલા તરફ ચાલ્યા. રામરાજા તથા રણમસ્તખાન

આટલી બધી દીલલગીથી આ પ્રકારે ચાલે છે, બોલે છે, તે જોઇ રણુમસ્તખાનના સેવકોને અતિ આશ્ચર્ય લાગ્યું. તે એકમેકમાં તેનો અર્થ શો, તે બદ્દલ તર્કવીતર્ક, કુતર્ક ચલાવતા, એકમેકમાં કુજબુજ કરવા લાગ્યા. આ બેઉ બંગલામા ગયા. રણુમસ્તખાનના બેઠકખાનમાં ગયા અને એકાંતમાં બેઠા પછી રણુમસ્તખાને બોલવાનું શરૂ કર્યું:—

"મેં આપને હમણાંજ કહ્યું કે આપના બોલવાપર વિચાર કરી કાંઇ નિશ્ચયપર આવ્યો છું. મ્હારી સેવાની બાદશાહ તરફથી કદર થતી નથી તે વાત ખરી. બાદશાહે મ્હારી સાથે જે વર્તન કર્યું, તે બદ્દલ વેર લેવાની બુદ્ધી મને થઇ છે; તેથી આપની નોકરી સ્વીકારૂં છું. પણ હાલ તદ્દન ગુપ્ત રીતે સ્વીકારૂં છું. આજે હું 'બાદશાહને આપની સેવામાં રહેતો નથી' એવું સ્પષ્ટ કહેવા માંગતો નથી. હું બ્હારથી નોકર તેનો, પણ ગુપ્ત રીતે આપનો થવા તૈયાર છું. મને લાગે છે કે આવી બેવડી વર્તણુકથી આપનો જે ફાયદો થશે, તે હું સ્પષ્ટ રીતે અને ખુલ્લી રીતે તેની નોકરી છોડી તમારે ત્યાં આવી રહું તેથી થનાર નથી. તેથી હું કહું છું તેમ કરો. હું તેના વકીલ તરીકે અહીં રહેવાથી જે મ્હારાથી સધાશે, તે સાધનથી આપનો ઘણો ફાયદો થશે અને આપનો ફાયદો કરી આપવાનો મેં પક્કો ઠરાવ કર્યો છે. તેમનાં શું શું કારસ્થાનો ચાલ્યાં છે તે સર્વ તમને જણાય તોજ તમારો ફાયદો, નહી તો શું ફાયદો થનાર? તમારા આ મહારાજ્યનો નાશ કરી સર્વ રાજ્ય પોતપોતામાં વાંટી લેવાની હીલચાલ આ ત્રણે બાદશાહતમાં ચાલી છે. પણ અત્યાર લગી આ ત્રણે બાદશાહોમાં માંહોમાંહે કલહ છે, તેથી આપની મદદની આવશ્યકતા એકને ને એકને તો રહેતી આવી અને તેથીજ તેમનું કાંઇ ચાલ્યું નહી. પણ હવે આ અંદરનો કલહ દૂર કરવો અને ત્રણેએ એક થવું અને ઐક્યતાથી તમને મારવા એવો બેત થયો છે. તમને જે સંશય આવ્યો તેમાં સત્યતા છે. એ પ્રકારે તેમના બેત શરૂ છે. ગુપ્ત કારસ્થાનો ચાલી રહ્યાં છે. તે કારસ્થાનો જેમ જેમ મને જણાશે તેમ તેમ તરત તમને જણાવતો રહીશ, અને તમને તદ્દન જાગૃત

રાખીશ. શિવાય વચ્ચે વચ્ચે મ્હારાથી જે જે મદદ થઈ શકશે તે તે હું કરતો રહીશ.”

આટલું કહી રણુમસ્તખાન અટકયો અને અતિ ગૂઢ વિચારમાં નિમગ્ન થયા પ્રમાણે બેઠો. તે આ પ્રમાણેનું કહેશે એવું રામરાજાને લાગ્યું નહોતું. તે ઘણો ચકીત થયો. તેના આનંદની પરમાવધી થઇ. રણુમસ્તખાન પોતાના સ્વામી સાથે કપટ કરવા તૈયાર થશે એવું તેને લાગ્યુ નહોતું. તેને આ સાંભળી નવાઇ લાગી.

રામરાજાના મનમાં શું ચાલ્યું હતુ તે તરતજ રણુમસ્તખાનના ધ્યાનમાં આવ્યું, અને લાગલોજ બોલ્યોઃ–“ મ્હાગ આ બોલોથી આપ ચકીત થયા, એમાં કાંઇ મને નવાઈ લાગતી નથી. પણ હું ખુલ્લી રીતે આપની નોકરી કરવા આવું, તો મ્હારો કેવી રીતે કયારે ઘાત થાય તેનો નિયમ નહી. મને ઘણી ગુપ્ત વાતોની માહિતી છે, તે સર્વ હું આપને કહીશ દઇશ એવું અમારા તેમજ ઇતર બાદશાહોના મનમાં સ્વભાવિક રીતે આવેજ, અને તેથી મ્હારા પ્રાણુ લેવા નાના પ્રકારની યુક્તિઓ તેઓ યોજે તો તેમાં કાંઇ નવાઇ નથી. તેથી તેમ થવું ઇષ્ટ નથી. શીવાય મ્હારા જેવો ગુપ્ત મસલતદાર મળવાથી આપને જે ફાયદો થશે, તે હું ખુલ્લી રીતે આપનો સેવક થાઉં તેથી થનાર નથી. ત્યારે આ જ વ્યવસ્થા આપ કબુલ્ન કરો એ ઉત્તમ છે. મ્હારૂં વિના કારણુ અપમાન કર્યું તેનું વેર લેવાશે. મને જે કાંઈ બીજું સાધવું છે તે પણ સધાશે, અને છેક કટોકટીને વખતે ખુલ્લી રીતે તમારા તરફ આવતાં તેમના હાથ ભોંયે પડશે. હવે કહું છું તે બરાબર સાંભળો. મ્હારૂં બિજાપુરમાં અનહદ અપમાન થયું તેનું વેર લેવા મને આ એક યુક્તિ શિવાય બીજી દેખાતી નથી. હું હમણાજ ખુલ્લી રીતે તમારી પાસે આવું, તો તમે ત્યાંનાં કારસ્થાનો જાણી શકશો નહી. હું ઉપરથી આજ છુ તેવોજ અને અંદરથી આપનો એમ રહો, તો, ક્ષણોક્ષણુ જે કાંઇ ચાલશે, તે સર્વ સમજાશે, અને જેમ -જેમ સમજાશે તેમ તેમ

તરત આપને જણાવતાં આપનું કામ સહેલું થશે. મ્હારી માતા મ્હારા આ કામમાં કયારે પણ સંમત થનાર નથી. આવું હું કરૂં છું એનો સંશય સુદ્ધાં તેને આવ્યો તો થયું, મ્હારૂં મ્હોઢુ સુદ્ધાં તે જોશે નહી. તે અતિ વિલક્ષણ સ્ત્રી છે, અત્યંત ચતુર છે. વળી આજ અહીં નથી તેથીજ આપણને સ્વસ્થપણે આમ વાતો કરવાનો વખત મળ્યો છે. અસ્તુ. બોલો. મ્હારૂં કહેવું આપને માન્ય છે ? મને આપ તરફથી અત્યારે કાંઇપણ તનખો (પગાર) નથી જોઇતો, સતસબદારી નથી જોઇતી, કાંઇપણ જોઇતુ નથી. મને તો વેર–વેર–વેરજ લેવું છે. તે લેવાનું મળે એટલુંજ જોઇએ છે. બોલો શું ઉત્તર આપો છે ?"

"હવે આમાં મ્હારે બોલવાનું તમે રાખ્યુ છેજ શું ?" રામરાજા અતિ પ્રફુલ્લપણે બોલ્યો "દેવ પાસે માંગી એક આંખ તો દેવે આપી બે ! તેવોજ આ પ્રકાર થયો. ઠીક છે. અતિ ઉત્તમ છે. મને તે સર્વ રીતે કાયદાસરનુંજ છે. સર્વ રીતે હું કબુલ છું. કયાંથી પણ તમારો અને મ્હારો એક વિચાર થાય એજ મ્હારો હેતુ."

"ઠીક છે ! તો હવે તે કેવી રીતે અમલમાં મુકવું તેનો વિચાર કરીયે. તમારે અહીં હવે કયારે પણ આવવું નહી. આપ વારંવાર અહીં આવો સો આપણા સંબંધી આડીઅવળી શંકા લોકોના મનમાં આવેજ. હવે મને જ્યારે કાંઇ લાગશે ત્યારે હુંજ આપ પાસે આવીશ; અને આપને મને મળવુ હોય તો ખુલ્લી રીતે મને બોલાવવો. હું મહમદખાનની રજા લઇ આવતો જઇશ. અગર બે ત્રણ દીવસે તમારી દરબારમાં જવાની સદર પરવાનગીજ આપ તરફથી બાતમીઓ કાઢવાના કામમાં એમ કરવાથી ફાયદો થશે વગેરે કહી લઇ રાખીશ. આપે મ્હારા બદલ હમેશાં સંશયનું વર્તન કરે જવું. ભરદરબારમા તેવું આપણું વર્તન છે એવું દેખાડતા રહેશો. આપનો અને મ્હારો અંતઃસ્થ સંબંધ જુદોજ છે એવી ગંધ સુદ્ધાં બ્હાર પડવી જોઇએ નહીં. એ પ્રમાણે આપણે વર્તીશું તો જરૂર

આપણા કામમાં ફત્તેહ મળશેજ. અત્યારથી મંગલાચરણ કરીયે. હમણાંજ તમારી અને મ્હારી વચ્ચે કાંઇ ખટપટ થઇ, ક્રોધ કરી સંતાપી તમે અહીંથી જાઓ છો એવું દેખાડો. અને પછી અહીં આવશો નહી."

"ઠીક! ઠીક!" રામરાજા એકદમ બોલી ઉઠયો:-"તમારો વિચાર મને અક્ષરે અક્ષર પસંદ પડયો છે. તમે ખરેખર આટલા યુવાન છતાં આવા મુત્સદ્દી હશો એમ મને લાગતુંજ હતું, તે આજ ખરૂ થયું એ જોઇ મને અતી આનંદ થાય છે. તમારા કહેવા પ્રમાણે અક્ષરશઃ કરીશું. પણ વારંવાર મને મળવાની તજવીજ જરૂર કરજો. કેમકે તે વગર......"

"તે બાબત આપ ચિંતા કરશો નહી. સર્વ થશે. આપ જાઓ ત્યારે ખુબ સંતાપ્યા પ્રમાણે જજો. આપ અને મ્હારી વચ્ચે કાંઇ વિલક્ષણ બોલાચાલી થઇ છે એવું સર્વેને લાગવું જોઇએ. કપટ-નાટકજ કરવું છે. અમારા લોકો ઘણા લબાડ ધુર્ત ઉસ્તાદ છે. મ્હારી પકકી ખાત્રી છે કે મહમદખાન તથા બાદશાહે મ્હારાપર નજર રાખવા કાંઇ ગુપ્ત હેરો મ્હારી તહેનાતમાં રાખ્યા છે. તેમના તરફથી આપણી કજીયાની બાતમી ત્યાં પહોંચવી જોઇએ. આપ ગયા પછી આપ બદલ મને લાગશે તેમ બડબડીશ તે આપને કાને આવે તો ખેદ પામશો નહી. માત્ર ઉપરથી ક્રોધ દાખવશો."

આ પ્રમાણે વાર્તાલાપ કરી, કપટનાટકનો-ક્રોધનો સ્વાંગ કરી રામરાજા ત્યાંથી નીકળી ગયો. રામરાજા તથા રણમસ્તખાન વચ્ચે ગરમાગરમ તકરાર થઇ. રામરાજા ગયો ત્યારે તેના ચ્હેરાપર સંતાપ, ક્રોધ, તિરસ્કાર સ્પષ્ટ દેખાતા હતા અને સર્વેએ જાણ્યુ કે ઉભય વચ્ચે કાંઇ બાબતસર ખુબ ચકમક ઝરી છે.



# પ્રકરણ ૩૪ મું.



## માતા પુત્ર વચ્ચે વાતચીત.

What heart-breaking torments from jealousy flow,
Ah ! none but the jealous the jealous can know !

(Sheriiden.)



રામરાજા ગયા પછી રણમસ્તખાન ઘણો વિચારમગ્ન થયો. પોતે આજ જે ઉપક્રમ કર્યો તે પોતાની માતાને જણાવવો કે નહી એ તેના મનમાં મ્હોટો પ્રશ્ન ખડો થયો. મનમાં વિચાર આવ્યો કે આ વાત માતાને જણાવી દેવી. પણ ફરી વિચાર ચાલ્યો કે નોકર ચાકરોએ જે બ્હારથી પોતાનો તેમ રામરાજાનો ટંટો થયો એમ જોયું તે તો માતાને જણાશે પણ અમારી વચ્ચે જે વાતો થઈ તે કેમ જણાશે? તે તો કહેવી નહી. આપણું આ કારસ્થાન તેને બીલકુલ પસંદ પડશે નહી એ તેને ખાત્રી હતી. તેને જુઠાણું, ખોટું બોલવું ચાલવું વગેરે ઉપર અત્યંત તિરસ્કાર છે. તેમાં આ વિશ્વાસઘાત પર્યંત પહોંચેલી પોતાની મજલ તે જાણે તો તેને શું શું થશે? તે કયારે પણ સંમત થશે નહી અને જો સંમત ન થાય તો કાર્ય સિદ્ધી કેમ થશે? માટે પોતાના વિચાર અને પોતાનો ઉદ્દેશ પોતાની સ્વતઃની બ્હાર કોઇને પણ કાને જવો ઉપયોગનો નથી, એવું તેના મને પકકું ઠરાવ્યું.

રણમસ્તખાને નિશ્ચય કર્યો કે આજે રામરાજા સાથે કરેલ ઠરાવ માતાને બીલકુલ જણાવવો નહી. નોકરચાકરો તરફથી જે તેને જણાશે, તેજ ખરૂં એમ તેને જણાવવું. તે પાછાં આવે ત્યારે આપણે પોતે કાંઇ આ વાત કાઢવી નહી. તેને પોતાને પરબારી નોકરો મારફતે તે વાત જણાય ત્યારે તે બધી ખરી છે એમ કહેવું. હવે આજ જે થયું તે તેને જણાવવું નહી એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. મનુષ્ય પોતાનું મન બીજાને જણાય નહી એવો નિશ્ચય કરી વર્તન કરવા લાગે છે, ત્યારે તેના મનમાં દુશ્ચીત્તપણું આવે છે, અને તે દુશ્ચીત્તપણાનું તેના શરીરપર અને ચર્યાપર પરિણામ આવે છે; તેવીજ એની સ્થિતિ થઇ. તે હમેશ એકાંત બેસવામાં સમાધાન માનવા લાગ્યો. એ પ્રકારે જ્યારે એકાંતમાં બેઠા હોઇએ અને કોઇ સહજ પણ પાસે આવે ત્યારે એકદમ તેનો સંતાપ આવે છે. આ વખતે કેમ આવ્યો? તને કોણે બોલાવ્યો હતો? એવો ત્રાસ પામી એકદમ પુછે છે, અગર એવું જેને પુછાય નહી એવો મનુષ્ય હોય, તો પોતા સાથેજ મનમાં બડબડતો બેસે છે અને પોતાનો ત્રાસ તેને જણાવા ન દેવાનો પ્રયત્ન કરે છે. તેવીજ વૃત્તિ-સ્થિતિ બિજાપુરથી આવ્યા પછી રણમસ્તખાનની થઇ હતી. પોતાના 'તરૂણ સ્વામિની વૃત્તિ બિજાપુરથી આવ્યા પછી બદલાઇ છે, તેનું આનંદીપણું નાહીસું થયું છે, એવું તેના નોકરચાકરોને દેખાવા લાગ્યું હતું.

આવી સ્થિતિમાં થોડા દીવસ ગયા. હવે પોતાનું કાર્ય સિદ્ધીએ પહોંચાડવા શા શા પ્રયત્નો કરવા તેના વિચારમાં લાગ્યો. મહમદખાન પાસે જઇ રામરાજાની દરબારમાં બે ત્રણ દીવસે જવાનો પોતાનો હેતુ છે, અને પોતાનો ઇષ્ટ હેતુ સાધવા આ અમલમાં મુકવાનો વિચાર જણાવ્યો, અને તે પ્રમાણે બીજા દીવસથી તે ઉપક્રમ શરૂ પણ કરી દીધો.

મા સાહેબ પાછાં આવે છે ત્યાં તો સર્વ નિશ્ચય કાયમ થઇ તે પ્રમાણે વર્તણુંક પણ શરૂ થઇ હતી. મા સાહેબ પણ પાછાં આવ્યાં. તેમના મનની સ્થિતિ અત્યંત ઉદ્વીગ્ન દેખાઇ. તેમાં વળી પુત્રની ચર્યાપરથી તેનું મન પણ

ઉદ્વીગ્ન છે, તેના મનમાં કાંઇ વિલક્ષણ ચિંતા લાગી છે, એવું તરત માતાને જણાતાં તેનું મન વધારે ઉદ્વીગ્ન થયું. પાછા આવ્યા પછી તે પોતાને ખિજાપુરમાં શું થયું વગેરે પુછશે, ત્યારે તેને શો ઉત્તર આપવો એની તેને વિવંચના લાગી હતી, તે વિવંચના એક બાજુએ રહી, પુત્રની વૃત્તિ આવી કેમ થઇ એની વિવંચના તેને લાગી. પુત્રે પ્રત્યક્ષ રીતે પ્રશ્નો કરી કાંઇ પુછ્યું નહી, એટલુજ નહી પણ પોતાને કાંઇ જીજ્ઞાસા છે એવું સુદ્ધાં જણાવા દીધું નહી. આવી તેની સ્થિતિ થવાનું કારણ શું થયું હશે એનો તેને ઘણો વિચાર આવ્યો. નોકર ચાકરો તરફથી તેના ગયા પછી ત્યાં બનેલ સર્વ હકીકત જણાતાં, રામરાજા સાથે થયેલા કજીયાનો અને આ ચિંતાનો કાંઇપણ સંબંધ હોવો જોઇએ એવું મા સાહેબે અનુમાન કર્યું. પણ પુત્રે પોતાને તે કાંઇપણ જણાવ્યુ નહિ એથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેને લાગી આવ્યું, આજ પર્યંત પુત્ર પોતા સાથે આમ ઉદાસીન રીતે ક્યારે પણ વર્ત્યો નહોતો, આજજ આમ કેમ વર્તે છે, કિંબહુના—સલીમા દ્રષ્ટિએ પડી ત્યારથી જ એમ કેમ વર્તે છે ? આ પ્રશ્ન પ્રેમાળ માતાને અતિ તાપ આપવા લાગ્યો. તેને અતિ ચિંતા થવા લાગી. તે ઘણી ચતુર, ઘણી વિચારશીલ અને શાંત હતી, પરંતુ તેને પુત્રની ચિંતાએ ગાંડા જેવી બનાવી. એમ કરતાં જેમ તેમ છ દિવસ પસાર કર્યા, પણ પુત્રે કાંઇ વાત કાઢી નહી, તેમ પુત્રની વર્તણુંકમાં દરરોજ કાંઇ નવો ફરક દેખાવા લાગ્યો. તેની ચિત્તવૃત્તિ અધિકાધિક ઉદાસીન દેખાવા લાગી; અને તે મકાનની બહાર ઘણો વખત પોતાનો કાળક્રમણ કરતો એવું દેખાયું. આમ ચાલવા દેવાથી શું પરિણામ આવશે ? એની ભીતિ આ પ્રેમાળ માતાને લાગી. તેને હવે એક વખત એકાંતમાં મળી સ્પષ્ટ રીતે વાત કરવાનો માતાએ ઠરાવ કર્યો; અને બીજે દિવસે સવારેજ તેને પોતા પાસે બોલાવી મંગાવ્યો.

તે આવતાં મા સાહેબે તેની ચર્યા તરફ જોયું. તેની ચર્યાપર કેટલો બધો ફરક માતાને દેખાયો ! તેની પ્રેમાળ જનનીને ઘણું લાગી આવ્યું. કાંઇ ન બોલતાં હાથ લંબાવી તેને પાસે બોલાવ્યો, તેની પીઠપર હાથ ફેરવ્યો,

તેના નિસ્તેજ ચ્હેરા તરફ ટક લગાડી જોતી બોલી:-" બાલુડા રણમસ્ત, તું મ્હારો એકલોજ આનંદ છે એ તું જાણે છે ના ? તને શું થાય છે બેટા ? મને કેમ કહેતો નથી ? મ્હારાપરનો ત્હારો વિશ્વાસ ક્યાં ગયો ? તું મ્હારાથી શું છુપાવે છે ? તને શી ચિંતા લાગી રહી છે ? "

આવા અર્થના અનેક પ્રશ્નો પુછ્યા અને તેણે વચ્ચે ઉત્તર આપ્યો: -" માતા માતા, મને આપ પુછો છો, પણ ઉત્તર આપી શકતો નથી. મને શું થાય છે તે હું પોતેજ સમજી શકતો નથી, પછી આપને શું કહુ ?-"

" આ ઉત્તરથી મને સમાધાન કેમ થાય ? 'હું સમજતો નથી' એ એ ઉત્તરથી હું સંતોષ કેમ પામું ? તેં આજ પર્યંત જે કર્યું નથી, આજ સુધી મ્હારાથી કાંઇપણ છુપાવ્યું નથી તે આજ તું કરે છે, એ શું હું સમજતી નથી ? અરે, અરે ! એમ કર નહી. ત્હારે માટેજ હું રહી છું, ત્હારે માટે મેં અનેક સંકટો હાલ હમેશાં સોસ્યાં, મ્હારો પ્રાણ-જીવ,-તું મ્હારો આત્મા, મ્હારૂં સર્વસ્વ તું, અને તે જ તું આ જ મ્હારાથી છુપાવે છે, મ્હારાથી દુર થવા માગે છે, ત્યારે હવે મ્હારે જીવીને પણ શું કરવું છે ? તું સુખી, એ મ્હારી સ્થિતિ. આજ પર્યંત ત્હારા મ્હારામાં ભિન્નભાવ બીલકુલ નહોતો, મ્હારાથી કાંઈ પણ વાત તું છુપી રાખતો નહોતો, અને આજ આમ કેમ કરે છે ? "

તે સાથેજ તે એકદમ બોલી:-"છે, છે, છે ! તને કાંઇપણ કરવું શક્ય નથી એ ત્હારૂં બોલવું અમથુંજ છે. બોલ, બોલ મ્હારાથી કાંઇપણ છુપાવ નહીં; બોલ, શું કારસ્થાનોમાં ગુંથાયો છે ? "

" કારસ્થાન, અને હું ! કારસ્થાન કેવાં, અને તે વળી મ્હારે ! મા સાહેબ, આમ અપક્ષ શંકાઓ ધરી મને પ્રશ્નો કરો નહી. હું જેમ યઃકશ્ચીત કયાં પણ કેમ પણ જન્મ પામ્યો, તેમજ યઃકશ્ચીત મૃત્યુ પણ પામીશ. ઇતર પ્રમાણે મહત્કૃત્યો કરી મોટાઇ મેળવવી મને શકય પણ નથી. મને અમસ્તા આવા પ્રશ્નો શું કરવા કરો છો ? હું શું કરૂં છું, કે આપથી કાંઇ

છુપાવું? એવું કાંઇ છેજ નહી. તમે હવે મ્હારા હાથથી અમુક થશે કે તમુક થશે, એ આશાજ છોડો. મને જે જોઇએ તે સ્ત્રીજ મેળવવી શકય નથી, તો, બીજું શું શકય થઇ શકે?"

તે છેવટનું વાકય સાંભળતાંજ મા સાહેબ સ્તબ્ધ થયાં. પોતે તર્ક કર્યો હતો તેજ તર્ક ખરો થયો એવું તેને લાગ્યું. સલીમા પોતાને મળશે એ આશાથી તે તેની સાથે બિજાપુર ગયો અને ત્યાં તેની આશા સમુળગી ભંગ થઇ, એજ તેની આ ઉદાસીન મનોવૃત્તિનું કારણ ખરૂં, એવું તેના મનમાં આવ્યું હતું; અને તેના આ છેવટના વાકયોએ તેની ધારણા સ્પષ્ટ કર્યાથી હવે શું કહેવું તેજ તેને સુજ્યું નહિ. તેના તરફ જોતી તે સ્તબ્ધ બેઠી. તે પણ જાણે કાંઇ નિશ્ચય કરી ઓઠ દાબી સ્તબ્ધ બેઠો. માતા તરફ જોતો નહતો. નીચે જમીનપર કિંવા બારી તરફ જોતો હતો. ઘણો વખત આમ ઉભયની તટસ્થ વૃત્તિ રહી; છેવટે પુનઃ મા સાહેબે પુછ્યું:—" પણ તું હમણાં હમણાં વિજયાનગરના દરબારમાં ઘણો ઘણો વારંવાર કેમ જાય છે વારૂ? કાલ રાત્રે એકલો કયાં ગયો હતો? આમ વારંવાર કયાં જાય છે? બોલ."

તરત જ તેણે ઉત્તર વાળ્યો:—" મ્હારા માથાપર જેને લાવી બેસાડયો છે તેનો હુકમ હોવાથી વારંવાર દરબારમાં જાઉં છું. નિંદ્રા આવતી નથી તેથી કંટાળી રાત્રે કયાં પણ ભટકું છું. હજારો વિચારો મનને ઉદ્દીગ્ન કરે છે, ત્રાસ આપે છે તે સમાવવા ભટકું છું. આમ ભટકવાથી સમાધાન થાય છે, બીજું કાંઇ નથી."

આ ઉત્તરથી મા સાહેબ ચકીત થયાં, નિરૂત્તર થયાં; પણ માતાને જ! જેણે પોતાના જીવનનો સર્વ ભાર તેના સુખ માટે જ કાઢયો હતો, એવી માતા નિરાશ કેમ થાય? તે લાગલીજ બોલી:—" પણ એવા તે શું વિચાર આવે છે? તે મને કેમ કહેતો નથી? મને કાંઇ તેનું નિવારણ કરવા યુક્તિ સુજે—ઉપાય સુજે, તો હું શું નહી કરીશ? ત્હારાં સુખ દુઃખ તે મ્હારાં

એવી મ્હારી સ્થિતિ શું તું જાણુતો નથી ? બોલ, આમ મુખસ્તંભ જેવો બેસ નહી, ખુલાસો કર."

"માતા, માતા ! શું કહું ! અરે મને સુખ બીલકુલ નથી. દુઃખ માત્ર જોઇએ તેટલું છે, તો તે જણાવી તમને પણ દુઃખી શું કરવા કરૂં ! ક્ષણેક્ષણે–પદે પદે મ્હારૂં અપમાન થાય છે, મને ઇષ્ટ વસ્તુ મળતી નથી, એથી મ્હારા મનમાં અતિશય ઉદ્વીગ્નતા આવી છે. તે તમને કહી તમને દુઃખી શું કરવા કરૂં ? મ્હારા માર્ગમાં શું શું અડચણો છે તેની મનેજ ખબર. તે તમારા…" આટલું બોલી એકાએક અટકયો, દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને પાછો બોલવા લાગ્યો:–"હવેથી મને મોકળોજ મુકો. મ્હારૂં મને કરવા દ્યો. તમે તમારે ઇશ્વર ભજનનો માર્ગ ચાલુ રાખો. મ્હારી ચિંતા કરો નહી. મ્હારૂં જે થવાનુ હશે તે મ્હારે જ ભોગવવું જોઇએ. જે કરીશ તેમાં લોક નિંદા પ્રાપ્ત થાય તો મ્હારી, મને સંકટ આવે તો મ્હારૂં, તમે મ્હારી ચિંતા મુકો. આ ચિંતાથી તમને ઉદ્વીગ્નતા સીવાય બીજું કાંઇપણુ મળશે નહી. હું હવે જાઉં છું."

આટલું કહી તે ઉઠયો, માતા તરફ જોયું નહી અને એકદમ ત્યાંથી નીકળી ગયો. મા સાહેબ ચકીત અને સ્તબ્ધ થયાં. પુત્ર પોતા સાથે આવું ઉદાસીન, નિષ્ઠુર, કઠોર વર્તન કરશે એવી તેને કલ્પના સુદ્ધાં નહોતી. કલ્પના બહાર હતું તે આજ પ્રત્યક્ષ થયું. તે એટલાં શુન્યહૃદય થયાં કે પુત્ર ગયો તે પણ જાણી શકયાં નહી. પાંચ પળ થઇ, કયાં દશ થઇ, ઘટીકા થઇ, તે તેજ જગ્યાએ જડાઇ ગયાં હોય તેમ બેઠાં રહ્યાં. તેને ભયંકર કલ્પનાઓ આવવા લાગી કે બિજાપુર દરબારમાં થયેલ અપમાનનું વેર લેવા ગુપ્ત રીતે રામરાજાને તે મળી ગયો તો નહી હોય ! કાંઇપણ દગો પુત્રના મનમાં રમી રહ્યો છે, કાંઇ પણ કાવત્રુ રચાય છે, એવી શંકા દ્રઢ થતી ગઇ.

થયું, તેના મને નક્કી કર્યું, કે પોતાનો પુત્ર રામરાજાના ભયંકર પાશમાં

જોઇ આવજે. આજ આટલું બસ છે. તે ઘોડા પર હશે, માટે પગે તેની પુઠે પુઠે જયાં સુધી જવાય ત્યા સુધી સાવધાનીથા જજે. દીશા જણાય પછી શું કરવું તે કહીશ."

હજુરીયાએ એ કબુલ કર્યું. માસાહેબે તર્ક બાંધ્યો કે એ ઘણું કરી વિજયાનગર તરફ જતો હશે, કદાચ ખુદ વિજયાનગર પણ જતો હોય; કદાચ માર્ગમાં કયાં પણ મળવાનું ઠેકાણું નક્કી કરી તે સ્થળે કોઇને મળવા જતો હોય. ત્યારે પ્રથમ વાત એ કે પોતાનો આ તર્ક ખરો કે ખોટો તેની તપાસ કરવી. તે ખરો ઠરે, તો પછી વિચાર થશે. હજુરીયાએ કબુલ કર્યું, એટલેથી માસાહેબ અટકયાં નહી; પણ તે ખબર ખરી લાવે છે કે ખોટી તે તપાસવા પોતાની તહેનાતમાં સેવકો પૈકી એક કરીમબક્ષ નામનો સેવક હતો તેને બોલાવી આ કામગીરી સોંપી. માસાહેબને હવે જરા સંતોષ થયો. આજ તેનું ધ્યાન જપજાપમાં લાગ્યું નહી. પુત્રદેવ આગળ બીજા દેવનુ સ્મરણ સુદ્ધાં આજ થયું નહી, એટલી તેની તંદ્રી પુત્ર તરફ લાગી રહી. પુત્ર રામરાજાને નાદે લાગ્યો છે, તેના પાશમાં સપડાયો છે, એવું તેના મનમાં પક્કું લાગવા લાગ્યું, અને તે ખરૂં કે ખોટું તેની બરાબર તપાસ કરવાની બલત્તર ઇચ્છા થઇ. એમ કરતાં સાયંકાળ થઇ. લૈલીને પણ તેની તે દિવસની વૃત્તિપરથી આશ્ચર્ય લાગ્યું પણ તે પુછવાની હીંમત કરી શકી નહી. સાયંકાળ થયા પછી તેના મનમાં કાંઇ આવતાં એકાએક લૈલીને કહ્યું:—"આજ બીલકુલ જપજાપ થયા નથી માટે હું મ્હારા ખંડમાં દ્વાર બંધ કરી બેસું છું તે કોઇપણ કારણસર કે કામસર મને બોલાવતી નહી, તેમ દરવાજા ઉઘાડતી નહી." એમ કહી માસાહેબે પોતાના ખંડનાં દ્વાર બંધ કર્યાં અને લૈલી હંમેશના નિયમ પ્રમાણે દ્વાર પાસે બેઠી. પરંતુ જપજાપ આજ શાના સુજે? તેનું સર્વ ચિત્ત પુત્રની હીલચાલપર. તે આજ જશે શું? કદાચીત આજજ હું બોલી છું તેથી તે જાય પણ નહી; તો ઠીક થશે; જશે તો કઇ દિશાએ–કયાં જાય છે તે જાણવાની તજવીજ તો કરી છે;–આવી તેના મનની વિલક્ષણ સ્થિતિ થઇ હતી.

અહીં તે રાત્રે, તે રાત્રેજ શું પણ માસાહેબનું અને તેનું બોલવું થયું ત્યારથી, રણમસ્તખાનની વૃત્તિ વિલક્ષણ થઇ હતી. તે તે દીવસે ખરાખર જમ્યો પણ નહી. એકસરખો પોતાના ઓરડામાં તડફડ કરતો હતો. પોતાની માતા સાથે આજ પોતે ઘણું ઉદ્ધતાઇનુ વર્તન કર્યું, એ વિચાર તેના મનને એકસરખો ડંખતો હતો. આ પોતે ઠીક કર્યું નહી, એવો વિચાર મનમાં ખડો થાય, પુનઃ તેનું તે જ લાગે. "પણ એવું વર્તન કર્યા શીવાય બીજો ઉપાયજ નહોતો. તેને સર્વ વાત કહેવી ? અશક્ય; જે હું અત્યારે કરૂં છું તે કયારે પણ તેને પસંદ પડયું નહોત, અને જો તેને તે પસંદજ ન પડે તો પછી તેની સંમતિ પણ કયાંથી મળે ? તે કાંઈ નહી. પોતે જે કર્યું તે ખરૂં. આપણે દાવ સધાય ત્યાં સુધી હવે આવુંજ વર્તન રાખવું જોઇએ. તેના મનને અતિ ત્રાસ થશે—પણ નીરૂપાય. આપણે શું કરીયે ? મ્હારા મનને શું કમી ત્રાસ થાય છે ? એક બાબતના તેના મૌન્યથી મને આ જન્મ ત્રાસ ભોગવવો પડે છે. મ્હારા મનની તેણે કયારે પરવા કરી છે કે ?" આવા પણ નિષ્ઠુર વિચાર તેના મનમાં તે દીવસે આવ્યા.

થતાં થતાં રાત્રી થઇ. રાત્રી થયાની સાથે રણમસ્તખાનને તો એક પ્રકારે સંતોષ થયો. ચાર ઘટીકા રાત્રી જતાં જ તેણે પોતાના હજુરીયાને બોલાવ્યો અને કહ્યું:—"હું આજ પણ કાલ પ્રમાણે બહાર જનાર છું. પોહ ફાટતાં પાછો આવીશ. માસાહેબ કદાચીત આજ મ્હારી તપાસ કરશે તો કહેજે કે હું સુઇ ગયો છું, અને કોઇપણ કારણસર મને ઉઠાડવો નહી એવી સખ્ત તાકીદ કરી છે. સમજ્યો ! જા. મ્હારો ઘોડો તૈયાર કરી હમેશની જગ્યાએ લઇ જઇ ઉભો કરવા અલીખાનને વર્દી આપ. જા."

હજુરીયાને તેટલુંજ જોઇતું હતું. તે દોડતો ગયો. અલીખાનને વર્દી આપી માસાહેબને ખબર પહોંચાડયા. રણમસ્તખાનનું મન ઘણું સંશયી થયું હતું. તે બહાર જવાનો પોષાક પહેરવાના વિચારમાં હતો, અને તેટલા

માટે તે હજુરીયા નજીરની રાહ જોતો હતો, તેથી નજીરને થોડો અધિક વખત લાગ્યો તે તેના ધ્યાનમાં આવ્યું. તે સન્મુખ આવતાંજ “ અલીને માત્ર વર્દી પહોંચાડી આવતાં આટલો બધો વખત કેમ લાગ્યો ? ” એવો પ્રશ્ન પુછ્યો. નજીર ગભરાયો. શું ઉત્તર આપવો તે સુજ્યું નહી. પરંતુ એટલામાં રણમસ્તખાનજ આગળ બોલ્યો “ વખત કવખત બીલકુલ સમજતો નથી. હુકકો ગડગડાવતો બેઠો હઇશ ? ”

નજીરને તેટલુંજ ફાવ્યું. તે કિંચિત હાસ્યવદન કરી શરમાયા જેવો થઇ રણમસ્તખાનનાં કપડાં લાવવા દોડયો. રણમસ્તખાને કપડાં પહેર્યાં. પુનઃ નજીરને “ પોતે બહાર ગયો છે તે માસાહેબને કદી જણાવું ન જોઇએ. ” એવી તાકીદ કરી; અને નીમેલી જગ્યાએ અલીએ ઘોડો તૈયાર રાખ્યો હતો ત્યાં જઇ ઘોડાપર ચઢી પંથે પડયો. નજીર ચાલવામાં ચપળ હતો, તેમ રણમસ્તખાનનો ઘોડો પણ ઠીક ઠીક ચાલ્યો હતો. તેથી તેની પુંઠે પુંઠે જઈ તે કઇ દિશા તરફ જાય છે તે જોવાનું તેને બરાબર સાંપડયું. રણમસ્તખાને વિજયાનગરનોજ માર્ગ લીધો હતો. એટલી ખાત્રી થતાં નજીર પાછો ફર્યો અને તાબડતોબ માસાહેબને વર્દી પહોંચાડી.

આ સાંભળી માસાહેબની ચિત્તવૃત્તિ અતિશય વિલક્ષણ થઇ. માસાહેબ હવે એટલાં અસ્વસ્થ થયાં કે, તેને પોતે પણ રણમસ્તખાનની પુંઠે ઘોડાપર બેસી જવું કે કેમ એવું થઇ ગયું. પરંતુ તે હવે તેને શક્ય નહોતું. શિવાય તેણે કરીમબક્ષને પણ અર્ધી વાટ પર્યંત જઇ, બેસી, રણમસ્તખાન તે માર્ગે જાય છે કે કેમ તે જોવા કહ્યું હતું. તે બાતમી સવારે મળશે, પછી જે વિચાર કરવો ઘટે તે કરવો. એવું તેના મને યોજ્યું. તેનું મન જોકે વિચારોથી થાકયું નહી, તોપણ મન જેટલું તેનું શરીર દૃઢ ન હોવાથી થોડો વખત પછી તેના શરીરને થાક ચડયો, અને અંતે તે બીછાનાપર જઇ પડી. બીછાનાપર પડવું તે તેના હાથમાં હતું, પરંતુ નિંદ્રા આવી સર્વ બનેલું ભુલવું, એ તેના હાથમાં ક્યાં હતું ? તે બીછાનાપર એક સરખી તડફડવા લાગી. નિંદ્રા કેમે કરી આવે નહી. રાત્રિ કેમે કરી

પુરી થાય નહી. એમ થતાં થતાં રાત્રી બાકી એક ઘટીકા રહી હશે ત્યાં તેને નિંદ્રા આવી. માત્ર તે નિંદ્રા સ્વસ્થ નહોતી, સ્વપ્નમય હતી. એક વિલક્ષણ સ્વપ્ન તેની નજર આગળ આવી પડયું હતું.

એક મ્હોટો પહાડ છે. તે પહાડની શીખરપર પોતે એકલી ઉભી છે. એટલામાં રામરાજા ત્યાં આવ્યો. તેને જોતાં તેનાપર ક્રોધયુક્ત નજરથી પોતે જુવે છે, રામરાજા માત્ર શાંત અને સ્મિત મુખથી પોતા તરફ જોઇ રહ્યો છે. એટલુંજ નહી પણ તે હાથ લાંબા કરી આલિંગન દેવા પોતા તરફ ધસે છે, પોતે પાછા પગે હઠે છે અને શીખરપરથી નીચે ખીણમાં કુદકો મારવા જાય છે, ત્યાં રામરાજા પાસે રણમસ્તખાન દેખાય છે. આ જોતાં પોતે એકદમ નિશ્ચલ અને નિર્બળ થાય છે, તે જોતાંજ રામરાજા મધુરતાથી હસી કહે છે " જો, જો, આને મેં વશ કર્યો. તે મ્હારો મને મળ્યો. હવે તું જ એકલી કેમ દૂર રહે છે ? આવ, આવ ?" એમ કહી પોતાને પકડવા હાથ લાંબા કરે છે, ત્યાં રણમસ્તખાન આગળ આવ્યો. તેની સાથે સલીમા પણ દેખાઇ. તેણે કાંઇ રણમસ્તખાનને નિશાની કરી, અને તેણે " જાઓ, જાઓ, મ્હારા આયુષ્યનું સત્યાનાશ તો તમે વાળ્યું ?" એવું બોલતો પોતાને અને રામરાજાને એકદમ પહાડની ટોચપરથી ગબડાવી દે છે.

આટલું સ્વપ્ન આવ્યું ત્યાં તેણે કારમી ચીસ પાડી. લૈલી બહાર સુતી હતી તેણે તે સાંભળી. હાંફળી ફાંફળી દરવાજા ખોલી અંદર ધસી; જુવે છે તો માસાહેબ નીચે જમીનપર અસ્તાવ્યસ્ત બેશુદ્ધાવસ્થામાં પડયાં છે. લૈલીએ એકદમ પાણી લઇ મ્હોડાપર છાંટયું, પણ તે શુદ્ધીપર આવ્યાં નહી. પુષ્કળ પ્રયત્ન કર્યા પણ વ્યર્થ. છેવટે તેણે રણમસ્તખાનને હાંક મારી, પણ તે રાત્રે ગયો હતો તે હજુ પાછો ફર્યો નહોતો. બહાર તડકું પણ પડતું હતું. સવાર કયારનીએ થઇ હતી. અંતે લૈલીએ ઘણા ઘણા ઉપાયો કર્યાં અને માસાહેબ શુદ્ધીપર આવ્યાં.

---

# પ્રકરણ ૩૪ મું.



## રણમસ્તખાનનો સંદેશો.



કેનાં પાડે કેનાં પોઠીયે,
કેનાં ગાડાં ભરાય;
અમારા દુઃખનો પાર ના,
વીંઝર વાણ ભરાય.



Awhile she stood
Transformed by grief to marble, & appear'd
Her own pale monument ! but when she breathed
The secret anguish of her wounded soul,
So moving were the plaints, they would have soothed
The stooping falcon to suspend his flight,
And spare his mourning prey.

(Trenton)



"Yet who shall shut out Fate !"

(Arnold.)



" જીસ તન લાગે વહ તન જાને,
કોઉ ન જાને દુઃખ પરાયા."

માસાહેબ શુદ્ધીપર આવ્યાં, પણ ઘણો વખત સુધી એકાદા ભ્રમિષ્ટ પ્રમાણે ચોપાસ જોવા લાગ્યાં. લૈલી ગભરાઇ–આસનાવાસના કરવા લાગી. માસાહેબ તો હજુ તંદ્રામાં હતાં. થતાં થતાં તેણે એકદમ લૈલીને કહ્યું. "નજીરને બોલાવ, જલદી બોલાવ." નજીરને બોલાવ એ શબ્દો મા સાહેબના મુખમાંથી બહાર પડતાં લૈલીને અતિ આનંદ થયો કે પોતાની બાઇ હવે શુદ્ધીપર આવી. તરત તે હુકમનો અમલ થયો. નજીર આવ્યો. તે આવતાંજ માસાહેબે પુછ્યું:–" મ્હારો માલેક રાત્રે કયારે આવ્યો ? હજુ સુતો છે, કે ઉઠયો છે ? કરીમબક્ષ આવ્યો કે ? " વગેરે એક પછી એક પ્રશ્ન એક સરખા શરૂ થયા.

નજીરને ઉત્તર આપવાનો વખતજ મળ્યો નહી, તથાપી છેવટનો પ્રશ્ન કરી જરા અટકે છે ત્યાં નજીર એકદમ બોલી ઉઠયો:–" માસાહેબ, માલેક કાલે રાત્રે જે ગયા તે હજુ પાછા આવ્યા નથી !"

'પાછા આવ્યા નથી' એ શબ્દ સાંભળતાંજ મા સાહેબને વિધુતનો ધક્કો લાગ્યા પ્રમાણે થયું. તે એકદમ ઉભી થઇ તેની પાસે જઈ બોલી:–" શું રણમસ્તખાન હજુ આવ્યો નથી ? અને કરીમબક્ષનું શું થયું ?"

"તે પણ હજુ આવ્યો નથી." નજીરે ઉત્તર આપ્યો.

"તે પણ હજુ આવ્યો નથી ? તે પણ આવ્યો નથી ? શું શું કહે છે તું ? તે પણ હજુ આવ્યો નથી ?" આવેશમાં મા સાહેબે આવા ત્રણ વખત પ્રશ્ન કર્યા.

"જી સરકાર તે હજુ આવ્યો નથી." નજીરે નમ્રતાથી જવાબ આપ્યો.

આ સાંભળતાં મા સાહેબ ચકીત થઇ તટસ્થ ઉભાં રહ્યાં. જરા વિચાર કરી બોલ્યાં, " નજીર, તું હમણાંને હમણાં જા, વિજયાનગરના માર્ગપર તિરૂમલ્લની ધર્મશાળા છે, ત્યાં જઇ કરીમબક્ષ ત્યાં હોય તો જોઇ આવ.

ઘોડો લઇ તેપર બેસી ત્વરાથી જા. રસ્તામાં જરા પણ ક્યાં પણ રોકાતો નહી. ત્વરાથી જા. ત્યાં તને કરીમબક્ષ મળશે કીંવા અહીં આવતાં માર્ગમાં મળશે. જા. મ્હારા મ્હોડા સામું જોતો થોભ નહી, જા—એકદમ જા—"

નજીર તાબડતોબ નીકળી ગયો. લૈલીને આ એકંદર પ્રકાર શું છે તે કાંઇ સમજાયું નહી. નજીર જતાંજ તેણે મા સાહેબને પુછયું,—"કરીમ ત્યાં શા માટે ગયો ? કયારે ગયો ? આ છે શું ? આજ આપની આવી ચમત્કારિક વૃત્તિ કેમ થઇ છે ?"

પરંતુ મા સાહેબે તેને કહ્યું;—"તુ એક બે દિવસ મને કાંઇપણ પુછતી નહી, અત્યારે મને જે ત્રાસ થાય છે તેજ ઘણો છે. તુ કાં વળી ત્રાસ ઉભો કરે છે ? હું હવે ગાંડી થવાની છું. ગયા એ દીવસો કાંઇજ વિસાતમાં નથી એવા વિલક્ષણ દીવસો હવે આવવાના છે. મને થોડું દુધ લાવી આપ, જા. કાલથી મ્હારૂં માથું ફરી ગયું છે. વખત આવતાં તું સર્વ જાણીશ. તને જણાયા વગર થોડુંજ રહેવાનું છે ? દુધ લાવે છેના ?"

લૈલી બિચારી મુંગી મુંગી ચાલતી થઇ.

પુત્ર રાત્રીએ ગયો તે હજી પાછો આવ્યો નથી, એ કાંઇ સારૂં ચિન્હ નથી, એવું મનમાં આવી મા સાહેબનું ચિત્ત ઘણું અસ્વસ્થ થયું. કાલ તેને જે કાંઇ કહ્યું તેથી ક્રોધે ભરાઈ પોતાને તજી તો નહી ગયો હોય ? પણ ગયો હોય તો કયાં ગયો હશે ? શું કરશે ? પોતાને આ રીતે છોડી જવાની નિષ્ઠુરતા તે કરશે ખરો કે ? આજ પર્યંત તેને માટે કેટલાં કેટલાં કષ્ટો સોસ્યાં, તેને આ સ્થિતિએ લાવી પહોંચાડયો, તે બદલ તેના મનમાં પોતા માટે કોઇજ કૃતજ્ઞતા ઉભી રહેશે નહી કે ? તેનો આજ પર્યંતનો માતૃપ્રેમ કયાં ગયો ? તે એકદમ ઓછો કેમ થયો ? છે, છે. એમ ઓછો થનાર નથી. આ રીતે તે કદી જાય જ નહી. ચાર ઘટીકા ગુસ્સે થઇ ગયો હશે, પરંતુ મસ્તક શાંત થતાં તે જરૂર પાછો આવશે. એવું મનમાં લાવી તે પોતાનું સમાધાન કરવા લાગી. થોડા વખતમાં લૈલી દુધ લાવી તે પીધું અને પુનઃ

અહીં તહી ફરવા લાગી. તેના જીવને ચેન પડે નહી. તે ખંડ બહાર નીકળી. પોતાના પુત્રના ઓરડા તરફ ગઇ. ત્યાંથી પાઇરીઓ ઉતરી નીચે બાગમાં ગઇ; અને કુંજવનના ફાટક સુધી ગઇ. ત્યાંથી વિજયાનગરના રસ્તા તરફ દૂર નજર કરી, પણ પુત્રની કિંવા કરીમબક્ષ અને તેને શોધવા ગયેલા નજીરની આકૃતિ દેખાઇ નહી. અનેક વિચાર કરતી મા સાહેબ સર્વ બાગમાં અહીં તહીં ફરવા લાગી. નજીરને મોકલ્યો તે પણ જલદીથી પાછો કેમ ન આવ્યો? એવો પ્રશ્ન ઉદ્ભવે, પોતે જ તે પ્રશ્નનો ઉત્તર આપે. દરવાજા પાસે આવે, લાંબે સુધી નજર કરે, પાછી ફરે, એમ ક્રમ ચાલ્યો. એમ થતાં થતાં મધ્યાન્હ થઇ ગયા—પણ કોઇનોએ પત્તો ન મળે. રણમસ્તખાન નહી, કરીમ નહી, નજીર નહી.

લૈલીને બીચારીને કાંઇનું કાંઇ થઇ જતું હતું. તે મા સાહેબને ખાવા અત્યાગ્રહ કરવા લાગી. પરંતુ મા સાહેબને ખાવા પીવાનું કયાથી સુજે? "મને કાંઈ જોઇતું નથી. મ્હારૂં ખાવું પીવુ હવે પૂર્ણ થયું. પુત્રનો તપાસ લાગ્યા સુધી અન્ન પાણી વર્જ્ય." અંતે લૈલીએ તેને કહ્યું "પણ આ તડકામાં તો ફરો નહી—અંદર ચાલો." તે પણ મા સાહેબે સાંભળ્યું નહી, પણ અંતે લૈલી સમજાવી પટાવી મા સાહેબને અંદર લઇ ગઇ.

અંતે નજીર આવી પહોંચ્યો. તે પણ ઘણો ઉતાવળે આવ્યો હતો. તે જલદી બોલી શકયો નહી—શ્વાસ લેતો લેતો તે બોલ્યોઃ—"મા સાહેબ, મ્હારી પાઠોપાઠ કરીમ આવે છે. તે આપને સર્વ હકીકત એકાંતમાં કહેનાર છે."

"તે સાંભળી મા સાહેબ બીછાનાપરથી ઉઠી બેઠાં અને એકદમ બોલ્યાંઃ—"તે જે કહેનાર હોય તે તેને કહેવા દે—પણ રણમસ્ત આવ્યો કે? તે સુરક્ષિત છે ના?"

"તે મને કાંઇ ખબર નથી, પણ નવાબ સાહેબ કરીમ સાથે નથી. પછી તે કયાં છે તે ખુદા જાણે."

નજીરના આ શબ્દો પુરા થાય છે ત્યાં કરીમ આવી પહોંચ્યો. ત્રણ વખત કુર્નીશ કરી હાથ જોડી બોલ્યોઃ—" ગરીબપરવર, આ બંદાની મોટી ભૂલ થઇ છે, એ માફ છે એવું આશ્વાસન આપો એટલે સર્વ વાત કહું. "

મા સાહેબ માત્ર " બોલ, બોલ " એટલું બોલ્યા. ત્યારે તેણે પુનઃ વિનંતિ કરીઃ-" ગરીબપરવર માલેક સાહેબે આપને જે સંદેશો-છેવટનો સંદેશો કહાવ્યો છે તે કયે મુખે આપને કહું ? "

" હેં ! છેવટનો સંદેશો ! " મા સાહેબ એકદમ ગભરાઇ બોલ્યાંઃ—" અરે મ્હારો મ્હારો રણમસ્ત ખુશાલ છેના ? છેવટનો સંદેશો એતો અર્થ શું ? બોલ, પહેલાં તે કુશળ છે કે નહી તે કહે, પછી સંદેશો બદેશો—"

" હા, મા સાહેબ, તે કુશળ છે. ચેનમાં છે—આનંદમાં છે—પણ તે હવે પુનઃ આપની દૃષ્ટિએ પડનાર નથી. "

" કયાં છે ? કયાં છે ? તે પહેલાં કહે. "

" વિજયાનગર. મા સાહેબ આપના ફરમાવ્યા પ્રમાણે હું તે તિરૂમલ્લની ધર્મશાળામાં ગયો, અને તેમની રાહ જોતો બેઠો. પ્રથમ મને અંદર જવા દીધો નહી, પરંતુ આઇતે વખતે મને કુબુદ્ધિ સુજી, મેં તે રખવાલદારને કહ્યુ. " રણમસ્તખાને જ મને મોકલ્યો છે. તે હમણાં આવે છે. " આ માત્ર એક પથ્થર ફેંકયો, અને તે તરત જ લાગુ થયો. તેણે તરત મને અંદર લીધો અને તેના વર્તનમાં ઘણો ફેર પડયો. એટલામાં રામરાજા ત્યાં આવ્યા. રામરાજાએ તેને કાંઇ પુછ્યું. તેણે કાંઇ ઉત્તર આપ્યો. પછી મ્હારા તરફ આંગળી કરી તેણે કાંઇ કહ્યું. રામરાજાએ ઘણી જ તીક્ષ્ણ દૃષ્ટિથી મ્હારા તરફ જોઇ પુછ્યું. " તમને આજે તેણે આગળ કેમ મોકલ્યા ? તેને આવવાનો વખત છે કે ? "

મેં તેપરથી " હા, સરકાર, થોડા વખતમાં આવશે. " એટલો ઉત્તર આપ્યો. ત્યાં મ્હારા દુર્ભાગ્યે નવાબ સાહેબ આવી પહોંચ્યા, તેને જોતાંજ

હું ગભરાયો. પાછલે પગે હઠવા લાગ્યો. પણ તેમની નજર મ્હારાપર પડી. મને તરત ઓળખ્યો; નેત્રો ક્રોધથી લાલ થયાં, ત્રાડી બોલી ઉઠયાઃ—“ કોણ કરીમ, કેમ અહીં આવ્યો ? તું અહીં કયાંથી ? કેમ આવ્યો ? સમજ્યો, સમજ્યો ! તને કોણે મ્હારી તપાસપર રહેવા પાઠવ્યો ? મા સાહેબે ના ! તેણેજ, તેણેજ. ખોટું બોલતો નહી. ત્હારા ચ્હેરાપરથી જ દેખાય છે. ઠીક છે. ત્યારે હવે ચોરી છુપીથી શું કરવા કરવું જોઇએ ! ત્હારી સાથે જ તેને સંદેશા કહેવા કહેવડાવું છું. થોડો વખત એને પુરી રાખો તો. પછી કહું ત્યારે હાજર કરો.”

થયું. તરત રામરાજાનાં માણસો ધસ્યાં. મને એક કોટડીમાં બંધ કર્યો. નવાબ સાહેબ બીજી ખોલીમાં રામરાજા સાથે કેટલો વખત એકાંત કરી બ્હાર આવ્યા. મને બોલાવ્યો, અને ફરમાવ્યું—“ તને ગુલામને ખરોખર એકાદા ઝાડપર લટકાવવો જ જોઇએ. પણ તેના કરતાં પણ વધારે મહત્વની કામગીરી તને કરવાની છે, તે એ; હું જે કહું તે બરાબર ધ્યાનમાં લે. જે કહું તે અક્ષરે અક્ષર માતુશ્રીને—મા સાહેબને કહેજે. તેને કહેજે કે, આજથી તમારો મ્હારો હવે ભેટો થશે નહી. હું તમારાથી છુટો થયો છું, મેં બિજાપુરની નોકરી છોડી છે. હું હીંદુ રાજાનો—રામરાજાનો સેવક બન્યો છું. મ્હારા અપમાનનું બિજાપુરપર—અરે સર્વ મુસલમાની રાજ્યોપર વેર લઇશ. મા સાહેબને વધુ કહેજે કે મ્હારી પુંઠે ચોરો રાખી જે તમે જાણ્યું હોત તે કરતાં હવે સ્પષ્ટ રીતે સર્વ કહેવરાવું છું. મને તમે હવે ભૂલી જજો. જા, આટલો છેવટનો સંદેશો તેમને કહેજે. જા.”

મા સાહેબની દશે દિશા શુન્ય થઇ ! તેના હાથ હોય પડયા ! ! હવે તેને તો ઉંચે આભ ને નીચે ધરતી !



નથી અને શક્ય નથી. જેના હાથથી તેને શિક્ષા કરાવવાની ઉમેદ હતી, તેનાજ હાથથી ઉલટી મનેજ શિક્ષા થઈ. તેણે શાની કરી, પરવર દીગાર અલ્લાએજ કરાવી ! મ્હારે પણ ભળતોજ—ભયંકર વેર લેવાનો હેતુ શુ કરવા ધરવો જોઇતો હતો ? શિક્ષા કરવી એ ઇશ્વરનું કામ, મેં તેને મ્હારા હાથથી શિક્ષા કરવાનું મનમાં કેમ યોજ્યું ? મ્હારા જે અંતઃકરણમાં પ્રેમ શિવાય કાંઇ વિકાર નહોતો, તેમાં આ દ્વેષનું બીજ કેમ ઉગવા દીધુ ? હાય, તેનીજ આ શિક્ષા. હવે પ્રાણ તજવા. જે કાંઇ થવાનું હશે તે તેની ઇચ્છાથીજ થશે. ”

આવા હજારો વિચારો મા સાહેબના મનમાં ઘોળાવા લાગ્યા. લૈલી પાસે આવી, તે બિચારી હાવરીબાવરી બની હતી, શુ કરવું તે તેને પણ સુજ્યું નહી. થોડા વખત પછી મા સાહેબ જરા ભાનપર આવ્યાં. લૈલી તરફ શાંત મુદ્રાથી જોઇ શાંત મુદ્રાથી જોઈ બોલ્યાંઃ—

“ હવે મ્હારો અવતાર પૂર્ણ થયો. મ્હારા મનમાં એક હતું. પરંતુ થયું ભળતુંજ. ઇશ્વરે ધાર્યું તેમ થયુ. હવે શું કરવું તે ઠરાવી હું તને વિચાર કરી કહીશ. પુનઃ અજ્ઞાતવાસમાં ગયા શિવાય બીજો માર્ગ નથી. હવે જે અજ્ઞાતવાસમાં જવું છે તે કાયમનુંજ. જ્યાંથી આવ્યા ત્યાંજ જવું. ” લૈલી કાંઇ બોલવા જતી હતી ત્યાં વચ્ચેજ મા સાહેબે તેને અટકાવી આગળ ચલાવ્યું:—“ તું હવે કાંઇપણ બોલતી નહી. બોલવામાં કાંઇ તાત્પર્ય નથી. ત્રીસ પાંત્રીસ વર્ષ પૂર્વે આજ કુંજવનમાંથી આપણે ‘ કયાં પણ જગમાં ’ જવું એમ ઠરાવી નીકળી ગયાં. તેમ આજે પણ કયાં પણ જગતમાં—અરે નહી, વિશ્વમાં જશું. સમજી ? જા, હવે મને યતકિંચિત પણ કાંઇ પુછીશ નહી—બોલતી નહી. ”

છેક ન્હાનપણથી મા સાહેબની આવી વૃત્તિ લૈલીના દૃઢ પરિચયની હતી. તેથી મુંગા મુંગા તેનું સર્વ કહેવું સાંભળી લીધું. શું કરે બિચારી ? ત્યાંથી ચાલતી થઈ. અહીં મા સાહેબ એકાંતમાં કાંઇ ભયંકર વિચાર કરતાં બેઠાં. કાંઇ નિશ્ચય કર્યા પછી તેના મનને એક પ્રકારની શાંતિ થઇ.

અંતે લૈલીને પાસે બોલાવી. પાસે બેસાડી કહ્યું, "માર્જીના ? તને હવે એકજ છેવટનું અને અતિ મહત્વનું કામ કહું છુ."

"માર્જીના" એ નામ સાંભળતાં લૈલી એકદમ હાવરીબાવરી થઇ ગઇ. અને ગભરાઇ ચોપાસ જોવા લાગી. તે આમ કેમ જુએ છે, તે મા સાહેબના લક્ષ્યમાં તરત આવ્યું. અને ખિન્નપણે હસી બોલ્યાં:–"આજ આટલાં વર્ષે આ નામ સાંભળ્યાથી હાવરીબાવરી થઇ એ ઠીકજ છે, પણ હવે નામ બદલવાનું પ્રયોજન પૂર્ણ થયું. હવે તને બોલાવી, તે આપણાં ખરાં નામથી; અને આપણી સર્વ ખરી હકીકત તેને જઇ કહે, સમજી ? હવે માત્ર આટલોજ એક ઉપાય રહ્યો છે, માટે તુ કરીમબક્ષને સાથે લઇ જા. તે જયાં હોય, ત્યાં એકાંતમાં તેને મળ, અને મેં તને મોકલી છે એમ પહેલાં ન જણાવતાં તેને સર્વ હકીકત કહે. માર્જીના, મને હવે એમ લાગે છે કે આપણે મ્હોટી ભૂલ કરી છે. સર્વ હકીકત તેને પહેલાંજ કહેવી હતી. તે જો તેને કહી હોત તો આજ થયલો પ્રસંગ કદાપી બન્યો ન હોત. પરંતુ હું ડરી. મ્હારા વિષે તેના મનમાં શું આવશે ? એ કલ્પનાએ પાછી પડી. અરેરે, બહુ તો તે મ્હારૂં અપમાન કરતે, મ્હારો ત્યાગ કરતે, પણ આજ જે ભયંકર વર્તન કર્યું તે ખચીત કર્યું નહોત. કેવી મ્હોટી ભૂલ ! વિજાપુરમાં થયેલ અપમાનથી આ પગલું તે સુખે ભર્યું. હવે તેને ખરો સંબંધ શું, આજ પર્યંત શા માટે તે છુપાવ્યો હતો, તે કહેવા એકલી તુંજ સમર્થ છે. માટે તું જા. માર્જીના, જા, મ્હારી આ છેવટની કામગીરી કરી આવ. ના કહેતી નહી, હજારો અડચણો આવે તો પણ તે કરી આવ, જા.

માર્જીના મા સાહેબનું સર્વ બોલવું મુંગી મુંગી સાંભળતી હતી. તેણે કહ્યું. "તે કામ જરૂર કરીશ, પણ તમે ત્રણ ત્રણ વખત 'છેવટની કામગીરી' 'છેવટની કામગીરી' એવું કેમ બોલો છો ? તમને છોડી કયાં જવાની છું ? મને પણ છોડી જવાનો તમારો વિચાર હોય, તો હું તમારી છેવટની કામગીરી કર્યા કરતાં તમેજ મ્હારી છેવટની કામગીરી પ્રથમ કરો. મને આ પુષ્કરિણીમાં ધકકેલી દો એટલે થયું."

માર્જીનાનું આ બોલવું સાંભળી મેહેરજાનને શુંનું શું થઇ ગયું. પોતાનો વિચાર એ જાણી તો નથી ગઇ ? પણ એ શક્ય નથી, એમ મનમાં આવ્યું અને સુદામ હસીને બોલી:—" અરે ગાંડી, છેવટની એટલે મહત્વની કઇ કામગીરી છે ? હવે એજ છેવટની મહત્વની કામગીરી, તેથી છેવટની એમ કહ્યું. બાકી તને મ્હારી, અને મને ત્હારી, ગરજ આ જન્મમાં છુટનાર છે કે ! તને હું આ પુષ્કરિણીમાં ધકેલું કેમ ? તેના કરતાં તો તુ ને હું ગળામાં ગળું બાંધી બેઉ સાથે પુષ્કરિણીમાં પડીયે એમ કેમ કહેતી નથી ? જા, આટલું કામ કરી આવ. પછી આપણે બેઉ તેમજ કરશું. આજ પર્યંત જેમ બેઉ ગળાને ગળુ બાંધી રહ્યાં, તેમજ ગળાને ગળુ બાંધી સાથેજ મરશું, સમજી !"

આ સાંભળતાં માર્જીનાને જરા સંતોષ થયો અને મેહેરજાને કહેલ કામ બજાવવા સીદ્ધ થઇ. ઘણો વખત વિચાર કરી કરીમબક્ષને સાથે લઇ નીકળી પણ !

તેની પશ્ચાત કુંજવનમાં પુષ્કરિણીમાં શું બન્યું ? કાલાંતરે વાંચકને જણાશે.

આ તરફ રામરાજાના આનંદનો પાર રહ્યો નહી. ઇચ્છીત વસ્તુ મળી. રણમસ્તખાન મળ્યો. ખુલ્લી રીતે પોતાની સેવા સ્વીકારી. તેને લઇ વિજયનગર આવ્યો, તેના રહેવાની જુદી વ્યવસ્થા કરી અને તેને કોઇ મળવા આવે તો પોતાને પહેલાં ખબર પહોંચાડયા શિવાય તેને મળવા દેવો નહી એ ઇરાદાથી ગુપ્ત ચારો ત્યાં યોજ્યા. સવાર થતાં રણમસ્તખાન તેને મળવા આવ્યો. તેની અને રામરાજા વચ્ચે ઘણો વખત સુધી વાતચીત થઇ. રણમસ્તખાને રામરાજાનું કહેવુ સ્વીકાર્યું. તે તેના શરીર સંરક્ષકનું કામ કરવા તૈયાર થયો. તેમ વિજયાનગરના મુસલમાની સૈન્યની વ્યવસ્થા જોવાનું કામ પણ સ્વીકાર્યું અને સલાહ મસલત કરી રજા લીધી.

રણમસ્તખાન આવી રીતે પોતા પાસે આવ્યો તેથી તેની માતાને શું થતું હશે, અને હવે તે શું કરશે તે વિચાર રામરાજાના મનને ગુંચવવા લાગ્યો. તે હવે સ્વસ્થ બેસશે નહી, કાંઇપણ પુનઃ તેની પાસે કોઇને પણ મોકલી, તેં આ શું કર્યું, કોની વિરૂદ્ધ કોને જઇ મળ્યો એનો વિચાર કર,

વગેરે બજાવી કહેવરાવવામાં પાછી પાની કરશે નહી, અને આ કામપર માર્જીનાનેજ તે મોકલશે, માટે હવે હીંમતથી એકદમ કામ કરવું જોઇએ. પુનઃ એક વખત કુંજવનમાં–એક વખત એટલે આજજ, જવું જોઇએ. કુંજવનમાં જઇ તેની ભેટ લેવી. તુ મ્હારા પર આટલી ગુસ્સે થઇ ચાલતી થઇ, પણ ઇશ્વરના મનમાં જ્યાંનો પ્રવાહ તે ત્યાંજ મળે એમ છે, તે પ્રમાણે આજે આટલે વર્ષે આ યોગ આવ્યો તો તું હવે વિનાકારણ આ પ્રવાહની આડે શું કરવા આવે છે? એ તેને કહેવું–આ વિચાર આવતાં તેને ઘણી વિલક્ષણ કલ્પના થવા લાગી. આ વિચારે રામરાજાને મોહમાં નાખ્યો.

તેને વળી શું કહેવું, કેમ કહેવું તે પર વિચાર કરવા લાગ્યો. હજુ તે કુંજ વનમાંજ હશે, માટે હવે વખત ન ખોતાં આજેજ જવું. આ નિશ્ચય પર આવ્યો.

મધ્યાન થયા પછી એક હેર ખબર લાવ્યો કે રણમસ્તખાનને મળવા એક વૃદ્ધ બાઇ અને એક મુસલમાન નોકર આવ્યાં છે અને ગામ બહાર ધર્મશાળામાં ઉતર્યાં છે. આ સાંભળતાં રામરાજા ચમક્યો. તે માર્જીનાજ હોવી જોઇએ એમ તેને લાગ્યું. કોઇપણ પ્રકારે તેને અત્યારે રણમસ્તખાનને મળવા ન દેવી જોઇએ એવો વિચાર ઉદ્ભભવ્યો. તેણે હેરને ધીમેથી કાંઈ વર્દી આપી એકદમ રવાના કર્યો.

તે જતાંજ રામરાજા મનમાં બોલ્યો "આ એક તર્ક તો ખરો થયો. તે માર્જીનાજ તે રણમસ્તખાનને સર્વ હકીકત કહેવા આવી છે. હવે તેનો મેલાપ થવાનો નથી. હવે આજરાત્રે કુંજવન જવું જોઇએ."

આ નિશ્ચય કર્યો. રાત્રી થતાં તે નિશ્ચયનો અમલ કર્યો. ઘોડો મંગાવ્યો, ને હમેશની રીત પ્રમાણે એકલો નીકળ્યો. કુંજવન પાસે આવ્યો ને ઘોડાને ઝાડ સાથે બાંધી એક ગુપ્ત વાટથી કુંજવનમાં દાખલ થયો. તેની દૃષ્ટિ સ્વાભાવિક રીતે પુષ્કરિણી તરફ ગઇ. જોઇએ તે હો, તેને પ્રથમ તે તરફ જવાની ઉત્કટ ઇચ્છા થઇ. ઇચ્છા એટલી પ્રબળ થઇ કે તે ત્યાં ગયોજ.

---

અપૂર્વ ભેદ

૨૫૮

## પ્રકરણ ૩૮ મું

### અપૂર્વ ભેદ.

" રોઇ રોઇ રાતી આંખડી
ખુટયું આંસુનું નીર!
નયને ધારા બે વહે;
વહેછે રૂધીર–
વૈદર્ભી વનમાં વલવલે! "
(નળાખ્યાન)



" પ્રલય કાળ રચી શશી આથમ્યો,
નીરખીને ધીક જીવવું જીવનનું!!'
(સરસ્વતીચંદ્ર)



" અરરરરરર! નિર્દયના અને,
મૂર્ખતાની હદ વળી ગઇ!–
થયો દારૂણ મન માન્યો,
વિફળ થઇ સ્નેહની સાનો!
હવે સુકુમાર ઉર ફાટી જશે,
ઓ મૂર્ખ હતભાગી! "
(સરસ્વતીચંદ્ર)



કુંજવનમાં આવ્યા પછી રામરાજાને પુષ્કરિણી તરફ જવાનો મોહ થાય જ એ વાત તો નક્કી હતી. પુષ્કરિણીના તીરપર તેણે તારૂણ્યમાં અનેક તરેહના વિલાસ કરી આનંદ ભોગવ્યા હતા એથી કહો, કિંવા પુષ્કરણીમા એવુંજ કાંઇ અજબ જાદુ ભરેલું હતું તેથી કહો, પરંતુ ત્યાં જવાનો મોહ તે ક્યારે પણ છોડી શકતો નહોતો. તેમા વળી આજ વિશેષ એ હેતું કે, આજ પૌર્ણિમાની ઉત્તર રાત્રિ હતી, ચાંદની શુભ્ર પડી હતી, હવામાં જ્યાં ત્યાં શાંતતા ભરી હતી. આકાશ તદ્દન નીલભ્ર સ્વચ્છ હતું સર્વ તારાઓ પોતપોતાના તેજની જેટલી પરાકાષ્ઠા કરીને, તેનું પ્રદર્શન કરવું શક્ય હતું તેટલી પરાકાષ્ઠા કરીને પણ, ચંદ્રના તેજમાં જાણે લુપ્ત થયા હોયની! એકાદા સમ્રાટ રાજાએ કોઇ વખત ઘણો મોટો દરબાર ભર્યો હોય અને જેમ તેમાં સર્વ માંડલીકો પોતપોતાનો વૈભવ પુર્ણપણે દેખાડવાના હેતુથી હોય નહી તેમ સર્વ વૈભવ બ્હાર કાઢી તેનું પ્રદર્શન કરે છે, પરંતુ તે સમ્રાટ રાજાના પ્રચંડ વૈભવ પાસે સર્વના વૈભવ પાર નિસ્તેજ થઈ જાય છે, તેમ આ વખતે આકાશમાના સર્વ તારામંડળની દશા થઇ હતી. આ ચંદ્રિકાના અતુલ તેજથી રામરાજાના મોહમાં અધિક ભર પડી ખરી, પરંતુ તેનું મન આત્ર તે ચંદ્રિકાથી આનંદમય થયેલી સૃષ્ટિની પ્રેક્ષણા માટે ઉત્સુક નહોતું. તેના મનને વિલક્ષણ ઐાત્સુક્ય લાગતું હતું. વિષણ્ણતાથી તે ખુબ ભર્યું હતું, અને તે ઉત્સુકતા, વિષણ્ણતા ભરમાં તેને કાંઇ સુજે નહી એવું થઇ, પોતે શું કરે છે, ક્યાં જાય છે, એનો વિચાર ન કરતાં એકદમ પુષ્કરિણી તરફ નીકળી પણ ગયો.

રામરાજા પુષ્કરિણીપર ગયા પછી તેને અગાઉની યાદદાસ્તો શીવાય બીજું સુજ્યું નહી. તે પુષ્કરિણીની પ્રદક્ષિણા ફરવા લાગ્યો. તેના કાંઠાપરથી તેમાંનાં કમળો તરફ જોતો, વળી આકાશ તરફ જોતો, પગલાં પછી પગલાં ભરવા લાગ્યો. થતાં થતાં તે એવે એક ઠેકાણે આવ્યો, કે ત્યાં એક વૃક્ષ નીચે આવતાં તથા તે જોતાંજ એકદમ કાંઇ સ્મરણથી તે સ્તંભિત થઇ ગયો. કેટલાંક વર્ષો પૂર્વે હું આજ વૃક્ષ નીચે ઉભો હતો—

પ્રિયતમા મહેરજાન એકલી પુષ્કરિણીમાં ક્રીડા નૌકામાં ફરતી અષ્ટપદી અત્યંત મંજુલ સ્વરમાં ગાતી હતી, તે બનાવ સર્વ તેની નજર સમક્ષ પુનઃ ખડો થયો. તે સર્વ ભાન ભુલતો તે વખતથી આજ સુધીનાં સર્વે સ્મૃતિચિત્રો જોતો જોતો અત્યારના આ પ્રસંગ પર્યંત આવી પહોંચ્યો ત્યારે શુદ્ધીપર આવ્યો. પોતે શા માટે આવ્યો અને અહીં કેમ આવ્યો એ પ્રશ્ન મનમાં ખડો થયો, અને તરત તે પાછો જવા નીકળ્યો. બે પગલાં હજુ ભર્યાં નહી હોય ત્યાં તેને એવો ભાસ થયો કે સામેથી કોઇ પણ આવે છે. જુવે છે તો શુભ્ર વસ્ત્રોમાં પરિવેષ્ટિત મુર્તિ તેની દૃષ્ટિએ પડી. આ મુર્તિ કોણ તેની હવે તેને અણુ માત્ર પણ શંકા રેહી નહી. તે તેજ રણમસ્તખાનની માતા, પોતાની પ્રિય મુર્તિ, પોતાની પ્રિયતમા મેહેરજાન; બચીત્ત આ વખતે તે અહીં ક્યાંથી? આટલી અર્ધરાત્રીએ કેમ અહીં આવી હશે?

આ વિચાર તેના મનોરાજ્યમાં શરૂ હતા ખરા, પરંતુ તેના ડોળા તે શ્વેત મુર્તિ તરફ એકસરખા લાગ્યા હતા. તે આટલી રાત્રીએ અહીં આવી શું કરે છે તે એક વખત જોઈ પછી પ્રત્યક્ષ થવું એવો તેણે વિચાર કર્યો.

અહીં તે શ્વેત મુર્તિ—મા સાહેબ પુષ્કરિણીના તીરપર આવી, અને કેટલોક વખત પુષ્કરિણીના જળ તરફ જોતી ઉભી રહી. તે આવી ત્યાં સુધી ત્યાં સર્વ સ્તબ્ધ શાંત હતું વૃક્ષોના પાંદડાં સુદ્ધાં હાલતાં નહોતાં કે પુષ્કરિણીનાં જળપર એકે તરંગ ઉઠતાં નહોતાં; પરંતુ હવે તે સ્થિતિ ધીમે ધીમે બદલાવા લાગી. ઝાડોના પાંદડાઓ હાલવા લાગ્યાં, તેથી શબ્દ પણ થવાથી ત્યાંની શાંતિ ભંગ થવા લાગી. પુષ્કરિણીમાં પણ તરંગ ઉઠવા લાગ્યા હતા. કમળદળો જે જળપર આટલો વખત તદન શાંતપણે પથરાયા હતા તે હવે થોડા થોડા હાલવા લાગ્યા; પરંતુ ચંદ્રકીરણોથી ભરેલું તે જળ અત્યાર સુધી માત્ર એક સરખા રૌપ્ય રસના થર પ્રમાણે દેખાતું હતું, તે નીચે ઉપર થવા લાગ્યાથી ક્યારે ચળક મારે તો ક્યારે કૃષ્ણવર્ણ દેખાય. છાયા અને પ્રકાશ તેણે તેનાપર ચલાવેલી ક્રીડા તેના રૂપાંતરની કારણ થઇ.

છાયા અને પ્રકાશ! એ બેઉ સાપેક્ષ શબ્દ; પરંતુ તેમાં કેટલો બધો ભિન્નાર્થ ભરેલો છે! કોઇ પણ ભાગ પ્રકાશમાં આવે છે ત્યારે તે કેવો સ્વચ્છ, કેવો તેજસ્વી દેખાય છે! તે જ છાયામાં હોય ત્યારે તેની સ્થિતિ કેવી નીરાળા પ્રકારની થાય છે! છાયા અને પ્રકાશ! આ સર્વ આયુષ્ય—આ સર્વ સૃષ્ટિ છાયા અને પ્રકાશના પરિણામનું ફળ નથી શુ? પ્રકાશમય જીવન મળે એ મનુષ્ય માત્રની મહત્વાકાક્ષા. તે આ લોકમાં ઉપલબ્ધ થવું અશક્ય, તેથી તેનું અસ્તિત્વ મનુષ્ય પરલોકમાં કલ્પે છે, અને ત્યાં જવાની આશા બાંધે છે. જેને સુદૈવથી આ જગમાં પ્રકાશનો ઘણો ભાગ ભોગવવા મળે છે તેનુ ઠીક હોય છે. તેને આ લોક છોડી જવાની તાદ્રશ્ય ઇચ્છા પણ થતી નથી; પરંતુ જેનુ સર્વ આયુષ્ય છાયામાં—છાયાના અંધકારમાં ગયું હોય છે, તેને આ લોક છોડું કયારે અને પરલોકમાં—પ્રકાશમય લોકમાં જાઉં કયારે! એમ થાય છે. મા સાહેબનું જીવિત પ્રાયશઃ છાયામય હતું. પ્રકાશનું કિરણ કવચિત તેને ઉપલબ્ધ થયુ હશે, પણ તે છાયાની અંધકારમયતા વિશેષ પ્રકારે અનુભવમાં લાવવા માટેજ ઉપલબ્ધ થયુ હતું એવું તેના મનને લાગતું હતું. અને હવે છેવટે છેવટે જે પ્રસંગ બન્યા તે યોગથી તેને પ્રકાશ કીરણની પુનઃ પ્રાપ્તિ તદ્દન અશકય છે એવું પકકું લાગતું હતું. હવે એકજ માર્ગ—આ છાયામય જીવલોકમાંથી છુટા થવું. ત્યાં પ્રકાશમય લોક હશે, તો તે મળશે—નહીંકર આમાંથી તો છુટશુ. આવો પૂર્ણ વિચાર કરી તે આ વખતે પુષ્કરિણીપર આવી હતી. પોતાની જન્મની સાથીયણ લૈલી—માજીના પોતાના આ ઠરાવમાં આડે આવશે, તેથી તેને બ્હાર કાઢી રણમસ્તખાન પાસે મોકલી આપી. તે નહી હોય ત્યારે પોતાનો બેત નિર્વિઘ્ને પાર પડશે એવી તેની સમજ ખરી પણ હતી.

લૈલીનો તેનાપર જેટલો પ્રેમ હતો તેટલો બીજા કોઇનો પણ નહોતો. પોતાના પુત્રનો પોતાપર અતુલ પ્રેમ છે એવું જે તેને લાગતું હતું, તે હવે અનુભવાન્તે અસત્ય ઠર્યું. તેવો પ્રેમ હોત તો તે આમ વર્તતજ નહી. તેના આ વર્તને પોતાને મૃત્યુમુખમાં ધકેલી એ સત્ય. બાદશાહ પાસે, તેના જના-

નામાં, પોતાનું કેવું વજન! તે વજનથી આ આટલો વ્યુહ રચ્યો, અને અંતે આ વ્યુહની આ અવસ્થા થઈ? બાદશાહ હવે શું કહેશે? આવી સ્ત્રીને પેટે આવો બેઈમાન રીતુરી કારટો જનમ્યો તે જોઇ તે અત્યંત આશ્ચર્ય પામ્યો હશે! કોણ જાણે આજ પર્યંત પોતે કરેલ ફકીરીની વાતો પણ ખોટી હશે! એવું પણ બાદશાહના મનમાં કેમ ન આવે? આવા ચમત્કારીક વિચાર પણ તેના મનમાં આવ્યા. અને તે ઉદ્દ્ભવ્યા ત્યારથી 'હવે પ્રાણ તજવા એના શીવાય બીજો એકે માર્ગ નથી' એવું તેના મને લીધું–ઠરાવ્યું. અને તે વિચાર પાર પાડવાના નિશ્ચયથી તે અત્યારે ત્યાં આવી.

તે ઘણો વખત વિચાર કરતી ભૂતકાળનાં સ્મૃતિદ્રશ્યો જોતી પુષ્કરિણી તરફ જોતી ઉભી રહી, અને ઘણો વખત ગયા પછી પુનઃ હવે આત્મહત્યા કર્યા શીવાય બીજો માર્ગ નથી એવું ઠરાવી તે પોતાની ચાદર સરખી કરી પરમેશ્વરના નામનો કંઈ જપ કરતાં તેના ઓષ્ટ હાલવા લાગ્યા. પછી મુસલમાની પદ્ધતિએ નિમાજ પઢવા તૈયારી કરી. આ સર્વ ચાલ્યું, ત્યાં રામરાજા તે ઝાડની આડમાંથી આ સર્વ જોઇ રહ્યો હતો. હવે એકદમ આગળ જવું અને તેને 'પ્રિયે મેહેરજાન' એમ સંબોધી આલીંગન આપવું, એવું હજાર વખત તેના મનમાં આવ્યું, પરંતુ તેની હીંમત થઇ નહી. 'થોડા વખત પછી, એ શું કરે છે તે તો જોઉં, પછી,' એવું મનમાં આવી તે અટકતો.

અહીં મેહેરજાને નીમાજ પઢી લીધી. તેના મનને એક પ્રકારે શાંતી આવી, તેનો હવે પુષ્કરિણીમાં કુદી ઇહલોક ત્યજવાનો નિશ્ચય પણ કાયમ થયો. તેણે ચાદર ફેંકી દીધી, અને 'અલ્લાહો અકબર! મહમદ રસુલીલ્લા!' એવું મ્હોટેથી બોલી એકદમ પુષ્કરિણીમાં કુદકો માર્યો.

તેની પાઠોપાઠ રાજાએ પણ કુદકો એજ જગ્યાએ માર્યો.

---

# પ્રકરણ ૩૯ મું.

## રણમસ્તખાન માટે માગણી.

Come sorrow & cruel fellowship,
Priestess in the vaults of Death !
Tennyson.



"આપણા દોષનું ફળ ચાખતાં આપણે ડરવું ન જોઇએ, આપણા દોષનાં ફળ બીજાને ચાખવાં ન પડે એવું કરવું એ આપણો ધર્મ છે."
સરસ્વતીચંદ્ર.



For envy doth invade,
Works breathiy to eternity, and cast
Upon the fairest piece the greatest shade.



Upon the sand of Life,
sorrow treads heavily,
And leaves a print Time scarce can wash
away.



ગત પ્રકરણમાં વર્ણવેલા પ્રસંગને બને લગભગ એક અઠવાડીયું વીત્યું. ખજાપુરના બાદશાહ તરફથી તેના બીજા વકીલ માર્ફત રામરાજાને એવી

ત્યારે ત્યાં આવી.

તે ઘણો વખત વિચાર કરતી ભૂતકાળનાં સ્મૃતિદ્રશ્યો જોતી પુષ્કરિણી તરફ જોતી ઉભી રહી, અને ઘણો વખત ગયા પછી પુનઃ હવે આત્મહત્યા કર્યા શીવાય બીજો માર્ગ નથી એવું ઠરાવી તે પોતાની ચાદર સરખી કરી પરમેશ્વરના નામનો કંઇ જપ કરતાં તેના ઓષ્ટ હાલવા લાગ્યા. પછી મુસલમાની પદ્ધતિએ નિમાજ પઢવા તૈયારી કરી. આ સર્વ ચાલ્યુ, ત્યાં રામરાજા તે ઝાડની આડમાંથી આ સર્વ જોઇ રહ્યો હતો. હવે એકદમ આગળ જવું અને તેને 'પ્રિયે મેહેરજાન' એમ સંબોધી આલીંગન આપવું, એવું હજાર વખત તેના મનમાં આવ્યું, પરંતુ તેની હીંમત થઇ નહી. 'થોડા વખત પછી, એ શું કરે છે તે તો જોઉં, પછી,' એવું મનમાં આવી તે અટકતો.

અહીં મેહેરજાને નીમાજ પઢી લીધી. તેના મનને એક પ્રકારે શાંતી આવી, તેનો હવે પુષ્કરિણીમાં કુદી ઇહલોક ત્યજવાનો નિશ્ચય પણ કાયમ થયો. તેણે ચાદર ફેંકી દીધી, અને 'અલ્લાહો અકબર! મહમદ રસુલીલ્લા!' એવું મ્હોટેથી બોલી એકદમ પુષ્કરિણીમાં કુદકો માર્યો.

તેની પાઠોપાઠ રાજાએ પણ કુદકો એજ જગ્યાએ માર્યો.



# પ્રકરણ ૩૯ મું.

## રણમસ્તખાન માટે માગણી.

Come sorrow & cruel fellowship,
Priestess in the vaults of Death !
Tennyson.



"આપણા દોષનું ફળ ચાખતાં આપણે ડરવું ન જોઇએ, આપણા દોષનાં ફળ બીજાને ચાખવાં ન પડે એવું કરવું એ આપણો ધર્મ છે."
સરસ્વતીચંદ્ર.



For envy doth invade,
Works breathiy to eternity, and cast
Upon the fairest piece the greatest shade.



Upon the sand of Life,
sorıow treads heavily,
And leaves a print Time scarce can wash away.



ગત પ્રકરણમાં વર્ણવેલા પ્રસંગને બને લગભગ એક અઠવાડીયું વીત્યું. દખ્ખણપુરના બાદશાહ તરફથી તેના બીજા વકીલ માર્ફત રામરાજાને એવી

રાખ્યો તેથી કેવો અનર્થ થવાનો સંભવ ઉત્પન્ન થયો તે જો, એ તેને સુચવવું.

રણુમસ્તખાને ઘેર જઇ એકાંતમાં તે પત્ર વાંચ્યો, અને પોતાના મનમાંજ જરા હસ્યો. પુનઃ વાંચ્યો, બે ચાર વખત તેનું મનન કર્યું. પછી ઠરેલે વખતે રામરાજા પાસે આવ્યો. તે આવતાંજ રામરાજા તેને એકાંતમાં મળ્યો અને પુછ્યું "કેમ, પત્ર વાંચ્યો ? બોલો હવે શું ઉત્તર આપીશું ?"

"સરકાર!" રણુમસ્તખાને અતિ નમ્ર રીતે ઉત્તર આપ્યો:—"શું ઉત્તર આપવો તે હું શું કહું ? આપ મ્હોટા વિચારી, કાર્યકુશળ છો. આપ આપપર અને આ રાજ્યપર ભયંકર પ્રસંગ આવવા દ્યો પણ મને છોડતા નહી એવું હું આપને કેમ કહું? જે દિવસે હું આપના શબ્દોના મોહમાં પડી, આગલો પાછલો કાંઇપણ વિચાર ન કરતાં આપના આશ્રયમાં આવ્યો, તે દિવસે જ હવે મ્હારૂં જે થનાર હો તે થાઓ એવો વિચાર કરીને જ આવ્યો. ત્યાં રહી એક પછી બીજું એમ અપમાન સહન કરવા મ્હારા મને કબુલ્યું નહી. બાદશાહનો મ્હારાપર વિશ્વાસ નથી, તો મ્હારે પણ તેની નોકરી જોઇતી નથી એવું સ્પષ્ટ કહી કયાં પણ જવાની મ્હારી ઉત્કટ ઇચ્છા થઇ હતી. મેં આપને કહ્યું નથી, પણ બિજાપુરમાં બાદશાહે મ્હારૂં કરેલું અપમાન મ્હારા મનને ઘણું જ ડંખે છે, તે સહન નથી કરી શકતો. હું ઉત્તર હિંદુસ્તાનમાં કયાંએ જઇ પેટ ભરીશ એવા વિચારમાં હતો. આપને ત્યાં આવવાનું કારણ આપના શબ્દોનો મોહ—બીજું કાંઇ નહી. હું બાદશાહની નોકરી છોડી ઉત્તરમાં ગયો હોત તો મ્હારૂં સ્મરણ સુદ્ધાં તેને થયું નહોત. પણ આપ પાસે આવ્યો, તે તેના સર્વ ક્રોધનું કારણ, અને તેવો ક્રોધ આવે તે સાહજીક છે. તેને સ્થળે આપ હો તો આપને પણ એવોજ ક્રોધ ચઢે. આપને જે વિચાર કરવો હોય તે કરો. પક્કો વિચાર કરી મને આશ્રય આપો, કીંવા બાદશાહને હવાલે કરો. આપ કાંઇપણ વિચાર કરશો તો પણ તેનું મને કાંઈ લાગવાનું નથી. હું સર્વસ્વ રીતે ગાંડાઇ કરી આપપર અવલંબી રહ્યો છું."

"સર્વસ્વ ગાંડાઇ! એ શું?" રામરાજા વચ્ચે બોલી ઉઠયો.

"ગાંડાઇ કરી છે એમ ન કહુ તો શું કરૂં?" રણમસ્તખાને આગળ કહ્યું. "મ્હારા હાથથી સર્વ રીતે ગાંડાઇજ થઇ છે. કેવળ રાજદ્રોહજ કરી હુ બેઠો એમ નથી. મ્હારા હાથથી માતૃદ્રોહ પણ થયો છે. મ્હારી માતા અતિશય ધર્મીષ્ઠ, અતિશય નેક, પવિત્ર, અરેરે તેના કેવા કેવા અનહદ ઉપકારો! એ સર્વ ભૂલી આ દુષ્ટ તેનો પણ ત્યાગ કરી આપના શબ્દોના મોહર્યો ખેંચાઇ અહીં આવ્યો. હુ કેવો કૃતઘ્ન! અરેરે હુ તેને તજીને ગયો. આપની સેવા સ્વિકારી તે સાંભળી મ્હારી માતાએ જીવ આપ્યો, કિંવા કોઇ દેશમાં નીકળી ગઈ તેનો કાંઇ પત્તો નથી. આ મનમાં આવે છે ત્યારે મ્હારાં રોમાંચ ખડાં થાય છે. હવે મ્હારી તલવાર મ્હારા ગળાપર એક વખત ફેરવી દેવાનું મન થાય છે. હવે આઇતોજ પ્રસંગ આવ્યો છે. આપ આ ખલીતા પ્રમાણે મને બિજાપુરના બાદશાહને સોંપી દ્યો. એટલે મ્હારા સર્વ પાપનું યથાયોગ્ય પ્રાયશ્ચીત મને મળશે. રાજદ્રોહ અને માતૃદ્રોહ એ બે ભયંકર પાતકો કર્યાં, તેને દેહાંત પ્રાયશ્ચિત શિવાય બીજું કયું પ્રાયશ્ચિત હોય? દેહાંત પ્રાયશ્ચિતથી પણ આ ભયંકર પાતકોનું ક્ષાલન થશે કે નહી એની મને શંકા છે."

રામરાજાએ હસીને કહ્યું "તમને આજ અતિ પશ્ચાતાપનો સખત ઝટકો લાગ્યો લાગે છે. ત્યારે અત્યારે તમારા સામે આ વિષે બોલવાથી ફાયદો થશે એમ લાગતું નથી. મને લાગે છે કે તમારાં માતુશ્રી એકાએક નાહીસાં થયાં તે બાતમીથી તમારૂં હૃદય ઘણું ડંખતું હશે, અને તે સહાજીકજ છે, પણ અમે તમારે માટે તમારી માતાની શોધ કરવાની ખટપટ કાંઇ થોડી કરી નથી, અને હજુ કરીયેજ છીયે તે તમે જાણો છો. પછી નિરાશ શું થાઓ છો? નિરાશ થયે કાંઇ માતાનો પત્તો લાગશે?"

"પત્તો મળે અને તેનો શો ઉપયોગ? હવે તે મને દૃષ્ટિ સામે ઉભો સરખો એ રહેવા દેનાર નથી. એ વાતે દૃઢ નિશ્ચયી છે. એક વખત એક

વાત કરવી કિંવા ન કરવી એવું ઠર્યું એટલે થયું. પુનઃ જોઇએ તે કરે, તેમાં કાળાંતરે શુદ્ધ ફરક પડવાનો નથી. હવે મને તે કુશળ છે એટલા સમાચાર જણાય એજ ઇચ્છા છે. તે મ્હારૂં મુખ જોનારજ નથી."

"તેને એટલો દ્રઢ નિશ્ચય છે કે ? હવે પુનઃ તમારૂં મુખાવલોકન સુદ્ધાં કરનાર નથી, કેમ ?" રામરાજાએ ચમત્કારીક સ્વરે પુછ્યું.

"નહી, પુનઃ મ્હારૂં મુખાવલોકન સુદ્ધાં કરશે નહી-તે હુ મરી ગયો છું એમજ સમજશે. આપને તેની ખબર નથી. તે ઘણાં ટરારી, ઘણાં નીસ્પૃહ ! જેટલાં પ્રેમાળ તેટલાં કઠોર છે. મ્હારા મનમાં શું આવે છે અને શું નહી તેની કલ્પના પણ કોઇને થનાર નથી. મ્હારી માતા, મ્હારી પવિત્ર માવડી-એ મ્હારૂં સર્વસ્વ, મ્હારૂં જીવન, મ્હારા પ્રાણ,-તેને તજી તેને તોડી નાંખી, જેનું આજ પર્યંત ખાધું તેનાથી બેઇમાન થઇ, હુ આપ પાસે આવ્યો......"

વધુ બોલી શકયો નહી. સ્તબ્ધ થયો. થોડીવાર રહી પુનઃ બોલવા લાગ્યો-"પછી શું ! આપ વિચાર કરો. મને ત્યાં મોકલવા ઇચ્છા હોય, તો તેમ કરો. મને આશ્રય આપી આપના રાજ્યપર સંકટ નાહકનો શા માટે વ્હોરી લ્યો છો ? મ્હારો તમને તાદૃશ ઉપયોગ નથી, અને કોણ જાણે આગળ પાછળ મ્હારા ઇમાનીપણા વિશે આપને શંકા આવે તો સર્વ થયું. હું અહીંથીએ લટકયો અને ત્યાથી એ લટકયો. આપના મનમાં જે હોય તે હમણાંજ કહો. બહુ તો મને દેહાંત પ્રાયશ્ચિત આપશો, બીજું શું ? હુ તૈયાર છું.-"

રામરાજા વચ્ચેજ તેને અટકાવતો બોલ્યો:-"ક્ષત્રિયોએ જેને એક વખત આશ્રય આપ્યો, તે જોકે તેનો કટ્ટો શત્રુ હોય તદપી તેને છોડી મૃત્યુના મુખમાં આપતા નથી-એ ક્ષાત્ર ધર્મ નથી. તમે તો મ્હારા આમંત્રણથી અહીં આવ્યા, તો તમને હવે હું શત્રુને સ્વાધીન કરીશ એ કલ્પના પણ કેમ આવી ? આ તમારા મનમાં કેમ આવ્યું ? તમારાપર મ્હારો પ્રેમ

છે, અને તમે મ્હારા પુત્ર પ્રમાણે લાગો છો, તેથીજ તમને આટલો આગ્રહ કર્યો અને અહીં મ્હારી નોકરીમાં લીધા, મ્હારી પાસે સદોદીત તમે રહો એ પ્રકારની સેવા સોંપી. બીજું તમને શું કહું ? તમને હું બાદશાહને હવાલે કરીશ ? એ તમારી સમજ ? પુનઃ એ શબ્દ સુદ્ધાં મ્હારી સમક્ષ કાઢતા નહી, મ્હારા રાજ્યપર, મ્હારાપર જોઇએ તે પ્રસંગ આવો, તે જોઇ લેવા તે નિવારવા હું સમર્થ છું. આ મુસલમાની રાજ્યો ચોપાસ પથરાયલાં હોઇ તે વચ્ચે આ હીંદુ રાજ્ય કાયમ રહ્યું, મહારાજ્ય બન્યું, તે શું આવી તેમની ધમકીથી દબાઇને કે ? નહી, નહી. પુનઃ આ વિચાર કરશો નહી. તમે હવે હીંદુ રાજાના સેવક થયા. હીંદુ થયા. હવે તમારૂં અભિમાન અમને અને અમારૂં તમને હોવું જોઇએ. હવે આ રાજ્યની કેમ મજબુતી થાય તે વિચાર સદોદીત તમારા હૃદયમાં રમવા દો. બાદશાહે જેવું તમારૂં અનહદ અપમાન કર્યું તેવું અહીં કોઇ કરનાર નથી. એ ખુબ ધ્યાનમાં રાખજો."

રામરાજા એક સરખો બોલતો રહ્યો. રણમસ્તખાન તે સર્વ મુંગો મુંગો સાંભળતો રહ્યો.



# પ્રકરણ ૪૦ મું.



## છેવટનો ખલીતો.



જાઝાં નબળાં લોકથી કદી નં કરીયે વેર,
કીડી કાળા નાગનો પ્રાણ લીયે એ પેર.



" કાંટા કીસીકો મત લગા,
ગો મીસ્લે ગુલ ફુલા હૈ તુ;
યહ હકમેં તેરે તીર હય,
કીસ બાનપર તુલા હૈ તુ.
મત આગમેં ડાલ ઓર કો,
ફીર ધાંસકા પુલા હૈ તુ;
સુનરખ યહ નુક્તા બે ખબર,
કયા જાન કર ધુલા હૈ તુ.
કલીયુગ નહીં કરયુગ હૈ,
ત્યાં દીનકો દે ઓ રાંત લે;
કયા ખુદ સોદા નકદ હૈ.

( નઝીર. )

રણમસ્તખાન બાદશાહની નોકરી છોડી હીંદુ રાજાનો નોકર થયો, એ સાંભળી કેટલાક દરબારીઓને સંતોષ થયો, અને તેમાં વળી થોડા દીવસ પછી તેની માતા કયાંક નાહીસી થઇ એ સમાચારે તો તેમને અતિ ઉત્સાહી,

ઉલ્હાસીક કર્યા. બાદશાહની રણમસ્તખાનપર એટલી બધી પ્રીતિ–મર્જી બેઠી હતી તે બદલ ઘણાને અસુયા–અદેખાઇ લાગતી હતી. જે જલદી–બીજાં લોકો કરતાં પહેલાં ચઢે છે, તે બીજાના ડોળામાં ખુચે છે. તે પ્રમાણે બિજાપુર દરબારમાં રણમસ્તખાનની સ્થિતિ થઇ હતી. તે કોણ, ક્યાંનો, એ બદલ બાદશાહે પૂર્ણ તપાસ ન કરતાં તેને પોતાની ખાસ તૈનાતમાં રાખ્યો અને થોડા વખતમાં તો તે બાદશાહનો જમણો હાથ બન્યા જેવો દેખાવા લાગ્યો, એ દરબારીઓથી બીલકુલ સહન થયું નહી. જેનાથી શકય હતું, તેમણે બાદશાહને કાને જાય એમ કુર કુર કરી; જેનાથી શકય નહોતું તેમણે માત્ર માથું ખંજવાળી પોતા સાથેજ ચરફડ કરી. કેટલાક તેની મેહેરબાની મેળવવા બહારથી તેની સાથે પ્રીતિથી વર્તવા લાગ્યા. બીજા કેટલાક તેની નાચકકી જયાંથી થાય ત્યાંથી કરવી એ હેતુથી તે પ્રયત્નમાં લાગ્યા હતા. અને તેથી તેના જન્મની તપાસ કરવા લાગ્યા; ચોકસી કરી. કાંઈ પત્તો ન મળવાથી, પોતાની કલ્પનાઓપર મદાર રાખી તેના જન્મ વિષે નાના પ્રકારના ગપ્પા ઉડાવવા લાગ્યા. પરંતુ તે ગપ્પા બાદશાહને કાને જઇ સુદ્ધાં પહોંચ્યા. તેનો કાંઇ ઉપયોગ થતો નથી એવું જોયુ ત્યારે તેવા સ્વસ્થ બેઠા શિવાય બીજો માર્ગ રહ્યો નહી. તથાપી તેમનાં મસ્તક શોધોમાં ગુંથાઇ રહ્યાં હતાં.

અહીં મા સાહેબ વિષે બિજાપુરનાં સાધારણ લોકોમાં અતોનાત આદર માન ઉત્પન્ન થયો હતો. તેનું સંતોને શોભે એવું વિમળ શુદ્ધ ચારિત્ર્ય અને તેની પરોપકાર બુદ્ધી લોકોનાં મન પોતા તરફ ત્વરાથી આકર્ષવા લાગી હતી અને તેની કીર્તિ ચોમેર પ્રસરી હતી.

મા સાહેબ અને રણમસ્તખાન એ માતા પુત્રનું બિજાપુરમાં આ પ્રકારે ખુબ વજન બેઠું હતું. પછી બાદશાહે વિજયાનગર તેની વકીલ તરીકે નીમણુંક કરી મોકલ્યો. તેથી દરબારીઓનો ઘણો પીત્તો ઉછળી આવ્યો. પરંતુ નીરૂપાય. તથાપી જેણે તેણે ભવિષ્ય બાંધ્યું કે આ ભાઇસાહેબ ખુબ ચઢયા છે તે જરૂર જલદીથી જમીનપર પાછા પછડાશે જ.

પછી આપણે જોઇ ગયા તેમ બાદશાહે તેનાપર નારાજ થઇ તેના માથાપર બીજો અનાર બેસાડી વિજયાનગર પાઠવ્યો, ત્યારે આ સર્વ મત્સરી મંડળને પરાવધિનો આનંદ થયો, અને બાદશાહે કરેલ અપમાનથી સંતાપી રણમસ્તખાને બાદશાહી સેવા ત્યજી વિજયાનગરની સેવા સ્વીકારી, એ જોતાં તો તેમને આનંદનો પાર રહ્યો નહી. ક્યાં તો કોઇ ઉઠાઉગીર દરબારમાં આવ્યો અને બાદશાહે તપાસ વગેરે ન કરતાં એકદમ ખુબ માથે ચઢાવ્યો તેનાં દુષ્ટ ફળ તે ચંડાળે આપ્યાં, આપણે તો પ્રથમથી જ કહેતા હતા તે પ્રમાણે જ થયું, એમ જે તે હુશીયારી–ફીસયારી મારવા લાગ્યા. તેમાં પણ તેની માતા અલોપ થયાના સમાચારથી તો અવધીજ થઇ. કેટલાક તો એટલે સુધી કહેવા લાગ્યા,–અરે એતો રામરાજાની રાખેલી હશે, બિજાપુરની સર્વ માહીતિઓ મેળવવા તેણેજ આ યુક્તિ કરી. આ માતા પુત્રને ઘુસાડયાં, આ બધો તેનોજ કપટ. બાદશાહ ભોળા તે તેના સપાટામાં આવ્યા. તેણે જ આ સર્વ વ્યુહ રચેલો હોવો જોઇએ, બીજો શું–વગેરે અનેક કલ્પનાઓ ગપ્પાઓ દોડાવવા લાગ્યા.

પોતાનો માણસ બેઇમાન થઇ રામરાજા પાસે ગયો છે, તો તેને તાબિડતોબ અમારે ત્યાં મોકલી આપો, તે અમારો અપરાધી છે, એવી માગણી કરવા માટે દરબારીઓ બાદશાહને હવે ખુલ્લી રીતે આગ્રહ કરવા લાગ્યા. તેમની ઇચ્છા એવી કે આ માગણી રામરાજા સ્વીકારશે નહિ, અને તેજ કારણ લઇ વિજયાનગરપર હલ્લો કરવો. આજ ઘણા દીવસ થયાં બીજી બે બાદશાહતો સામુ મૈત્રી કરવાની ખટપટ ચાલુ હતી, અને તેમાં યશ પણ ઘણો આવ્યો હતો; સર્વેની આંખો ઉઘડી હતી, ત્યારે હવે આ વખતનો પૂર્ણ ફાયદો લેવો, હવે સ્વસ્થ બેસવું નહી, એવું દરબારીઓ છડેચોક સુચવવા લાગ્યા.

બાદશાહના મનમાં પણ તેમજ હતું. સર્વ વ્યુહ રચ્યો હતો, તેનું આ છેવટ લાવવાનેજ રચ્યો હતો. તે વ્યુહ હવે સીદ્ધીએ જશે એવું તેને

લાગવા માંડયું હતું; એથી તેણે ગુપ્ત રીતે ઇતર બાદશાહોને ત્યાં પોતાના વકીલ મોકલી પહેલાં જે વાતો થઇ હતી તે કાયમ કરવા ત્રણે બાદશાહતના વજીરોએ એક વખત કયાં પણ મળવું એવી વ્યવસ્થા કરવાનુ યોજ્યું, એટલુંજ નહી, પણ ખુદ ત્રણે બાદશાહો એક વખત મળે તો ઘણું સારૂં થશે. માટે તેની મુલાકાતનો યોગ લાવવા પોતે તૈયાર છે. પોતાના રાજ્યમાં બીજા બે બાદશાહ આવવા તૈયાર હોય તો હું તે પ્રમાણે તૈયારી કરૂ—બીજે કયાં કોઇના મુલકમાં આ મુલાકાત થાય એવું ઇષ્ટ લાગતુ હોય તો ત્યાં પણ હું કહું છુ તેની મુલાકાત થવાની ખાસ જરૂર છે. કારણ આપણને ખરેખર-આજ સંધી ઘણી ઉત્તમ છે. એવો નક્કી મનસુબો કરી બાદશાહે રામરાજા તરફ રણમસ્તખાનને પોતાને હવાલે કરવાની નિશ્ચયાત્મક માગણી કરી.

આ માગણીનો સ્વીકાર થશે નહિ એવી સર્વેની ખાત્રી હતી. બાદશાહે કેવળ રણમસ્તખાનની જ માગણી કરી એવું નહોતું. તેણે તેની માતાની પણ શોધ કરી તેને તાબડતોબ મોકલી આપવા માગણી કરી હતી. પરંતુ સર્વેની ઇચ્છા કરતાં ઉલટું, રામરાજાએ હવે તે કહેવું સ્વીકાર્યું નહી. બાદશાહને ફુરૂતરથી ભરેલ ઉત્તર મોકલી બાદશાહનો ઉપમેદ કરવો, એટલે બાદશાહને ખરૂં સ્ફુરણ ચઢશે. થયું પણ તેમજ—પછી શું પુછવું' જયાં ત્યાં આનંદ આનંદ થયો. ઇતર બાદશાહો સાથે મૈત્રી કરી અંદર અંદરના દ્વેષ ભુલી એક થઇ હવે વિજયાનગરપર હલ્લો કરવાને બીલકુલ હરકત નથી. આ સબબ આગળ કરી, હવે ઘણા દીવસનો દાવ સાધવો, ત્રણેએ મળી વિજયાનગરની સંપત્તિ લુંટી લેવી, ત્રણેએ મળી આજ વર્ષો થયાં પોતાનું અપમાન કરતા આવેલા આ પ્રચંડ હીંદુ રાજ્યના ટુકડે ટુકડા કરી સરખે હીસ્સે વહેંચી લેવું, તેનું નામ નીશાન પણ રહે નહી એવું કરવું. એવી જે તે બડાઈ હાંકવા લાગ્યો. બિજાપુરના પ્રત્યેક સરદારને સ્ફુરણ ચઢયું. બાદ શાહને આ ઉત્સાહથી ઘણું સમાધાન થયું. બાદશાહે પણ વિજયાન-

ગરનો નાશ કરવા માટે ઉત્સાહક શબ્દોમાં લાંબુલચક દરબારમાં ભાષણ કર્યું. આથી દરબારીઓને અતોનાત આનંદ થયો.

બાદશાહે સર્વત્ર દાહી ફેરવી સૈન્ય તૈયાર કરવા ફરમાવ્યું. ઇતર બેઉ બાદશાહને ઘણા નમ્રતાના અને અતિ આગ્રહના પત્રો લખ્યા. "આ પ્રસંગે આપણ સર્વેએ ઐકયતા કરશું તોજ આ દાવ સધાશે; એક હલ્લો એક દીલથી કરશું તોજ વિજયાનગર હસ્તગત કરી શકશું. ત્યારે હવે બીજો ત્રીજો વિચાર કરવો નહિ. આજ પર્યંત આપણે ઐકયતાથી ચાલ્યા નહિ તેથી કેવળ આપણે સર્વેને લજ્જા પમાડી આ રાજ્ય પ્રચંડ થઇ આપણી છાતીપર નાચે છે. આજ પર્યંત આ રામરાજાએ આપણ સર્વેને નાના પ્રકારે છળ્યા, અપમાનો કર્યાં અને તે હમેશ ફાવતો રહ્યો. આ સર્વેનું કારણ કેવળ આપણમા સંપ–ઐકય નહોતું તે જ. આપણુ સર્વેએ આપણુ વચ્ચેનો મતભેદ દ્વેષ વીસરી ઐકય કર્યું હોત તો કયારનુંએ કાફરનું રાજ્ય પાદાક્રાંત કર્યું હોત. માટે આ સર્વ ધ્યાનમાં લઇ આપણે એક વખત પણ એક થઇ સર્વેને ઇષ્ટ એવું આ મહાન કાર્ય સિદ્ધ કરીયે. આથી અધિક શું લખું! વસ્તુતઃ આ પ્રસંગ જેવો પ્રસંગ પુનઃ મળનાર નથી. સર્વ યોજના જેવી થવી જોઇએ તેવી થઇ છે." વગેરે વગેરે મુખથી તેમ લેખી સંદેશા બિજાપુરના બાદશાહે પોતાના ઇતર બેઉ મિત્ર બાદશાહોને મોકલ્યા. તેનો ઉપયોગ ઘણો ઉત્તમ થયો. પહેલેથીજ જમીન ધીમે ધીમે તૈયાર થતી હતી. કારણ વિજયાનગરનું રાજ્ય પ્રચંડ થયું, શીરજોર થયું, તે કેવળ પોતપોતાના અંતઃકલહથીજ થયું એમ સર્વને હવે લાગતું હતું. તેવાં ખરેખર ઘણાં કારણ પણ થયાં હતાં. રામરાજાને પણ શંકા આવ્યા પ્રમાણે આ ત્રણે બચેલા બાહ્મણી રાજ્યોએ ખરેખર આજ કેટલા દિવસ થયાં ઐકય કરી વિજયાનગરપર હલ્લો કરવાની તૈયારી કરી રહ્યા હતા. આ ત્રણે બાદશાહોની સ્થિતિ ઐકય કરવાને અનુકુળ બનતી ચાલી હતી. ત્યાં બિજાપુરે જ્યારે ઘણે નમ્રપણે સર્વેને આ સ્થીતિથી વીનવ્યું, ત્યારે અર્થાતજ બેઉને

તેને જઇ મળવા અઘરૂં લાગ્યું નહી. વજીર વજીરો મળતાં બિજાપુરના વજીરે જ્યારે પોતાના બાદશાહે કેવી કેવી વ્યવસ્થા કરી રાખી છે વગેરે કહ્યું ત્યારે સર્વેની ખાત્રી થઇ કે, સર્વેએ ઐક્ય કરવુંજ જોઇએ. આપણે એક થઇએ તોજ ફાવીયે, નહી તો રામરાજા એક એકને જુદા જુદા ગીલંકૃત કરવાની મહત્વાકાંક્ષા ધરવામાં આઘુ પાછું જોશે નહી અને સર્વેનો નાશ થશે.

બીજાપુરના બાદશાહે આ કપટ નાટક રચ્યું તેમાં અહમદનગર તથા ગોવળકોંડાના ઉભય પાદશાહોને સામેલ કરવાનો પૂર્ણ સંભવ તેને દેખાવા લાગ્યો. પછી તેણે પોતાના કપટ નાટકના બીજા બે પ્રવેશ આગળ કર્યા. હવે સર્વ રંધાઇ તૈયાર થતાં તેણે રણમસ્તખાનને એકદમ સોંપી દેવા જબરીથી માંગણી કરી તે માંગણીમાં તેણે સ્પષ્ટ લખ્યું હતું કે–

"અમારી પ્રજા પૈકી નહી પણ અમારા નોકરો પૈકી માણસ અમારાથી દગલબાજી કરી આપતરફ આવ્યો છે. આવા માણસને આશ્રય આપવો એ આપે અમારી દોસ્તીમાં જાણી બુજી બગાડો કરવાની બુદ્ધિથી કર્યું છે એવું અમારૂ હવે સ્પષ્ટ કહેવું છે. પણ હજુ ધારીએ છીએ કે આપની ખરેખર એવી ઇચ્છા નહી હોય. આજ માણસે આપનું અપમાન કર્યું એવી તકરાર અમારી પાસે આવતાં અમે તેને શાસન કર્યું, તેનો દરજ્જો કમી કર્યો કેમ ? આપ અમારા દોસ્ત અને અમારો નોકર આપ સાથે બેપરવાઇથી વર્તે એ સારૂં નહી તેથીજ. પણ આપ તેજ માણસને–અમારા નોકરને, જેને અમે શાસન કરીયે એવી આપની સુચના હતી, તેને અમે શાસન કરતાં તે અમારાથી નારાજ થઇ આપને આશ્રયે આવે અને આપ તેને આશ્રય આપો આ ગઉડબંગાળી શું છે તે આપનું આપજ જાણો ! આમાં આપનો હેતુ જોઇએ તે હો, છતાં આપની અને અમારી દોસ્તી તરફ લક્ષ આપી અમારો માણસ–અમારો ગુન્હેગાર તાબડતોબ અમારે હવાલે કરો; તેવું આપ તરફથી બનશે નહી તો આપની અને અમારી વચ્ચે રચેલા સર્વ કરારમદાર આપે પોતે આપના આ વર્તનથી

રદ કર્યા છે એવું અમે સમજી સ્વતઃ ત્યાં આવીશું, અને અમારા માણુસને પકડી લાવીશું. તે આપને આશ્રયે રહે એમાં અમારી આબરૂ નથી, પુષ્કળ હાની છે, અને તેવું કમીપણું થવા દેવાની અમારી ઇચ્છા પણ નથી. માટે આ પત્ર મળતાં એક દિવસની અંદર અમારો માણુસ અમને હવાલે કરજો; નહી તો અમને જે કરવું હશે તે કરશું. આપને જે ઇષ્ટ હોય તે આપ અત્યારેજ કરો છો.'' વગેરે.

આવો ડરામણીનો પત્ર પુનઃ રામરાજા તરફ રવાના થયો.



# પ્રકરણ ૪૧ મું.

## રામરાજાનો ઉત્તર.

‘ રણ વચ્ચે પડે ઘુમડી, ત્યારે જોજે મ્હારો હથ્થ.’



"Strike up the drums, and let the tongue of war
Plead for our interest

Scott.



So short-sighted is man, & so mighty are the consequauces.



‘ બંદા બહોત ન ફુલીયે,
ખુદા ખમેગા નાહી.’



બિજાપુરનો પત્ર રામરાજાને મળ્યો—વાંચ્યો—ખૂબ હસ્યો. રણમસ્તખાનને તાબડતોબ બોલાવ્યો—પત્ર આપયો. રણમસ્તખાન તે વાંચી અત્યંત ખીન્ન થઇ બોલ્યો; ‘ સરકાર મારા જેવા યઃકશ્ચીત માણસને આપેલાં વચનની માતબરી માની આપ આપપર અને આપના રાજ્ય પર વિના કારણ સંકટ કાં વ્હોરી લ્યો છો ? મેં જે કૃત્યો કર્યાં તે માટે બાદશાહ મને પૂર્ણ શાસન કરે તે વ્યાજબી છે. પણ મ્હારાં આવાં કૃત્યોથી આપના

રાજ્ય પર આવો પ્રસંગ આવે તે ઇષ્ટ નથી. બાદશાહને કાંઇપણ બ્હાનું જોઇતુ હતું. તેણે આજ પર્યંત ઇતર બેઉ બાદશાહને મળી ગુપ્ત મનસુબા કરી જે યોજના ઘડી છે તે હવે પાર પાડવાની સ્થિતિએ પહોચી છે એવું હોઇ—મુખ પાસે નહી પણ છેક હોઠ પાસે પાકેલ ફળ આવી પડયું હોય ત્યારે મ્હારા જેવો યઃકશ્ચીત નોકર વચ્ચેજ વિશ્વાસઘાત કરી તે ઉડાવી મુકે એ તેને કેમ રૂચે ! એના સર્વ વ્યુહ, સર્વ કારસ્થાનો જેણે આપ પાસે ખુલ્લાં કર્યાં, તેપર અતોનાત ક્રોધ આવે તેમાં શું નવલ ! આ આઇતી ખોડ, બ્હાના કાઢવાની તેને સંધી મળી છે, ત્યારે હવે તે આવા પત્રો લખશે. પણ આપ તે પત્રોની માંગણી સ્વીકારતા નથી તે માત્ર ઠીક નથી. હું યઃકશ્ચિત માણુસ, મ્હારા માટે આ પ્રસંગ શું કરવા વ્હોરો છો ? મને તેને સ્વાધીન કરો, મ્હારા નસીબમાં જે હશે તે થશે. બાકી આપ અતિ સમર્થ છો, આપની આજ એવી તૈયારી છે કે આ ત્રણુ શું પણ બીજા બે મળી પાંચ શત્રુ આવે તોપણ હાં હાં કુહેતામાં તેમનો વિનાશ થઇ જાય ! પણ મને બાદશાહને સોંપવાથી જો આ સર્વ ત્રાસ છુટતો હોય તો આપ અમસ્તા શા માટે આગ્રહ ધરો છો ? આપનું જે કામ કરવાનું તે કામ મેં કર્યું છે......'

રામરાજાએ તેને વધુ બોલવા દીધો નહી. "આ બાદશાહનો ખલીતો મેં તમને બોલાવી દેખાડયો, તે કાંઇ તમે આમ બોલો તે માટે નહી. પણ એક ગમ્મતનો કાગળ માટે દેખાડયો. માટે જે ઉત્તર મોકલવો હશે તે મોકલીશ અગર ઉત્તર પણ ન મોકલું અને આ ખલીતો લઇને ઇસમ આવ્યો છે, તેને ઉત્તરમાં કારાગૃહમાં પુરૂં. તને બાદશાહને સ્વાધિન કરવો એ વિશ્વાસ-ઘાતનું કાર્ય છે, અને અમે હીંદુ, અમારાથી આવું કામ કદાપી પણ ન થાય. અમને અમારા ઉપર વિશ્વાસ રાખી આશ્રયે આવેલ માણુસ અને પેટનો પુત્ર બેઉ બરાબર. હવે એવું બીલકુલ બોલતો નહી, તને અમે હવે અમારો સમજીયે છીયે."

આ છેવટનાં વાક્યો બોલતાં રામરાજા પોતા તરફ અતિ પ્રેમપુર્વક દૃષ્ટિથી જુવે છે, એવો રણમસ્તખાનને ભાસ થયો. તે ઉભય ત્યાં એકલા હતા, બીજો કોઇપણ ત્યાં નહોતો. રામરાજાએ પોતાના બેઉ હાથ રણમસ્તખાનની ખાંધપર મુકયા અને અતિ પ્રેમાળ શબ્દોથી બોલ્યો: "જોઇએ તે હો, ત્હારા બદલ મને ઘણો વિલક્ષણ પ્રેમ આવે છે. તને જોયો ત્યારથી જ મ્હારી ઇચ્છા એ કે તું હમેશાં મ્હારી પાસે હો. દરબારમાં તે છોકરીનો પક્ષ લઇ ક્રોધ કરી તું ઉઠયો ત્યારથી તો તારાપર મ્હરો પ્રેમ દસપટ વધ્યો. એવું લાગ્યું કે ધન્ય એ પીતા કે જેનાથી તું પેદા થયો, ધન્ય એ માતા કે જેને ઉદરે તું જનમ્યો!"

રામરાજા આ પ્રકારે પ્રેમપુર્ણ ભાષણ કરતો હતો, પરંતુ દરબારના પ્રસંગનો ઉલ્લેખ કાને પડતાંજ રણમસ્તખાનની વૃત્તિ એકદમ બદલાઈ. તેના કપાળપર આંટીઓ ચઢી અને તે તટસ્થ દૃષ્ટિથી નીચે જોવા લાગ્યો.

રામરાજા તેના માતાપિતાની ધન્યતાનું વર્ણન કરતાં એકદમ અટકયો. તેની દૃષ્ટિ તેની ચર્યા તરફ ગઇ, અને પોતાના બોલવાનું ઇષ્ટ પરાણામ ન થઇ તેના મનને કાંઇપણ ત્રાસ થયો છે એ તેની નજરે આવ્યું, પરંતુ તેના મસ્તપણાની કલ્પના કરી તે હસતો બોલ્યો: "બિજાપુર બાદશાહ અમારાપર સ્વારી કરે તે મ્હારી ઉત્કટ ઇચ્છા છે તે હવે એકજ કારણ માટે છે. તે કારણ કયું? તો એ કે તેથી તે રાજ્ય પર હલ્લો કરી તે છોકરીને પકડી લાવી ત્હારે સ્વાધીન કરવાનું મળે. પ્રેમ એ કેવી અજબ વસ્તુ છે! પ્રેમ એ શું છે તે હુ પુર્ણ રીતે જાણું છું. તને બાદશાહે આ બાબતમાં નારાશ કર્યો છે તે હું જાણું છું. ત્યારે બિજાપુરમાં ઘુસતાં પ્રથમ કાર્ય એજ. તે બુલબુલને પકડી લાવી ત્હારે......"

'બુલબુલને પકડી લાવી' એ શબ્દો રામરાજાના મુખમાંથી બહાર પડયા કે રણમસ્તખાનની સ્થિતિ વિચીત્ર થઇ. તેનો હાથ એકદમ તલવાર પર ગયો, ને નેત્રો રક્ત થયાં, બાહુ સ્ફુરવા લાગ્યા. રામરાજાના લક્ષમાં

તે સ્થિતિ આવી તે આગળ બોલ્યો; મ્હારા રણમસ્ત, તે બુલબુલને લાવવાની ત્હારી ઉત્કંઠા જોઇ મને સંતોષ થયો. બિજાપુરમાં પ્રવેશ કર્યા બરાબર પહેલી આ વાત. તું જરાપણ શંકા રાખીશ નહીં. તરત ત્હારી અને તેની શાદી કરી આપીશ અને ત્હારો આનંદ જોઇશ, આ મ્હારી પ્રતિજ્ઞા."

રણમસ્તઃ "હા, હવે આપ પાસે આ વાત શા માટે છુપાવું ? આપ કહો છો તેવી મ્હારા મનની સ્થિતિ છે ખરી. તે સંબંધે મ્હારો ઉપમર્દ થયો ન હોત તો હું આપને અનુકુળ થયો પણ નહોત. તે ઉપમર્દેજ મને ત્યાંથી હાંકી કાઢયો. હવે તો ઉપમર્દ વીસરવાનો માર્ગ એકજ. સ્વપરાક્રમે અહીં લાવવી......"

"અલબત. અલબત. તે વાત થવીજ જોઇએ. બિજાપુરમાં પગ નાખ્યા બરાબર પહેલી વાત એને પકડી અહીં રવાના કરવી એ ! હું હવે ઉત્તર મોકલનાર છું તેમાં પણ આનો ખાસ ઉલ્લેખ કરનાર છું."

રામરાજાએ મનનો નિર્ધાર કરી ખરેખર ઉત્તરમાં આમ લખ્યું પણ. તેણે વિચાર કરી બાદશાહને ઉત્તર મોકલ્યો. તેમાં સ્પષ્ટ લખ્યું કેઃ

"રણમસ્તખાનને આપના તાબામાં આપવો એ અમારા હીંદુના બીરદની વિરૂદ્ધ છે. જે અમારે આશ્રયે આવ્યો તેને અમારામાં સામર્થ્ય છે ત્યાં સુધી આશ્રય આપવો એ અમારો ધર્મ છે. જ્યારે અમારૂં સર્વ ઉચ્ચાટણ થશે તે દીવસે અમારો આશ્રય છુટશે. માટે ભળતોજ આગ્રહ ધરી લડાઇ માટે સિદ્ધ થાઓ નહિ. તેણે આપની નોકરી છોડી, અમારી સ્વીકારી એમાં વિશ્વાસઘાત કેવો, એ સમજાતું નથી. આપની અને અમારી દોસ્તી છે તે તોડવાને કાંઇપણ કારણ નથી. કાંઇપણ કારણ કાઢી તે તોડવાની આપની મનોભાવના દેખાય છે. તેવુ હોય તો આપનો મનસુબો આપ ખુશીથી કરો. પરંતુ કાંઇપણ નિર્જીવ બ્હાનું કાઢી અમારા પર દ્વેષ રાખી લડાઇ માટે ઉભા રહેવું એ તમને શોભતું નથી, તમને ઘણું કમીપણું લગા-

ડનારૂં છે. આપના પત્રમાં આપે માંગણી કર્યા પ્રમાણે અમે રણુમસ્તખાનને આપને સ્વાધીન તો કરતા નથી, પણ ઉલટી એક માંગણી આપ પાસે કરીયે છીયે. તે એ કે, અમારી દરબારમાં જે છોકરીની તરફદારી રણુમસ્તખાને કરી હતી, તે છોકરીને આ પત્ર દેખતજ અમારી તરફ રવાના કરી દેજો. રણુમસ્તખાનની અને તેની શાદી કરવાનો અમારો દ્રઢ નિશ્ચય થયો છે અને નિશ્ચય અમલમાં લાવવાનો અમે પકકે પકકો ઠરાવ કર્યો છે. રણુમસ્તખાન આ છોકરી સાથે લગ્ન કરવા માટે સર્વ રીતે યોગ્ય છે. કુળથી, શીળથી, શૌર્યથી, ગુણથી સર્વ રીતે યોગ્ય છે. કોંબહુના, કુળશીળથી તો તે છોકરીના ઘરાણા કરતાં કેટલે દરજ્જે ચઢતો છે. ત્યારે કોઇપણ પ્રકારની શંકા ન ધરતાં રણુમસ્તખાનપરનો આપનો ક્રોધ બાજુએ રાખી, તે છોકરીની રવાનગી એકદમ કરી દેજો. રણુમસ્તખાન સાથે તેનાં લગ્ન મ્હોટી ધામધુમથી અમે કરશું. રણુમસ્તખાનને અમે પદરનો સરદાર બનાવ્યો છે અને હજીપણ તે ઘણી પાયરીએ ચઢશે. આપ વીનાકારણ તે બદલનો ગેરસમજ દુર કરશો. તેણે આપ સાથે કોઇપણ વિશ્વાસઘાત કર્યો નથી. આપે વીનાકારણ ક્રોધે ભરાવું જોઇતુ નથી. આટલું કહ્યા છતાં પણ રણુમસ્તખાનને અમે મોકલતા નથી, એ સબબ આગળ ધરી આજ પર્યંતની આપણી દોસ્તી તોડવાનો આપે ઉપક્રમ કર્યો, તો આપના મનમાં લડાઇ કરવાને કાઇપણ બ્હાનું જોઇએ તે કાઢયુ છે એમ સમજી આપ સાથે બે હાથ કરવા અમે તૈયાર છીએ. માત્ર આ વખતે કયે છેવટે વાત જશે તેનો ભરોંસો નથી એ તમને ચેતવી મુકું છુ. બિજાપુર તોડીફોડી તેનું નામનીશાન સુદ્ધાં રહેશે નહી તે ખુબ જાણજો. આપ આવું ખુલ્લું કાંઇપણ નીમીત આપો તેની અમે રાહ જોઇ રહ્યા છીએ. કારણ આજ ઘણા વખતથી અમારી વીરૂદ્ધ ગોવળકોંડા તથા અહમદનગર સાથે આપ કારસ્થાનો ચલાવી રહ્યા છો એ સર્વ અમારાથી અજાણ્યુ નથી. કયારનાએ જાણીયે છીયે, પણ આપને તે સંબંધી ખબર આપી નથી. કારણ આપ જોઇએ તેટલા ગુપ્ત કારસ્થાનો કરશો તથાપી આપથી કાંઇપણ થવાનું નથી એ

અમે જાણીયે છીયે. વિજયનગર તમે ત્રણ શું પણ બીજા તમારા જેવા અનેક બાદશાહો એકત્ર થાઓ તોપણ સર્વેને પહોંચી વળે એમ છે. માત્ર તમે પહેલા હથીયાર ઉંચકો એટલી વાર, પછી ક્ષમા, દયા, માયા કાંઇપણ મનમાં ન લાવતાં આપને જમીનદોસ્ત કરવામાં આઘુંપાછું જોઇશું નહી. સલીમાને મોકલવામાં જરા પણ વાંધો—જરા પણ ઢીલ કરતા નહી.” વગેરે.

આ પ્રમાણે પત્ર લખાવી રણમસ્તખાનને વંચાવી બિજાપુરના હલકારાને બોલાવી તેને આપ્યો. રામરાજાએ આ પત્ર રણમસ્તખાનને વાંચી સંભળાવ્યો ત્યારે તેના મનમાં શા વિચાર ચાલ્યા હશે ?



# પ્રકરણ ૪૨ સું.



## ઉન્મતપણાનું પરિણામ.



"બંદા બહોત ન ફુલીએ,
ખુદા ખમેગા નાહી."
આણંદ કહે પરમાણંદ,
વે દી ક્યું ભુલંત;
દી ઉઠે દયા કરે,
અવગા ખોપ કરંત.



Up, break the chain,-the yoke remove,
And smite to earth Oppression's rod.

(Downes.)

In vain his servile hosts his call obey,
They tremble not beneath the clash of swords,
Where they contend, the battle is the Lord's.



બિજાપુરના બાદશાહને પોતાના પત્રનો ઉત્તર શું આવશે, તે બદલ જરાપણ શંકા નહોતી. તે પત્રપર તેણે કાંઇ અવલંબી રાખ્યું નહોતું. તેણે બીજા બે બાદશાહ સામે ચલાવેલ કારસ્થાનો પૂર્ણ સીદ્ધીએ પહોંચ્યાં હતાં.

બહામની બાદશાહતની શાખાઓ થઇ, તેમાં દ્વેષભાવ ઉત્પન્ન થઇ, પરસ્પરમાં મત્સર વધવા લાગ્યો. આ મત્સરથી તેઓમાં અધીક અધીકજ ફાટફુટ થઇ, એટલી કે, એકમેકના નાશ માટે એકમેકે પરકીયની સહાય મેળવાની અપેક્ષા કરી. એટલુંજ નહી પણ તે સહાય માટે રામરાજાના પગ પકડયા, વિનંતીઓ ચલાવી, તેનાં અપમાનો સહન કર્યાં. અલી આદીલશાહે પોતાના શત્રુને જેર કરવા રામરાજાની બે વખત મદદ લીધી, તેની પાસે તેમનાપર સ્વારીઓ કરાવી. તે સ્વારીઓમાં રામરાજાને ઘણો વિજય પ્રાપ્ત થયો તેથી અર્થાત પ્રથમ અલી આદીલશાહને ઘણો સંતોષ થયો. પરંતુ તે સંતોષ સમાધાન ઘણો વખત ટક્યો નહી. રામરાજા આ વિજયોથી અતિ ઉન્મત્ત થયો. તુંગભદ્રાથી છેક રામેશ્વર પર્યંત હવે વિજયાનગરનુ સામ્રાજ્ય થયુ હતું, અને તેની ઉત્તરના સર્વ મુસલમાની રાજ્યોમાં તેનો ભય પેઠો હતો. તેઓ તેના નામથી થરથરતા. આવી સ્થિતિમાં પોતાનુ મસ્તક ઠેકાણે રાખી રામરાજાએ વર્તન કર્યું હોત તો સારૂં થયુ હોત. પણ ભાવીને અન્ય રચવું હતું. મહાન્ સત્તાથી ઉત્પન્ન થતા મદ અને મોહ આ બે અતિ ભયંકર રીપુના તાવડામાં સપડાઇ રામરાજા તદ્દન અંધ થયો. પોતે જે કાંઇ કરે, બોલે તે પ્રમાણેજ થાય, એવી તેને આત્મપ્રતીતી થઇ. આ આત્મપ્રતીતી તેનું મસ્તક ભમાવવાનું કારણ ન થતે તો તેનો અને વિજયાનગરના મહારાજ્યનો સદા વિજય અને વિસ્તારજ થતો રહેતે. પરંતુ દુર્દૈવથી તેમ થયુ નહી. તેને ઉન્મત્તપણાએ પક્કો છળ્યો. પોતા વિરૂદ્ધ ત્રણ ચાર બાદશાહતમાં એક થવાનાં કારસ્થાનો ચાલ્યાં છે, એ તેના કાનપર આવ્યા છતાં પણ તેને તેનું જોઇએ તેવું મહત્વ લાગ્યુ નહી. સત્તર બાદશાહતો એક થાય તોપણ શુ થયુ ? આપણે તે સર્વેને પાણી પાઇશુ એવી તેના મનની ભાવના થઇ હતી. એટલુંજ નહી પણ એક વખત આવો પ્રસંગ આવે એવી તે અપેક્ષા કરવા લાગ્યો ! એ અપેક્ષા કરવાનું કા[illegible] એટલુંજ કે, એક વખત સર્વેના હાડકાં એકજ વખતે સાથેલાગાં ખો[illegible] કરાય તો તેમનું માથું ક્યારે પણ ઉંચું ન થાય, અને તેમને દબાવી [illegible]

તરફ પણ આપણા રાજ્યનો વિસ્તાર કરવામાં અડચણ આવે નહી–વચ્ચેના કાંટા દુર થયા એટલે વાટ મોકળી. આ વિચાર વારંવાર તેના મનમાં આવતો. આવા ઉન્મત્તપણાના વિચાર તેના મનપર સામ્રાજ્ય કરવા લાગ્યા, અને બીજા વિચારોને તેના મનમાં પ્રવેશ કરવા દીધા નહી.

આ પ્રમાણે મદ–અભિમાન અને મોહ આ બે વિકારથી અંધ થઇ રામરાજા વિજયના મનોરાજ્ય કરવા લાગ્યો. શત્રુને ત્યાં શું ચાલ્યું છે તેની ખાતમીઓ સુદ્ધાં હવે તેને કાને આવતી બંધ થઇ; એટલુંજ નહી પણ તેવી ખાતમીઓ આવે તો " કરવા દો જોઇએ તે એકે પોતાની પુત્રી બીજાને આપી અને બીજાની પોતે કરી એથી કાંઇ સૈન્યનું સામર્થ્ય વધતું નથી. એ ચોરટાઓને કહીયે જેટલું જોર જમાવવું હોય તેટલું એકઠું કરી એકદમ આવો. તમને લાગતું હશે કે વિજયાનગર પાકેલું સુંદર ખેતર છે, પણ પાસે આવશો ત્યારે આ સુંદર ખેતર નથી પણ ભયંકર વણવો–વડવાગ્ની છે, તે બચ્ચાઓ તમને સર્વેને બાળી રાખ કરશે, ત્યારે તમે સમજશો. આ વડવાગ્નીની જ્વાળાના વિસ્તારમાં એક વખત સપડાયા પછી છુટકો કયાંથી થશે ? ઉલટું તમારા મેઢાઓના ટોળાની સારી આહુતી આ અગ્નિનારાયણને મળશે ! " આવી રીતે ભરદરબારમાં તે બોલતો–સાંભળતો–ફુલાતો, પણ આ મદમાં અંધ થયેલ રામરાજા તથા તેના બે ભાઇઓ તિરૂમલ કિંવા વ્યકટાદ્રી આ ત્રણે પૈકી એકને પણ આ વિચાર સુજયો નહી કે આપણે ધારીયે છીયે એવોજ આ કલહનો અંત આવશે કે કાંઇ નીરાળો ? આપણી ઈચ્છા પ્રમાણે શત્રુઓનો નાશ થશે કે આપણો થવા સંભવ છે ? તેમની આંખો સામે એકજ ચિત્ર દેખાતું, તે ચિત્ર વિજયનું, શત્રુના પૂર્ણ નાશનું–ભાવી અશ્વમેધનું અને આખા ભારત વર્ષમાં હીદુઓના–સર્વ હીંદના સમ્રાટ બનવાનું !

ભુલે વિવેકી જન કો વિવેક,
ચઢે કુમાર્ગે તજીને સુટેક;

જુવે ન સુણે ગઇ સર્વ સુદ્ધી,
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

( નળાખ્યાન ).

આ તેમની સ્થિતિ થઇ હતી. મદ–અભિમાન મોહમાં અવળું સુજયું –ભાવીએ એમ ધાર્યુ–અને બુદ્ધિ એ અનુસાર થઇ !

અહીં બિજાપુર, ગોવલકોંડા, અહમદનગર, એ પોતપોતા વચ્ચેના વૈમનસ્ય ભુલી જઇ એક થઇ, પોતાના શત્રુ આ પ્રચંડ હિંદુ સામ્રાજ્યનો વિનાશ કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. સર્વેમાં તેની આણો–સપતો થયા. એટલુંજ નહી પણ પરસ્પર પરસ્પર બદલ પૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થાય તે માટે હુસેન નીજામશાહે ( અહમદનગરનો બાદશાહ ) પોતાની શાહજાદી ચાંદબીબી ( જે અકબર સામે લડી ઇતિહાસમાં સુપ્રસીદ્ધ થઇ તે ) અલી આદીલશાહને ( બિજાપુરનો બાદશાહ ) આપી. અલી આદીલશાહે પોતાની બહેન હુસેનશાહના શાહજાદાને આપી. આ સર્વ લગ્ન સમારંભ થયા તે કેવળ રાજ કારણ માટે થયા. આ લગ્ન સમારંભ નક્કી કરવા બદલ–આના વકીલ ત્યાં અને ત્યાંના વકીલ અહીંયા એમ આવવા જવા લાગ્યા. તેમની ખટપટો–વિચાર–સલાહ મસલતો શરૂ થઇ. બીદરના બેરીદશાહ બાદશાહ એ ચોથા બાદશાહ પણ ત્રણે બાદશાહોને મળ્યા. સર્વેએ પોતપોતાની ફોજો લઇ બિજાપુર આવવું અને હલ્લો કોણે કઇ બાજુથી કરવો વગેરે વ્યવસ્થા કેમ કરવી એની મસલત શરૂ થઇ. અહીં રામરાજાને ગાફેલ રાખવા માટે વકીલો પત્રોની આવજા ચાલુ રાખી હતી, રણમસ્તખાનને સ્વાધીન કરવાની માગણી ધિક્કારવામાં આવી, ત્યારે આદીલશાહે પુનઃ એક વખત વકીલ મોકલી પોતાની હદપર આવેલા વિજયાનગરના કોઇ પ્રાંત અને કીલ્લાની માંગણી કરી. આ માંગણીનો હેતુ બીજો કોઇજ નહોતો, પણ રામરાજા પોતાના વકીલનું અપમાન કરે અને એ કારણથી લડાઇ માટે ઉભા થવું. કોઇ લડાઇ માટે બે ત્રણ કારણો આપવાં એ હેતુ !

સંકટ જ્યાં સુધી આવે છે એવું લાગતું હતું ત્યાં સુધી તદ્દન બેફીકર રહેલો રામરાજા બિજાપુરમાં શત્રુઓની ફોજો મારવાની બાતમીઓ સાંભળી એકદમ જાગૃત થયો. પોતાના પ્રચંડ સૈન્ય આગળ શત્રુના સૈન્યનો ટકાવ થશે નહી એવું તેને પકકું લાગતું હતું, તોપણ હવે હાથ પગ હલાવ્યા વગર ચાલશે નહી. એવું મનમાં લાવી તેણે તુંગભદ્રામાં જ્યાં ઉતાર હતા, ત્યાં બંદોબસ્ત કરી મુસલમાનોને તે ઉતારોમાંથી આ તરફ આવવા દેવા નહી, ઉલટો તે ઉતારોનો ફાયદો લઇ બને તો સામે તેમનાપર હલ્લા લઇ જવા, એવો વિચાર કર્યો. આ કામમાં તેણે તિરૂમલ્લની યોજના કરી અને બ્યંકટાદ્રીને એક મ્હોટી સેના આપી એક જગ્યા સંભાળવા યોજ્યા. પોતે સ્વતઃ મધ્ય ભાગે રહી પોતાના સંરક્ષણાર્થે રણમસ્તખાનને તેના પઠાણો સહીત પાસે રાખ્યો. આ પ્રમાણે સર્વ વ્યુહ રચ્યો.

આ સર્વ તૈયારી થયા પછી એવી નક્કી બાતમી આવી કે શત્રુઓ બિજાપુરથી રવાના થયા છે. વિજયાનગરની દરબારમાંનો બિજાપુરનો વકીલ ચાલતો થયો, ત્યારે હવે લડાઇ થશે એ બદલ કોઇને પણ શંકા રહી નહી. રામરાજાને જરાપણ ભીતી લાગી નહી, તે તૈયારજ હતો. તેના મનમાં વિજયની સંપુર્ણ ખાત્રી હતી. શત્રુને તૃણવત લેખતો હતો.



# પ્રકરણ ૪૩ મું.

## રામરાજાની નવી લહેર.

Fare thee well, ah! fare thee well!
How I have loved my hate shall tell!

( Irish Melodies. )



હાય કરૂં તો જગ બળે,
જંગલ પણ બળી જાય;
પાપી જીવડો ન બળે,
જેમાં હાય સમાય.

લડાઇ સંબંધી આટલી બધી તૈયારી થઇ, પણ રામરાજા તદ્દન નિર્ધાસ્તજ હતો. પોતાનો પરાજય કદાચ થાય એવી શંકા સુદ્ધાં તેને નહોતી. આ બધાઓને એક વખત ટક્કર આપી ધુળ ચાટતા કર્યા કે પછી મુસલમાનો આપણી સામે આંખો સુદ્ધાં ઉંચી કરી જોશે નહી, અને આપણુને સહજ ઉત્તર દીગ્વીજયના કાર્યમાં લાગવાને સાધશે. આ એક મહત્વાકાંક્ષોત્પાદી વિચારથી તેનું મન વ્યાપ્ત થયું હતું. તે પોતાના ભાઇઓના સામર્થ્ય વિષે અભિમાન ધરી રહ્યા હતો. તેમજ રણુમસ્તખાનના ઇમાનીપણા બદલ પણ તેની પૂર્ણ ખાત્રી હતી; તેમાં રણુમસ્તખાને આપણે હર તરેહથી આપણા આ ત્રણે શત્રુમાં ફુટ પાડી શકીશું એવી ખાત્રી આપી હતી. તે કેવી રીતે તેનું પણ તેણે રામરાજાને સ્પષ્ટીકરણ કર્યું હતું; એટલુંજ

નહી પણ તે સંબંધી પુરાવો પણ રામરાજાને દેખાડયો હતો. તે પુરાવો જોઇ રામરાજા ઘણો આશ્ચર્ય પામ્યો હતો. રામરાજાનો તેનાપર પૂર્ણ ભરોસો બેઠો હતો.

રામરાજાએ કુંજવનની સફાઇ તથા પુષ્કરિણીપરની સફાઇ તથા શૃંગારવાનું કામ શરૂ કર્યું, હજાર માણસો કામે લગાડી ત્રણ દિવસમાં સર્વ તૈયાર કરવા હુકમ આપ્યો અને પોતે પણ ત્યાં જઇ આવ્યો. લડાઇ થવાની અણીપર વાત આવી હતી, શત્રુ અંગપર આવ્યો હતો, અને તે પણ સામાન્ય નહી, ચાર શત્રુ એકઠા થયા હતા; તોપણ રામરાજાને આવા ઉદ્યોગ કેમ સૂઝે છે? એવું તેના તાબેદારોના મનમાં આવ્યું, પરંતુ તેની પાસે બોલવાની કોણ હીંમત કરે! કદાચ તેનું કારણ હશે, અહીં કાંઇ કારસ્થાનો રચવાનાં હશે, એવું પોતાના મનનું સમાધાન કરી તેઓ હુકમ પ્રમાણે કામે વળગ્યા. રાત દિવસ કામ કરી ત્રણ દિવસમાં કામ પૂર્ણ કર્યું, અને કુંજવન બીજું નંદનવન થયું છે એવી વર્દી ત્રીજે દિવસે સાયંકાળે રામરાજાને પહોંચાડી.

રામરાજાને અતિ સમાધાન થયું. તેણે બીજી કાંઇ વ્યવસ્થા કરવા બદલ કાંઈ વિવક્ષીત માણસોને હુકમ આપી પોતે ચોથે દિવસે પોહ ફાટતાંજ ઘોડાપર સ્વાર થઇ કુંજવનનો માર્ગ લીધો. ત્યાં જઇ જુવે છે તો સર્વ વ્યવસ્થા બરાબર પોતાના હુકમ પ્રમાણે થઇ છે! લાગલુંજ જેમને તે કામ સોંપ્યું હતું તેમને સાબાશી આપી મ્હોટી બક્ષીશ આપી અને ફરમાવ્યું કે તમને આ જગ્યાએ વ્યવસ્થા કરવા રાખું છું. માત્ર અહીં તમે જે કાંઇ જુવો તેનો એક ચકાર શબ્દ સુદ્ધાં બહાર જવો ન જોઇએ. આપરથી તેમને એવું લાગ્યું કે લડાઈ સંબંધી કાંઇ મ્હોટું ગુપ્ત કામ અહીં થનાર છે.

બીજે દિવસે સવારે તે બંગલામાં મા સાહેબ—રણમસ્તખાનની માતા અને તેની વૃદ્ધ દાસી આવી રહેલાં દેખાયાં. તેની સેવામાં બીજા દાસો

હતા. કુંજવનની વ્યવસ્થા માટે રાખેલાઓને લાગ્યું કે આ એકંદર પ્રકાર શું છે ? તેમના લક્ષમાં કાંઇ આવ્યુ નહી, લડાઇ સંબંધી કારસ્થાન સાથે આ બાઇઓના સંબંધ શુ ?

મા સાહેબ હવે અગાઉ કરતાં ઘણાં ક્ષીણ થયા હતા. તેની ચર્યાપર ચિંતા—અત્યંત તિક્ષણ ચિંતા શીવાય બીજી કોઇપણ છાયા દેખાતી નહોતી. એકાદા માણસના આયુષ્યમાં નિરાશા શીવાય કશાના પણ તેને અનુભવ આવ્યા હોય નહી અને તેથી તેની સર્વ ઉમેદ નષ્ટ થયા થી તેની જે સ્થિતિ થાય તેવી મા સાહેબની સ્થિતિ થઇ હતી. હવે આ વખતે તેના જપજાપ પણ સમુળગા ભુલાયા હતા. કેવળ મુક ભાવે પોતાની કોટડીમાં બેસી રહેવા શીવાય બીજાું કાંઇ પણ તેને સુજતું નહોતું. તે વૃદ્ધ દાસી સાથે જેટલું ઓછું બોલાય તેટલું બોલવું, એવું તેનું વર્તન થયું હતું. અંદર ને અંદર પોતાના વિચાર દાબી રાખવા, કોઇ પાસે પણ તેના ઉચ્ચાર સુદ્ધાં કરવો નહી, આ જગમાં હવે મ્હારૂં કોઇ નથી, સર્વે મ્હારા મન વિરૂદ્ધ વાતો કરવાનો બેત કરીને આવે છે, ઇશ્વરના મનમાં હું સુખમાં મરૂં એમ નથી, એવું આ બીચારીના મનમાં એક સરખું ઘોળાતું હતું.

કુંજવનમા પુનઃ આવી તે દિવસથી તો તેની ખીન્નતા ઘણી જ વધી. તેમાં પણ હવે પુનઃ ધનમલ્લ વારંવાર તેની નજરે પડવા લાગ્યો. આ કૃષ્ણ-સર્પ આટલા વર્ષ કયાં પણ અલોપ થયો હતો તે પુનઃ પોતાના સંરક્ષણાર્થે આવી બેઠોજ છે. પૂર્વ પ્રમાણે જ તદ્દન મુકવૃત્તિથી રહે છે. આ ચિન્હ તો તદ્દન અશુભ ! આ કષ્ટ વચ્ચે જ એક વખત આવ્યો, પુનઃ એક વખત નાહીસો થયો—પુનઃ આજ મ્હારી રાશીએ આવ્યો. એનો અને મ્હારો યોગ પણ કેવો ? એના હાથથી મ્હારો કાંઇ પણ ભયંકર અંત તો આવનાર નથી ના ? એવું તેને વારંવાર લાગી તે તેને જોતાં જ થરથર કંપતી, અને પોતાની વૃદ્ધ દાસીને કહી રાખ્યું હતુ કે—"તેની મ્હારી દષ્ટાદષ્ટ કયારે પણ થાય નહી એવી વ્યવસ્થા કર. તે બહાર—બંગલા બ્હાર કયાં પણ ભલે હોય, પણ મારી નજર સામે થાય નહી. એવી ગોઠવણ કર."

પણ તે દાસીના હાથમાં શું હતું! પરંતુ તેનું સમાધાન કરવા કરતાં કાંઇ શબ્દો તે દાસી બોલી નહીં. કર્મ ધર્મ સંયોગે એવું હતું જ કે રામ-રાજાએ ધનમલ્લને અંદર જવા મનાઇ કરી હતી. તેને એટલું જ ફરમાવ્યું હતું કે "ત્યારે બંગલાની આસપાસ એક સરખો પહેરો રાખી મા સાહેબને પુષ્કરિણી તરફ જવા દેવી નહી. કદાચ જાય તો પુષ્કરિણીમાં ઉતરવા દેવી નહી, કુદકો વગેરે મારે તો તાબડતોબ બહાર કાઢી મને વર્દી પહોંચાડવી." આવો તેનો હુકમ હોવાથી તે બંગલામાં જવાની ઇચ્છા પણ કરતો નહોતો, માત્ર ઇમાની કુત્રા પ્રમાણે કહેલ કામ ઘણી સાવધગીરીથી બજાતો હતો. મા સાહેબ બંગલાની બહાર સુદ્ધાં પડતાં નહોતાં. સદા સર્વદા પોતાની ખોલીમાં બેસી ખીજ અને ઉદાસ વિચારોમાં પ્રવૃત્ત થઈ પોતાના દૈવને દોષ આપતાં વખત કાઢતાં હતાં. જે દેખાવથી મનને આનંદ થતો, તેજ દેખાવ તરફ દષ્ટિ સુદ્ધાં ફેંકવી નહી એવી તેના મનની સ્થિતિ હતી. જે કુંજવનમાં ફરવાની તેની અતિશય લાલસા, તે કુંજવનમા પગલું સુદ્ધાં નાંખવું નહી એવી તેની મનોવૃત્તિ થઇ ગઇ હતી. અહીં પોતાને લાવીને રાખવાંમાં આવી તેનું તેને અતિશય વૈષમ્ય લાગ્યું હતું.

કુંજવનમાં આવ્યાને બે દીવસ થયા, પણ તે પોતાની કોટડીની બહાર આવી નહી, કે પોતાની વૃદ્ધ દાસી સાથે કામ પુરતું જ બોલતી, વધારે ઘટારે બોલતી નહી. અંતે બિચારી દાસીથી રહેવાયું નહી તેથી હિમ્મત કરી મા સાહેબને કહ્યું. "આમ કેમ ચાલશે!"

મા સાહેબે ઉત્તર આપ્યોઃ–આવી સ્થિતિ થયા પછી કેમ ચાલશે એ એ વિચાર પણ શા કામનો? પરવરદીગાર હવે મ્હારી દાદ સાંભળે તો સારૂં! પણ તેની પણ તેવી ઇચ્છા નથી. ત્યારે અમસ્તાં તરફડવામાં શું ફાયદો? તેથી સર્વ તડફડ મેં છોડી છે. હવે સ્વસ્થ છું, તું કાળજી કરતી નહીં."

"આ સ્વસ્થપણાનાં લક્ષણ કે અસ્વસ્થપણાનાં!"

"તને જે દેખાય તે ખરૂં, મને ત્રાસ ન આપ, અને ન પૂછ."

મા સાહેબને હજુ લૈલી ઉત્તર આપે છે ત્યાં રામરાજા આવ્યાની વર્દી એક નોકર લાવ્યો.

રામરાજા આવ્યાની વર્દી સાંભળતાં માસાહેબના કપાળપર આંટીઓ ચઢી, તેના અંગમાં સંતાપ થયો, મુખ લાલ થયું, ઓઠ થરથર કાંપવા લાગ્યા અને વર્દી લાવનાર સેવકને કહ્યું:–"જા, કહે કે હું કોઈપણ પારકા માણસને મળતી નથી. મારી પરાધીન સ્થિતિ જોઇ જો જુલમથી મ્હારી સમક્ષ આવશો તો તેનું પરિણામ સારૂં નહી આવે." આટલું કહી બુરખો લીધો અને સ્વસ્થ બેઠી.

વૃદ્ધ દાસી આભી બનતી જોઇ રહી. નોકર આભો બન્યો. ક્ષણભર ઉભો, અને ગભરાતો ચાલતો થયો. રામરાજાને માસાહેબનો ઉત્તર કહ્યો. રામરાજા તે સાંભળી આસરે પા ઘટીકા સ્વસ્થ વિચારમાં બેઠો, પછી વૃદ્ધ દાસી લૈલીને બોલાવી લાવવા ફરમાવ્યુ. નોકર પાછો આવ્યો અને સંદેશો કહ્યો. લૈલીએ માસાહેબ સામે જોયું તે હજુ બુરખો નાખી બેઠી હતી, તેણે ઉત્તર આપ્યો "જા, ભલે જા, તને જવામાં હરકત નથી, પણ તે મ્હારી સમક્ષ આવે નહી. તેને બેલાશક કહેજે કે હું તમારૂં મુખ જોવા ઇચ્છતી નથી, તમે મને મળવા આવશો નહી, જા."

લૈલી ઉઠી અને હિંમતથી રામરાજા સમક્ષ ઉભી. નોકર નમી ચાલતો થયો. હવે બેઉ ખંડમાં એકલા થતા રામરાજા બોલ્યો:–"માર્જીના, માર્જીના, કહે, મને બધી ખરેખરી હકીકત કહે. મેં કયારનાએ તમને ઓળખ્યાં છે. હવે છુપાવવામાં અર્થ નથી. બોલ, તમે અહીંથી ગયાં ત્યારથી સર્વ બીના મને કહે, ત્હારે કહેવીજ જોઇશે. જરા પણ મ્હારાથી છુપાવતી નહી, સર્વ હકીકત કહે. તમે ગયાં, તે કયાં ગયા, પછી શું થયું? મેં તમારી કેટલી કેટલી શોધ કરી, જો જરાપણ પત્તો મળ્યો હોત તો તમારી પુંઠે આવી તમને પાછાં લાવ્યો હોત. તમને આવો અવિચાર કરવા દીધો ન હોત, પણ તમારો કયાંએ પત્તો મળ્યો નહી. શું કરૂં? મ્હારો નાઇલાજ થયો.

બોલ, મ્હારે એકજ વાત મુખ્ય જાણવી છે, તે કહે. મ્હારા મનને તે બદલ પૂર્ણ ખાત્રી તો છે; પણ એક વખત તમારા મુખથી તે જાણવી છે. તમે ખરૂં કહેશો, તો આજે મ્હારા આનંદની પરમાવધી થશે. બોલ, આમ મુખસ્તંભ જેવી ઉભી રહે નહી. બોલ, બોલ, આ રણમસ્તખાન કોણ ? તે જ કે ?

માર્જીનાએ એક અક્ષરે મુખ બ્હાર કાઢયો નહી, તેમજ તેની ચર્યા-પરથી તેનું ઉત્તર હાકારાર્થ છે કે નકારાર્થ છે તે પણ સમજાયું નહી. છે-વટે ત્રાસી તે બોલ્યો:—"શું ! ત્હારી જીભને શું થયુ ? તે બધ કેમ થઇ ? હું તેનેજ પુછનાર હતો કે તું કોણ ? કયાંથી આવ્યો ? કયાં જનમ્યો ? ત્હારાં માતાપિતા કોણ, કયાંનાં ? પણ મને લાગ્યું કે એક વખત સર્વ ખુ-લાસો, તમારી અહીંથી ગયા પછીની સર્વ હકીકત, સાંભળવી, પછી મેહેર-જાનના અને મ્હારા વિચારથી ઠરાવવું કે તેને સર્વ વાત કહેવી કે નહી. આજ મુખ્ય હેતુથી હું અહીં આવ્યો, વિજયાનગરથી તમને પાછાં અહીં લાવી રાખ્યા તે એટલા માટે. આ કુંજવનની સ્થિતિ પૂર્વ પ્રમાણે પુનઃ કરી તે એટલાજ માટે કે, તમે અહીં આવ્યા પછી તમને તે વખતનું સ્મરણ થાય. બોલ, બોલ, માર્જીના, તમે મને જે ધારતાં હો તે ધારો, પણ હું તમારી બાબતમાં પૂર્વે જેવો હતો તેવોજ આજે છું. મ્હારો તેનાપરનો પ્રેમ પૂર્વે જેવો હતો, તેવોજ કાયમ છે. તમારૂં સ્મરણ થયું નથી એવો એક દીવસ સુદ્ધાં મ્હારા આયુષ્યમાં ગયો નથી. આ કુંજવનમાં જયારે જયારે હું આવું છું, ત્યારે ત્યારે મને હું પૂર્વેનોજ રામદેવ છું, મ્હારામાં કાંઇ ફરક થયો નથી એવું લાગે છે. આ છોકરાને જોયો તે દીવસથી તો બીજો કાંઇ વિચાર મ્હારા મનમાં આવતો નથી. મહત્વાકાંક્ષાથી મેં રાજકન્યાનું પાણીગ્રહણ કર્યું; પરંતુ તેનું ચિત ગ્રહણ કરવાનો મેં કયારે પણ પ્રયત્ન કર્યો નથી. આ મ્હારી મેહેર—મને બાહ્યમાં નષ્ટ થઇ, પરંતુ અંતરમાં સદૈવ કાયમ હતી અને છેજ. માર્જીના, માર્જીના, ખરો પ્રેમ એક વખતજ ઉદ્ભવે છે, એકજ ઠેકાણે જડાય છે, અને તેજ ઠેકાણે સતત રહે છે. તેનો કયારે પણ લય થતો નથી, તેનું રૂપાંતર થતું નથી, તેની નકલ પુષ્કળ થાય છે, પણ મૂળની અસર તેમાં

આવતી નથી, તેની વિસ્મૃતિ ક્યારે પણ થતી નથી."

આ છેવટનાં વાક્યો રામરાજા માર્જીના તરફ જોઇ બોલ્યો નહી. તેનાં અશ્રુપૂર્ણ નેત્રો બીજી તરફજ લાગ્યાં હતાં. માર્જીનાએ કાંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહી. તે આટલું બોલી સ્વસ્થ બેઠો. તેના ચક્ષુમાંથી દડદડ અશ્રુ ટપકવા લાગ્યાં. આ જોઇ તે વૃદ્ધ દાસીને પણ ઘણું લાગી આવ્યુ. તે કાંઇ ઉત્તર આપવાના વિચારમાં હતી ત્યાં તે પુનઃ બોલ્યો:—"અરેરે, ત્હારી બાઇ કેટલી નિષ્ઠુર! ખરા પ્રેમને તે ઓળખી શકી નહી. અરેરે મેં કેટલું કેટલું તેને માટે કર્યું તે સર્વ ભૂલી મને ત્યજી તે ચાલતી થઇ. બોલ, કેમ બોલતી નથી? કહે, કહે, હું પુછું છુ તેનો ઉત્તર આપ."

"શું કહુ? તમે શુ પુછો છો તે જ હું સમજી શકતી નથી. ત્યારે શું ઉત્તર આપું?"

"તુ સમજતી નથી! તુ સમજતી નથા! ભલે મને બીજી ત્રીજી હકીકત ન કહે પણ એટલુંજ કહે કે આ રણમસ્તખાન તે જ ના? તમે અહીંથી ગયા પછી કેટલે દીવસે અને ક્યાં......"

માર્જીના તેને વધુ બોલવા ન દેતાં એકદમ બોલી ઉઠી:—"અમસ્તા મને પ્રશ્ન શા માટે કરો છો? મને કાંઈપણ ખબર નથી; તેમ તમે શું કહો છો તે પણ હું સમજી શકતી નથી."

"આવો ઉત્તર આપ્યા કરતાં, 'હું કાંઇ કહેવા ઇચ્છતી નથી' એવું સ્પષ્ટ શા માટે કહેતી નથી?"

"મને કાંઇ ખબરજ નથી પછી શું કહુ? અમે કોણ તમને લાગીએ છીએ? તમે અમને કોણ સમજો છો? અમારા માસાહેબને તમે કોણ સમજો છો? તેજ હું સમજી શકતી નથી. અમારા માસાહેબ એક ગરીબ વિધવા, પરમપવિત્ર, પતિના મૃત્યુ પછી પરવર દીગારના નામનોજ જપ કરતાં આયુષ્ય ગાળે છે. ઉત્તર તરફ હતાં ત્યાંથી દક્ષીણે આવ્યાં, અને તે છોકરાની મુર્ખાઇથી આ ભ્રમણમાં પડયાં.'

રામરાજાને કાંઈ સૂજ્યું નહી. આ ડોશીના મુખમાંથી બધું કેમ બહાર

કઢાવવું તે સુજ્યું નહી. તે ત્રાસ્યો, બોલ્યો "ચાલ, ચાલ, હવે બધું રહેવા દે. તું મ્હારી અને મેહેરજાનની એક વખત ભેટ તો કરાવ. મ્હારે જે પુછવું હશે તે હું તેનેજ પૂછીશ."

"તમે શું પુછો છો તે હું કાંઇ સમજતી નથી. મેહેરજાન કોણ તે હું ઓળખતી નથી. પછી તમને કોને મેળવું, શું જવાબ આપું?"

"તું કોની સામે ઉભી છે તે જાણે છે?"

"નહી, તે પણ હું જાણતી નથી. તમે કોણ છો તે પણ હું જાણતી નથી."

"એમ કે, હવે ત્હારાં સોએ વર્ષ પૂરાં થયાં એમ સમજ."

"ઓહો, પુરા થયાં તો પરવરદીગારનો ઉપકાર. હવે મને જીવવાનો કંટાળો આવ્યો છે."

આ ડોશી કશાને પણ દાવ આવતી નથી એવી રામરાજાની હવે ખાત્રી થઈ અને હવે અધિક બોલવામાં કાંઇ અર્થ નથી, એવો વિચાર કરી તે સ્થાન છોડવાનો નિશ્ચય કર્યો. પોતે જે હેતુથી આવ્યો તે હેતુ બીલકુલ સધાયો નહી તેથી તેને ઘણું માઠું લાગ્યું. ધમકીથી, જોરથી, પ્રભુતાથી તે હેતુ સાધ્ય થાય એ અશક્ય લાગ્યું. અર્થાત્ હવે વધુ કાંઇ કરવાનું રહ્યું નહી, એમ જાણી ત્યાંથી પ્રયાણ કરવાનું ઠરાવ્યું. એટલામાં તેને ત્યાંથી પ્રયાણ કરવાને બીજું પણ એક કારણ થયું.

આ કારણ તે આ દાસી સાથે વાત કરતો હતો ત્યાં તેનો એક હેર કાંઇ અગત્યની બાતમી લાવ્યાની નોકરે વર્દી આપી. દાસીની એકદમ રવાનગી કરી તે હેરને બોલાવી મંગાવ્યો. તે હેરે ખબર આપ્યા "મહારાજ, ત્રણ શત્રુ હતા તેના હવે ચાર થયા. હુસેનશાહ હવે શત્રુને મળ્યો, પોતાનું સૈન્ય લઇને નીકળ્યો અને અર્ધે માર્ગે આવ્યો પણ હશે."

રામરાજા પ્રથમ ચમકયો પણ તરતજ પોતાના હેરને તે સ્થિતિ જણાય નહી એ હેતુથી બેદરકારી દેખાડી બહાર પડયો અને તેને વધુ ત્રીગત લાવવા રવાના કરી, ઘોડાપર સ્વાર થઇ વિજયાનગરનો માર્ગ લીધો.

---

# પ્રકરણ ૪૪ મું.

## રણમસ્તખાનની ખાતમી.

Up with the flag ! we stand before
The saxons of the days of yore.
In saxons of our own.

( The Gathering of the Nations. )



But onward ! the green banner rearing;
Go, flash every sword to the hilt;
On ours is virtue and Erin.
On theirs is the saxon & guilt.

( Irish Melodies. )



વિજયાગર પહોંચતાં રામરાજાને બીજી ઘણી અગત્યની ખાતમીઓ મળી. શત્રુના સૈન્યો વિજયાનગરની સરહદપર હવે તરતમાં જ આવી પહોંચશે. તેમણે તુંગભદ્રાનો ઉતાર શોધવા ગુપ્ત હેરો મોકલ્યા છે વગેરે ખાતમીઓ તેને કાને આવી. શત્રુને તુંગભદ્રા ઉતરવા દેવી નહી, તુંગભદ્રામાંજ ગરક કરી નાખવા, એક વખત પહેલા સપાટામાં જ તડાકો બેસે કે શત્રુ ચીં ચીં કરતા બેસશે, અને પછી તેનો લાભ લઇ તેમની હદમાં ઘુસવું એટલે થયું. ઇશ્વરના મનમાં આપણું સામ્રાજ્ય સર્વ ભરતખંડમાં કરવાનું આવ્યું છે

તેથીજ આ લોકોને આવી કુબુદ્ધિ થઇ છે, એવું તેના મનમાં આવ્યું. તેણે પોતે સ્વતઃ સૈનાપત્ય કરવાનું, પોતાના સૈન્યના ત્રણ ભાગ કરવાના, બે બાજુએ પોતાના બે શૂરા બંધુ અને મધ્યે પોતે એવી વ્યવસ્થા કરી શત્રુનો સામનો કરવો, એવું ગોઠવ્યું હતું.

રામરાજાની વૃત્તિ સામાન્યતઃ ઘણી ઉદ્ધત હતી. પરંતુ હવે પોતાના લોકો સાથે તે ઘણી સારી રીતે વર્તવા લાગ્યો. તથાપી આજપર્યંત તેણે ઘણા શત્રુ ઉત્પન્ન કર્યા હતા. વિજયાનગરનો ખરો મહારાજ સદાશીવરાવ તેને પુતળા જેવોજ આ ત્રણે ભાઇઓએ રાખ્યો હતો. તેના મહેલમાં એશઆરામ વચ્ચે ખરી રીતે કહેતાં તે બીચારો નજરકેદીજ હતો. માત્ર વર્ષમાં એક વખત દરબારમાં તેને મુજરો થતો તેટલા પુરતોજ તે મહારાજા હતો. આ સ્થિતિ ઘણા લોકોને બીલકુલ પસંદ નહોતી, તેથી તે બંધુત્રયનો તેઓ દ્વેષ કરતા. બીજા કેટલાકોને રામરાજાની ઉદ્ધતાઇથી તેનાપર ક્રોધ આવી તેઓ તેનો દ્વેષ કરતા. ત્રીજી તરહના લોકોને રણમસ્તખાનનો એકદમ ઉત્કર્ષ થવા લાગ્યો તે જોઇ અતિ ઇર્ષા થતી, તેથી તેઓ તેની વિરૂદ્ધ હતા; પરંતુ રામરાજાના હાથમાં સંપૂર્ણ રાજ્યસત્તા તેથી તેઓનું કાંઇ ચાલતું નહોતું; અર્થાત્ તેઓ ચમચડતા સ્વસ્થ બેઠા હતા; તેમનામા રામરાજા વિરૂદ્ધ વર્તન કરવાની બીલકુલ તાકાદ નહોતી, તેમાં હવે આ લડાઇનો પ્રસંગ આવ્યો એટલે કાંઇપણ શક્ય નહોતું.

ચારે મુસલમાન બાદશાહતો એક થઇ આપણો નાશ કરવા તૈયારી કરે છે, એ જોતાંજ વિજયાનગરના લોકોએ પોતપોતાના રાગદ્વેષ સર્વ ભુલી જઇ બાજુએ નાંખી દીધા; અને જે ને તે મુસલમાની સત્તાપર ક્યારે હાથ મારીએ એવી ઉત્કંઠા અને સ્ફુર્તિથી પ્રેરીત થયેલો દેખાયો. રણમસ્તખાનની તો આ બાબતની ઉત્કંઠા અને સ્ફુર્તિ અવર્ણનિયજ હતી. તે રામરાજા સાથે બોલવા લાગતો એટલે જાણે કેમ વિજયાનગરના હિત વિષે અત્યંત લાગણી વાળો એક હીંદુ સરદારજ બોલે છે એવું

સર્વેને લાગતું. રામરાજા માત્ર ત્યારે મનમાં બોલતો કે જ્યાંનું રક્ત તે ત્યાં જઇ મળવાનું. આ રણમસ્તખાન જાતનો મુસલમાન ખરો, પણ મ્હારાપર તેનો અતુલ પ્રેમ જણાઇ તેણે મ્હારો પક્ષ લીધો તેમાં નવાઇ નથી. એકાદ વખત રણમસ્તખાન સાથે વાત કરતાં કરતાં તેનો એટલો બધો પ્રેમનો ઉમળકો આવતો કે, તેને બાથમાં લઇ 'બાળક તું મ્હારો પુત્ર છે!' એવું કહી તેની સર્વ પુર્વની હકીકત કહેવી એવી ઉત્કંઠા થતી; પરંતુ કોણ જાણે તે કહેતાં તેનું મન ફરે તો ?—કદાચ પોતાપર ક્રોધ શીટકાર આવે તો ?—એવો વિચાર આવી તે આત્મસંયમન કરતો. રણમસ્તખાનના ચ્હેરામાં અને રામરાજાના ચ્હેરામાં એટલું વિલક્ષણ સામ્ય હતું, કે તેને જો રામરાજાનો પોષાક પહેરાવ્યો હોય તો તરતજ તેથી સહુને વિસ્મય જ થાય ! તેના મુસલમાની પોષાકમા પણ તેનું અને રામરાજાનું સામ્ય કેટલાક ચાણાક્ષ લોકોની નજરે આવતું. તે બેઉના ચ્હેરામાં તો શુ, પણ અવાજમાં પણ ઘણું સામ્ય હતું. તેમાં રામરાજાની તેના પ્રત્યેની પ્રેમબુદ્ધિ જોતાં, કુંજવનમાં કોણ છે, શું પ્રકાર છે, તે બદલ લોકવાર્તા મનમાં આવતાં ઘણાને ચમત્કારિક સંશય પણ આવતો; પરંતુ ખાત્રીલાયક કોઇને પણ માહીતી ન હોવાથી લોકોમાં તે વિષે કુજબુજથી વધારે કાંઇ થતું નહોતું.

વિજયાનગરના રાજ્યમાં રામરાજાના કાર્યભારમાં પહેલેથી આરબો તથા પઠાણોની પલ્ટણો રામરાજાએ રાખી હતી. રામરાજાની કારકીર્દીના પ્રારંભમાં હીંદુ લડવૈયા પુષ્કળ હતા; પરંતુ પાછળથી ચૈનબાજી, એશઆરામ, અને શ્રીમંતાઇનો ડોળ તેમનામાં ઘુસ્યાથી હવે આપણા રાજ્ય તરફ વાંકી નજરે પણ કોણ જોનાર છે, એવું જેને તેને લાગી સર્વે શીપાઇ બારગીર વગેરે બેહોશ બન્યા હતા. અર્થાત કાંઇ પણ કામ આવે તો હીંદુ શીપાઇઓ એકઠા થાય તે પુર્વે પઠાણો અને આરબોને આગળથી મોકલવા પડતા. ઘણાખરા પ્રસંગોમાં રામરાજાને તેમનો ઉપયોગ કરવો પડતો હોવાથી તેમનું મહત્ત્વ વધ્યું હતું. રણમસ્તખાનને આ પઠાણો અને આરબોની પલ્ટણો રામરાજાએ સ્વાધિન કરી, તેમના સેનાપતિ તરીકે નોમણુંક કરી. અર્થાત તે દૃષ્ટિથી પણ

ણમસ્તખાનનું મહત્વ ઘણું વધ્યું! રણમસ્તખાન વારંવાર બેચાર દીવસે કોઇને કાંઇ ગુપ્ત બાતમીઓ રામરાજાને કહેતો. ‘ હેરો શત્રુ તરફ મોકલ્યા છે. તેમના તરફથી કાંઇપણ ગુપ્ત સમાચાર આવતા રહેશે ” એમ કહેતો અને વખતે વખતે કોઇને કોઈ આરબ હેરને રામરાજા સમક્ષ ખડો કરી તેના મુખથી બાતમી કહેવડાવતો. રામરાજા સર્વ રીતે પ્રેમાંધ તેને રણમસ્ત ખાનના વર્તનમાં અંદરખાનેથી કાંઈ પણ કપટ હશે એવું કયારે પણ લાગ્યું નહી. બીજો કોઇ તેનો ખરો વિશ્વાસુ સરદાર દરકદાર તે બદલ સંશય લાવી કાંઈ કહેતો, તો તેને તરત ધુતકારી કાઢતો. અર્થાત્ હવે કોઇપણ તેના સમક્ષ આવી પોતાનો સંશય જાહેર કરતો નહી; પરંતુ મનમાં તે સંશય કાયમજ હતો.

અહીં આવી સ્થિતિ હતી, અને શત્રુ જબરજસ્ત તૈયારી કરી નીકળ્યા છે એવી બાતમીઓ આવવા લાગી. એક દીવસે રાત્રે રણમસ્તખાન ધાઈ ધાઇથી રામરાજાની મુલાકાતે આવ્યો. પોતા સાથે એક આરબ અને પઠાણ એમ બે ઇસમ લાવ્યો હતો. રામરાજા સામે આવતાં તેણે અતિશય ગભરાટ યુક્ત સ્વરમાં કહ્યું. “ સરકાર, આ બેઉ હમણાજ નીરનીરાળા સ્થળેથી આવ્યા છે, અને ઘણી વિશ્વસનીય અને મહત્વની બાતમી લાવ્યા છે તે આપ સાંભળી લ્યો, પછી જે યોજના કરવી હોય તે ઠરાવો. ”

રામરાજાએ અતિ ઉત્કંઠાથી ‘ શુ બાતમી છે ’ એ પુછતાં તેમણે ખબર આપ્યા. “ સરકાર, અલી આદીલશાહ બાદશાહે અત્યાર સુધી તુંગભદ્રા ઉતરવાને જે જે ઉતારનાં સ્થળો ઠરાવ્યાં હતાં, તે તે ઠેકાણું છોડી બીજી તરફના નીરાળાજ ઉતારોપરથી ઉતરી આપણા પ્રાંતોમાં ઘુસવા ઠરાવ્યું છે. જે ઠેકાણે તેણે પોતાના સૈન્યની ટુકડીઓ અત્યારે ઉભી કરી છે ત્યાં દેખાવ માટે માત્ર તે રાખનાર છે, બાકી સર્વ સૈન્ય લઈ બીજા ઉતારોપરથી નદી ઓળંગી આપણા મુલકમાં દાખલ થનાર છે. સરકાર, એ ઠેકાણે આપણું સૈન્ય પુષ્કળ નથી, માત્ર ન્હાની ટુકડીઓ છે, તે સ્થળો આપને અમે

સર્વ ખુલાસો આ ખલીતાઓમાં હતો. ખલીતા રવાના થયા પછી થોડા વખતમાં રણમસ્તખાનના બે હેરો પણ ઘોડેસ્વાર થઇ નીકળ્યા. તેમની પાસ પણ એક થેલી હતી. આ થેલીમાં શું હતું તે રણમસ્તખાને કોઇને વાંચી દેખાડ્યું નહી, અને એવી થેલી મોકલી છે એવું જણાવા દીધું પણ નહી.

રામરાજાના ખલીતા વ્યંકટાદ્રી અને તિરૂમલ્લરાયને મળતાં તેઓને અતિ આનંદ થયો. તેઓએ લાગલોજ પોતાના સૈન્યોને અમુક વખતે તુંગભદ્રા ઉતરવાનો હુકમ આપ્યો. બેઉ ભાઇઓએ એક બીજાને સંદેશો મોકલી નદી ઉતરવાનો એકજ સમય ઠરાવ્યો. ઉપર જણાવ્યું જ છે તેમ રામરાજાએ પોતાના સૈન્યના ત્રણ ભાગ કરીને ત્રણ ઠેકાણે રાખ્યા હતા. જમણી બાજુએ તિરૂમલ્લરાય, વચ્ચે પોતે, અને ડાબી બાજુએ વ્યંકટાદ્રી. આ ત્રણ ભાગ મળી તેનું સૈન્ય અતિ પ્રચંડ હતું. ઠરાવેલે વખતે તુંગભદ્રા ઉતરવા ત્રણે સૈન્ય-સજજ થયાં. ઉઠ્યા અને "જય નરહરી! જય વીઠલસ્વામી!" નો જય શબ્દ કરતાં કરતાં નદીમાં ઘુસ્યા. ઉતારોના સ્થળોની ખરાબર માહીતી હોવાથી ત્રણે સૈન્યો સાથે ઉતરવા લાગ્યાં અને કેટલેક ઠેકાણે તો મછવાઓના પુલો બનાવ્યા હતા તે નદીમાં નાખી ઉતરવા લાગ્યા.

આ રામરાજાના સૈન્યની હીલચાલ અમુક વખતે થનાર છે. એ નીજામશાહ અને અલી આદીલશાહને અગાઉથી જણાયું હતું. તેમણે પણ એકદમ એકત્ર થઇ જે કરવાનું હતું તે ઠરાવી તે અમલમાં મુક્યું. પોતાપર આ શત્રુ સૈન્યનો પ્રચંડ સમુહ એકદમ આવે છે એવું જોતાં પોતે ગભરાઇ ગયા છે એવું દાખવી પોતાના સૈન્યને પાછળ હઠાવવાના સ્વાંગ લેવાની તેમની યોજના હતી. આથી રામરાજાનું સૈન્ય તુંગભદ્રા ઉતરવા લાગ્યું એ જોતાં મુસલમાન સૈન્યે નાસવા માંડવાનો ઢોંગ કર્યો. શત્રુ સૈન્યને પૂઠ પકડવા દેવી પછી સારા મારાની જગ્યાએ અટકી એકદમ હલ્લો કરવો એ મુસલમાનોનો બેત હતો.

શત્રુ સૈન્ય નાસે છે એવું જોતાં રામરાજાને તથા તેના બે ભાઇઓને પોતાની યુક્તિ ઉત્તમ પ્રકારે સધાઇ એ જોઇ ઘણો ઉત્સાહ આવ્યો; અને પોતાના સૈન્યને "અરે શીકાર મારો! શીકાર મારો! જય નરહરી! જય વીઠલસ્વામી! હરહર મહાદેવ!" વગેરે વિજય શબ્દોથી ઉતેજન આપવા શરૂઆત કરી. સૈન્યની ત્રણે વિભાગની હરોલમાં ઉત્તમ બાણ મારનારા હતા તેમને હુકમો મળતાં અગ્નિબાણોની તેમણે નાસતા બાદશાહી સૈન્યપર વૃષ્ટિ ચલાવી. સર્વ સૈન્ય તુંગભદ્રા ઉતરી સામે તીરે આવ્યું પણ ત્યાં જરા પણ વિશ્રાંતિ ન લેતાં શત્રુના સૈન્યપર ખૂબ જોરની ચાલ કરી. શત્રુ સૈન્યને નાસતાં ભોંય ભારે પડી; અને જેમ જેમ આ દેખાવ નજરે પડયો તેમ તેમ રામરાજા અને તેના સૈન્યના આનંદની પરમાવધી થઇ.

શત્રુ ખૂબ જોરથી નાસી છુટયા. કૃષ્ણા કાંઠાની નજીક જઇ હવે શત્રુ સૈન્ય પોતાપર આવવાને હજુ અવકાશ છે એમ સમજી તેમણે દક્ષિણ ઘાટપર તળ આપ્યો છે, અને ચારે બાદશાહોએ પોતાનાં ખુદ થાણાં ત્યાંથી સુમારે દશ કોસપર તાલીકોટ મુકામે રાખ્યાં છે એવી રામરાજાને બાતમી મળી. રામરાજાએ હવે પોતાના સૈન્યને થોડો વખત વિશ્રાંતી આપવા ઠરાવ કર્યો. તુંગભદ્રાથી સુમારે ચાલીસ પીસ્તાલીસ મૈલ સૈન્યે શત્રુની પીઠ એકસરખી બે દીવસ સુધી પકડી હતી. હવે શત્રુ સકંજામાં સપડાયો છે, તેનાપર પોતાની પાકી નજર છે, હવે એકાદ દીવસ વિશ્રાંતી લેવી જોઇએ, વગેરે વિચારથી તળ નાખવાનો હુકમ કર્યો અને વિશ્રાંતિ લેવા, જેટલો શત્રુનો મુલક પોતે પાદાક્રાંત કર્યો છે તેટલો લુટવા, પરવાનગી આપી.

---

# પ્રકરણ ૪૫ મું.

## કૃષ્ણસર્પ.

"Think of the Devil and he is sure to appear."

Idea, that, star-like over, lures him on
To its exclusive purpose."

(Browning.)

"You have known lights and guides better than these."

(Wordsworth.)

"All vanished, all gone, all lost. Night was Nothingness.
Such was her horizon.



રામરાજા જતાંજ માજીના ઉર્ફે લેલી માસાહેબ પાસે પરબારી ગઇ અને થયેલ સર્વ હકીકત કહી. માસાહેબે તેને શાબાસી આપી. માજીના રામરાજા પાસે હતી, તે વખતે માસાહેબના મનમાં બીજા કોઇ વિચાર ચાલ્યા હતા. પોતાને આ કુંજવનમાં કેદ કરી રાખી છે તે બદલ અતિ ખેદ થતો હતો, અને અહીંથી છુટકો થવો અશકય છે, કારણુ પોતાપર તે કૃષ્ણુસર્પની એક સરખી નજર છે, પોતાપર નજર રાખવા માટેજ રામરા-

જાએ તેને અહીં રાખ્યો છે; તેને ફોડીયે તોજ છુટવાનો સંભવ છે, એ તે જાણતી હતી. તે સાથે એટલું પણ જાણતી હતી કે તેને રોકવાનું અતિ કઠણ-પુર્ણ અશક્ય છે. ધનમલ્લ એ માણસ છે કે કોણ ! એજ તે સમજી શક્તિ નહોતી. આ આટલા વર્ષ ક્યાં નાહીસો થયો ? તે ક્યાં ગયો હતો, અને એન વખતે પાછો ક્યાંથી ફુટી નિકળ્યો અને પુનઃ પોતાની રાશીએ આવી ચઢયો ? એજ તે સમજી શકતી નહોતી. તે નજરે પડે કે તેનું શરીર થરથરતું. તેના હાથથી પોતાનો ક્યારે પણ પ્રાણઘાત થશે એવી તેના મનને ભીતિ લાગતી. તેને એવું કેમ લાગતું હતું તે તેનેજ સમજાતું નહોતું.

માર્જીનાએ સર્વ હકીકત કહ્યા પછી તેના મનમાં કાંઇ આવતાં એકાએક તેણે કહ્યું:-" માર્જીના, અહીંથી આપણો છુટકો કરી લેવા તને કાંઇ યુક્તિ સુજતી નથી કે ? મને હવે અહીં રહેવું ઘણું દુઃસહ થયું છે. આ દુષ્ટ કૃષ્ણસર્પને તું આપણી તરફ ફેરવી લેવાય તો જો. તે અનુકુળ થાય તોજ આપણો છુટકો થઇ શકે. જો, જો, તેની સાથે કાંઇ સંધાન થઇ શકે તો. "

" તેની સાથે સંધાન ? બાઇ સાહેબ, તે કેવળ અશક્ય છે. તેને ફોડવો તદ્દન અશક્ય છે. "

મા સાહેબ આ પછી કાંઈ બોલી નહી. પોતાને ભોગવવાનું તે ભોગવ્યા વગર છુટકો નથી-ઇશ્વરે પોતાને આ સ્થિતિમાં લાવી મૂકી તે બદલ ખેદ કરતાં દીવસ નિર્ગમન કરવા લાગી.

દરમ્યાન ગત પ્રકરણમાં વર્ણવેલા પ્રસંગ બની મ્હોટી લડાઇ થવાનો વખત આવી પ્રહોચ્યો; પરંતુ એ વિષે તેને કાંઇપણ ખબર પડી નહી. તેને તો રાત્રી દીવસ એજ તળમળ લાગી હતી કે જે ગુપ્ત હેતુ ધરીને પાર પાડવા આટલી ખટપટ કરી, તે હેતુ આ ઉદ્ધત છોકરાએ રામરાજાને મળી નિષ્ફળ કર્યો. તેને તું કોને મળ્યો તે જણાવી ચેતવવાનો વખત પણ મળ્યો

નહી. હવે મૃત્યુને સ્વાધીન થયા ઉપરાંત કાંઇપણ રહ્યું નથી; એવું મનમાં લાવી તે પણ પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં પણ યશ પ્રાપ્ત થયો નહી; એન વખતે તેના હાથમાંથી જેની સહાય ન જોઇએ તેનાજ હાથથી સંરક્ષણ થયું, અને પુનઃ બંદીવાસ નસિબે આવ્યું. આ એકંદર વિચારે તેને ગાંડા જેવી બનાવી. તે માર્જીનાને "જોઇએ તેમ કરીને પણ મને આત્મહત્યા કરવાને સહાય કર" એમ અતિ કાકલુદી ભરેલી વિનંતિ કરવા લાગી. તેનું પરીણામ એ આવ્યું કે માર્જીના અધિક ને અધિક સાવધ થઇ તેની સંભાળ રાખવા લાગી. ધનમલ્લની તેનાપર બહારથી નજર અને માર્જીના સદા-સર્વદા પાસે રહી તેની પ્રેમ ભરી નજર; આ સ્થિતિથી તેણે કેટલાક દીવસ તે સંબંધી વાત કરવાનું સુદ્ધાં છોડી દીધું. તેમ બધું બોલવાનું પણ તજી ઘણો ખરો વખત મુગ્ધ અવસ્થામાં ગાળવા લાગી. પણ આવું કેટલા દીવસ ચાલે ?

એક દીવસ માર્જીનાને પાસે બોલાવી કહ્યું:—"માર્જીના, જોઇએ તેમ કર પણ ધનમલ્લને ફોડ, આપણો કરી લઇ અહીંથી છુટકો કરી લે. આપણે જ્યાંથી આવ્યાં ત્યાં જઇશું, નહીં તો સાથે કૃષ્ણામાં જીવ આપશું. હું હવે વૃદ્ધ થઇ છે, મને જીવવાની બીલકુલ ઇચ્છા નથી. આટલું કામ કર."

માર્જીનાએ તેનું સમાધાન કરવા યત્ન કર્યો પણ વ્યર્થ. છેવટે કંટાળી બાસાહેબે માર્જીનાને કહ્યું "તને આ બદ્દલ આટલી આટલી વાર કહ્યું પણ તું તે કરતી નથી. તો હવે હુંજ આ મુવાને સર્વ ભીતિ બાજુએ નાખી ફોડવા યત્ન કરૂં છું. જા, તેને મ્હારી પાસે બોલાવી લાવ."

આ સાંભળતાં માર્જીના ચકીત થઇ, અને તેના તરફ જોવા લાગી. મેહેરજાન પોતાને આ કહે છે તે કાંઇપણ ખરેખર નિશ્ચયથી કહે છે એવું તેને સ્પષ્ટ દેખાતાં તેણે અતિશય કાકલુદી ભરેલી વાણીએ કહ્યું "બાઇ સાહેબ, ધનમલ્લ પથ્થરથી પણ સખ્ત પથ્થરરૂપ છે, તેની આગળ આપ જે કાંઇપણ બોલશો તે સર્વ વ્યર્થ, તેને કાંઈ થવાનું નથી. એ મુવાના મનમાં શું છે કે શું નથી એનો પત્તો સુદ્ધાં લાગવાનો નથી. પછી..."

"માર્જીના, તે બધું હું જાણું છું, પણ હવે છેવટનો ઉપાય એજ રહ્યો છે, એ એક વખત કરી જોવો એવો મ્હારો નિશ્ચય થયો છે. નહી સાધે તો આથી વધારે કાંઇ બગડવાનું નથી, સાધશે તો અહીંથી છુટશું. તું જા, અને તેને લઇ આવ. આમ હવે મ્હારી સાથે કટકટ ન કર્યા કર. જા, જા, જો ન જવું હોય તો લે આ હુંજ જાઉં છું."

એમ કહી મેહેરજાન ઉઠી. માર્જીના હવે વધુ તેને રોકવામાં સાર નથી ધારતી એકદમ ધનમલ્લને મ્હોટેથી બોલાવતી ચાલતી થઇ. ધનમલ્લ પાસે જઇ બોલી:–"ધનમલ્લ, તું સાંભળી શકે છે અને બોલી પણ શકે છે એ હું જાણી ગઇ છું. માટે હવે તું આ ઢોંગ–સોંગ તજી દે, અને મા સાહેબ તને કાંઈ કહેવા માગે છે તે જઈ સાંભળ. તેમની સામે આડુંઅવળું કે ઉદ્ધતાઇનું વર્તન કરતો નહીં. આજ પર્યંત પોતે જાતે તને બોલાવી કાંઇ કહ્યું નથી, પણ આજ કાંઇ કહેનાર છે, તો તેમને નાખુશ કરતો નહી. જા, જા, મને સુદ્ધાં, પાસે રહીશ નહી, તેને એકલાને મ્હારી પાસે મોકલ એવું ફરમાવ્યું છે, તે તું જા."

આ સાંભળતાં ધનમલ્લની ચર્યા પ્રફુલ્લીત થઇ, તેનાપર સમાધાનનાં ચિન્હ દેખાવા લાગ્યાં, અને તે ચકીત થયાથી અત્યંત વિસ્તૃત થયેલા નેત્રોથી માર્જીના તરફ જોઇ રહ્યો. ત્યારે માર્જીનાને અધિક ધૈર્ય આવ્યું. તે બોલી:–"જા, જા, મ્હારા સામું ટગર ટગર શું જુવે છે? મા સાહેબ ઘણી ઉત્કંઠાથી ત્હારી રાહ જુવે છે; જા."

ધનમલ્લ લાગલો ત્યાંથી નીકળી મેહેરજાન પાસે ગયો અને તેના તરફ જોતો ઉભો. તેને જોતાં મેહેરજાન એકદમ બોલી ઉઠી:–"ધનમલ્લ, આ વખત સુધી હું જુદી હતી, હવે આ વખતથી ભવિષ્યમાં જુદી છું. આજ સગી હું ત્હારાથી ડરતી હતી, હવે તું મને મ્હારા માના જણ્યા ભાઇ જેવો લાગે છે; માટે તું પણ તે પ્રમાણે વર્તન કરી મ્હારી આબરૂનું રક્ષણ કર. તને હું શરણ..."

વધુ તે બોલી શકી નહી, તેની આંખમાંથી અશ્રુ વ્હેવા લાગ્યાં, તે નીચું જોતી સ્તબ્ધ બેઠી. ધનમલ્લ તેના તરફ ઘણી ચમત્કારીક દૃષ્ટિથી જોઇ રહ્યો, પણ કાંઇ બોલ્યો નહી મેહેરજાને આજ નિશ્ચયજ કર્યો હતો, તે પુનઃ બોલવા લાગી:—"ધનમલ્લ, તું બોલી શકે છે તે બદલ મને બીલકુલ શંકા નથી. માટે મ્હારી પાસે ત્હારૂં ખરૂં સ્વરૂપ હવે છુપાવ નહી. આજ પર્યંત જે થયું તે સર્વ વીસરી જા, અને મને ત્હારી બ્હેન જાણી મ્હારૂં રક્ષણ કર. મને આ બંદીવાસ તદ્દન દુઃસહ થયો છે. આ કરતાં મોત સારૂં. કાંતો મ્હને અહીંથી છોડાવ; નહી તો મને મારી નાંખ. આ બંદીવાસ કરતાં ત્હારા હાથથી મોત આવે તે હું વધારે પસંદ કરીશ. બોલ, શું કરે છે હવે?" એટલું બોલતાં તે ઉઠી અને તેની પાસે જઇ ઉભી.

ધનમલ્લ વિચિત્ર પ્રાણી હતો ખરો, તે અત્યંત નિષ્ઠુર, કેવળ કૃષ્ણુસર્પ જેવો તેને આજ પર્યંત લાગતો હતો; પરંતુ તેના આ આકસ્મીક કૃત્યથી તેની ચર્યાપરની પૂર્વેની નિષ્ઠુરતા અસ્ત થઇ, તે ચર્યાપર દયાની લાગણી ઉદ્દ્ભવતી દેખાવા લાગી અને એકદમ તે બોલી ઉઠયો:—"બાઇ સાહેબ! શું? આ હાથથી હું આપના પ્રાણ હરૂં? મને આજ લગી આપે કૃષ્ણુસર્પની ઉપમા આપી, અને હું કૃષ્ણુસર્પ પ્રમાણે વર્ત્યો ખરો, પણ તે આપને ડંખ મારવા માટે નહી. મને ડંખ મારવાનો છે તે જુદા માણસનેજ, તમને નહી. હું કૃષ્ણુસર્પ ખરો, પણ તમને ડંખનાર નથી. તમને આંટા મારી બીજાનેજ ડંખ મારવો છે. જ્યારે પ્રસંગ સાધશે ત્યારે ખરો. કૃષ્ણુસર્પ હોય, છતાં તે ચંદનને ડંખ મારતો નથી, પણ ચંદનને આંટા મારી—વીંઢળાઇ હંમેશ બેસવા પોતાને મળે માટે તે ચંદનને તોડવા આવનારને ડંખ મારે છે. સમજ્યાં."

મહેરજાન આ સાંભળી બહુ ચકીત થઇ. તેના બોલવાનો ભાવાર્થ શું? પોતાના મનમાં જે છે તેજ તેનો અર્થ કે? એજ અર્થ હશે એવું તેના મનમાં આવ્યું નહી; પરંતુ આ અર્થ સિવાય બીજો અર્થ હોવો શકય

નથી એવું તેને લાગ્યું. પોતે આજે સામે બોલાવી આ નવી પીડા ઉભી કરી ? હવે એમાંથી કેમ છુટવું ? એવું મનમાં આવતાં તે ગભરાઈ અને પાછલે પગે હઠતી જરા દૂર અંતરપર જઈ ઉભી.

તેટલામાં તે પુનઃ બોલવા લાગ્યોઃ–"હું તમારો છુટકો કરૂં ? હા, કરીશ, જરૂર કરીશ, પણ જેને મ્હારે ડંખ મારવો છે તેને ડંખ માર્યા પછી કરીશ. હાલ તમારો છુટકો કરવાનો પ્રસંગ નથી. જેને મ્હારે ડંખવો છે તેને એકલો અહીં આવવા દ્યો. તેને તમારી નજર સમક્ષ ડંખ મારીશ અને પછી તમારો છુટકો કરીશ."

આટલું બોલી તે, ક્રૂર દૃષ્ટિથી ચોપાસ જોવા લાગ્યો. તે શું બોલે છે તે તે સમજી શકી નહી. તે કોને ડંખવાનું કહે છે ? શું રામરાજાને સંબોધીને કહે છે ? પણ એમ હોય તો તેને શા માટે ડંખે ? શું તે આજ સુધી તેનો એકનીષ્ઠ સેવક દેખાવાનો સર્વ ડોળ જ હતો ? જો એમજ હોય તો આજ પર્યંત તેને અનેક સંધી મળી હશે ત્યારે કેમ તેનો ઉપયોગ ન કર્યો ? તે કાંઇ સમજી શકી નહી. એક સરખા વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યા. આ વિચાર મહેરજાનના મનમાં ચાલતા હતા ત્યારે ધનમલ્લ એક સરખો તેના તરફ જોઇ રહ્યો હતો.–અરે એમ કહેવા કરતાં તે વિલક્ષણ ડોળાથી તેનું એક સરખું પાન કરતો હતો એમ કહેવું વધારે શોભશે ! પ્રથમ આ તેના લક્ષમાં આવ્યું નહી, પણ જયારે ઉંચે નજર કરી જોયું ત્યારે એકદમ તે ચમકી અને બોલી ઉઠીઃ–

"ધનમલ્લ, હવે હું સ્પષ્ટ બોલું છું માટે માઠું ન લગાડતો. હું ત્હારો દ્વેષ કરતી હતી તેનું કારણ, તને મ્હારાપર નજર રાખવા નીમ્યો હતો અને તું એકસરખો મ્હારાપર નજર રાખી રહ્યો હતો, તે હતું. તેથી હું ત્હારો દ્વેષ કરતી તે સ્વાભાવિક હતું. પણ તું મ્હારો દ્વેષ શા માટે કરે છે ? મેં ત્હારૂં શુ બગાડયું છે ?"

"હું તમારો દ્વેષ કરૂં ? અરે રે ! જે પોતાને મળે એવું જેને અતિ

ઉત્કંઠાથી લાગે તેનો કોઇ દ્વેષ કરે ? જે પોતાને જોઇએ તે બીજોજ એકાદ પોતાની નજર આગળ ખુંચવી લઇ બેસે એવું જોઇ પ્રેમપાત્રનો દ્વેષી થાય ? એવો પ્રકાર બન્યો, અને તે માટેજ આ કૃષ્ણસર્પ ડંશ ધરી રહ્યો છે, તે ડંસવા વગર રહેવાનો નથી. હું તમારો દ્વેષ કરૂં ? આ હૃદયમાં તમારો દ્વેષ ? અશકય ? અશકય ! જો શકય હોત તો આ હૃદય ચીરી તમને દેખાડતે કે એમાં તમારા વિષે દ્વેષ ભર્યો છે કે પ્રેમ ! પણ મ્હારા તે પ્રેમનું ફળ મને મળ્યું નહી, તે પ્રેમની કીંમત થઇ નહી. તમે મને ફસાવી ચાલતાં થયાં. તમે ગયાં એ તે દુષ્ટને કહેવા ગયો કે કાંઇપણ ઉપાય કરી તે તમને શોધી કાઢશે, પણ તે ચંડાળે મને ઘણી ઘણી ગાળો ભાંડી મ્હારી અતિ વીટંબના કરી. ત્યારે એકલોજ તમારી પુઠે પુઠે તમારી તપાસ કરવા એક સરખો ભમ્યો–કેટલા વર્ષ રખડયો, પણ કયાંએ પત્તો ન મળ્યો છેવટે સહજજ પત્તો મળ્યો. પત્તો લાગતાંજ કુતરા સરખો પાછો આવ્યો. પછીની હકીકત તમે જાણો છો. કહો આ દ્વેષ કહેવાય ! બોલો આ પ્રેમ કે દ્વેષ ?"

આ શબ્દો સાંભળતાં મેહેરજાનને અતિશય ભય લાગ્યું. એ શું બકે છે ? પ્રેમ–પ્રેમ તે કયા પ્રકારનો ? શું એ દીવાનો તો નથી થયોના ! હવે શું બોલવું ! તે એકદમ થરથરી ગઇ.



# પ્રકરણ ૪૬ મું.

## સલીમા.

" Hurry on, ye wheels of Fate ! "



" She saw him,
And her heaven grew dark at his coming."



વાડી માથે વાદળાં, મેડી માથે મેહ;
દુઃખની દાઝેલ દેહ, મુખ દેખાડો ભાણના.
જઉં ત્યાં, હું આવું વળી અહીં, જઉં ક્યાં ક્યાંક,
કંઇ કંઇ જોતાઃ
મ્હારી ઠરે ન કંઇવણ આંખ માંડતી રોવા.
ડસડસી નિરંતર રહ્યું, ભાઈ મુજ ઉર ભમતું ત્હારામાં,
બધું જોઇ જોઇ, રહી રોઇ હાય ! વ્હાલામા !
તે રહે તુંમાં દિનરાત્ર, રહે તુજ સાથ સદા સંધાઇ,
દૂર જાતું જાય તે તેમ પ્રીતિની દોરી જાય લંબાતી.

( સરસ્વતીચંદ્ર )

દક્ષિણની સર્વ મુસલમાન બાદશાહતો એક થઇ, વિજયાનગરના રાજ્ય પર ઉઠી, એટલું જ નહી, પરંતુ લડાઇ પણ શરૂ થઇ ચુકી, આવી ખાતમી બિજાપુરમાં પથરાતાં સલીમાના આનંદની પરમાવધી થઇ જેણે ભર દરબારમાં પોતાની આબરૂ લીધી તેનો હવે પૂર્ણ ઉચ્છેદ થશે એવો તેને

આશા લાગવા માંડી, પરંતુ તે ઉચ્છેદ પોતાની નજરે કેમ પડે ? એ તેને હવે નાદ લાગ્યો. તેનો સ્વભાવ અતિશય દ્રઢ નિશ્ચયી અને સ્વચ્છંદી પણ હતો; એક વખત એકાદ નાદ લાગ્યો તો તે પૂર્ણ કરવા હર પ્રયત્નની શરૂઆત તો કરવીજ. લડાઈ શરૂ થતાં સલીમાએ મનમાં ધાર્યું કે, જોઇએ તે થાઓ—આપણે લડાઇના મેદાનમાં જઇ રામરાજા અને તેના રાજ્યનો ઉચ્છેદ નજરે જોવો.

આવી બાબતોમાં સ્ત્રીઓને નિશ્ચય કરવું સહેલું, પણ સિદ્ધીએ પહોંચાડવું કેટલું અવઘડ! લડાઇને સ્થળે સ્ત્રીઓનું શું કામ ? ત્યાં જવા ઇચ્છા થાય પણ જવા કોણ દે ? ત્યારે જવું તો છેજ તો કાઇપણ સાહસ કરીનેજ જવું જોઇએ, પણ એ સાહસ કયું અને કેમ કરવું ? જે યોગથી રણાંગણની આસપાસ કયાં પણ જઈ શકીયે તેને માટે કેવી યુક્તિ રચવી તેનો વિચાર તેને થઇ પડયો. તેના કુટુંબની, ઘરની, પુષ્કળ પુરૂષ મંડળી લડાઇમાં ગઈ હતી, અને આ વખતે માત્ર બિજાપુર બાદશાહતનાજ નહી, પણ સર્વ મુસલમાની રિસાયતના પ્રત્યેક પુરૂષને લડાઈ પર જઈ વિજયાનગરના હીંદુ રાજ્યનો નાશ કરવા વિલક્ષણ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો. જેને હથાયાર પકડતાં આવડતાં હતાં, તે સર્વે પોતપોતાનાં શસ્ત્ર લઇ સૈન્યમાં જોડાવા અત્યંત ઉત્સુક થયા હતા. આવી સ્થિતિમાં પુરૂષવેષ ધારણ કરી શસ્ત્ર લઈ સૈન્યમાં ઘુસાય તોજ પોતાની ઇચ્છા પાર પડે એવો સલીમાનો વિચાર થયો, અને તે ઉદ્યોગમાં લાગી. તેનાં ઘરમાં હથિયારો અને પોષાકોની ઓછપ નહોતી, પોતાને બંદખેસ્તા પોષાકો અને હથિયારો તેણે શોધી કાઢયા. રામરાજાને ત્યાં પોતે કેદ થઈ તે વખતે પોતા સાથે દાસીઓ હતી તેમાંની એકને સમજાવી પોતાની મદદમાં લીધી. તેની મદદથી જનાના બહાર નીકળી અને તેની મદદથી પાગામાંથી એક ઘોડો સજાવી મંગાવી એક રાત્રીએ લાગ સાધી તે નીકળી. લાવેલ ઘોડાપર સ્વાર થઈ તાલીકોટની બાજુએ જયાં મુસલમાની સૈન્યોની છાવણી હતી તે તરફનો માર્ગ લીધો.

માર્ગમાં જતાં તેને ચમત્કાર લાગતો, કે જે વાત પોતાને પ્રથમ કેવળ અશક્ય લાગતી હતી તે અહીં સુધી તો સિદ્ધીએ પહોંચાડી, એ અહીં સુધી સાધ્ય થઈ ખરી, પરંતુ છેવટ પર્યંત તેને કોઇ ઓળખી ન જાય અને રણક્ષેત્રમાં સહીસલામત જઈ પહોંચાય કે નહી તે બદલ ચિંતા થવા લાગી. કોઈ પુરૂષવેષમાં આ સ્ત્રી છે એમ જાણી જાય ત્યારે તદ્દન એકલી હોવાથી પોતાના શા હાલ થાય! આ મનમાં આવતાં તેનું અંતઃકરણ ચોકતું. જોઇએ તે થાઓ; હવે વેષ ભજવ્યો તે પૂરો કરવો એવો દૃઢ સંકલ્પ કર્યો. આવો વખત આવે તો હથિયારો પાસેજ છે, આત્મહત્યા કરશું. આવો નિશ્ચય કાયમ રાખ્યો. બિજાપુરથી લડાઈના ક્ષેત્ર પર્યંત હવે ઘણીજ રાહદારી શરૂ થઈ હતી. લડાઇપર ગયલા સીપાઇઓની સરભરાઇ માટે નાના પ્રકારના માલનાં ગાડાંઓ રાત્રીદીવસ ચાલ્યાં હતાં. તેના સંરક્ષણ માટે ઘણી શીબંદી પણ સાથે રહેતી. માર્ગમાં પહેરાનો બંદોબસ્ત પણ જબરો હતો. આવી જતી એક શીબંદીની પુઠે પુઠે સલીમાએ પોતાનો ઘોડો ચલાવ્યો. આ શીબંદીમાં ઘણા ખરા વૃદ્ધ શીપાઇઓ હતા. તે પૈકી એકે એક વખતે સહજ આ વેષધારી વીર તરફ નજર કરી જોયું, ત્યારે અર્થાત્ આ યુવાન કઇ તરફથી ચાલ્યો આવે છે એવું મનમાં આવ્યાં તેને પુછવાની તેને ઉત્કંઠા સ્વાભાવિક થઇ. તેણે તે ઉત્કંઠા થોડો વખત તો દાબી પણ રહેવાયું નહી તેથી પોતાના એક સાથીને પોતાની જીજ્ઞાસા કહી, ત્યારે આ બીજા વૃદ્ધે પણ આ યુવાન તરફ નજર કરી, તેને પણ તેની તદ્દન યુવાવસ્થા જોતાં ચમત્કાર લાગ્યો અને જીજ્ઞાસા પણ ઉશ્કેરાઈ. બેઉ વૃદ્ધે વિચાર કરી પોતાના અશ્વો થોભાવી તે બાલવીરની બેઉ બાજુએ ઘોડા લીધા અને લાગલોજ એક પ્રશ્ન કર્યો "બચ્ચા, તું હજી કુમળી વયનો છે. ત્હારૂં વય હજુ લડાઇમાં જવા જેવું નથી. તું કોઈ સરદારનો પુત્ર લાગે છે, છતાં એકલો કેમ છે? ત્હારી સાથે કોઇ માણસ કેમ નથી? એકલો ક્યાં જાય છે?" વગેરે પ્રશ્ન કરવા લાગ્યા.

તેણે લાગલોજ ઉત્તર આપ્યો: "મ્હારા ઘરના સર્વ આ લડાઈમાં ગયા

છે હું પણ આવું છું આવું છું એવું કહેતો હતો છતાં મને કોઇ સાથે લઇ ગયા નહી અને સ્ત્રીઓમાં મને પાછળ મુકી ચાલતા થયા. મેં તો જવાનો વિચાર કર્યોજ હતો. તેથી લાગ જોઈ ઘરમાથી નાઠો અને તેમની પુંઠ પકડી છે માર્ગમાં કે રણક્ષેત્રમાં જરૂર તેઓ મળશેજ. આજ પર્યંત આ હીંદુએ એ–આ રામરાજાએ અમારો ઘણો ઘણો છળ કર્યો. સલીમાની વાત તો તમે સૌ જાણો છો ના ? તે સર્વનું વેર લેવાનો સમય આવતાં હું બચ્ચો છું, નાદાન છુ, બાળક છું એમ સમજી માખો મારતો ઘેર પડયો રહું ? હું તે સલીમાનો ભાઈ–દુરનો ભાઇ છું; તેની વીટંબનાનું વેર લેવું એ મ્હારૂં કામ અને હું પાછળ કેમ પડયો રહું ? આથી નીકળ્યો, માર્ગમાં તમે મળ્યા. હવે કૃપા કરી તમારી સાથે રાખો અને મ્હારા વડીલોને ભેટાડો. રણક્ષેત્રપર લઇ જઈ અને છોડો. હુ આ મદાંધ હીંદુઓનો વિધ્વંસ કરવા મ્હારી સમશેર ખેંચી થોડી ઘણી મદદ તો કરીશ. બચ્ચો છું, બાળક છું, એમ કહી શું ઘરમાં બેશી રહું ?"

આ તેનું જોરતું–જોમનુ બોલવું સાભળી તે વૃદ્ધ સીપાઇઓ પણ છક્ક થયા અને એક બોલી ઉઠયો:–" કાંઇ હરકત નહી, વીર બાળક, ત્હારા વડીલો તને મળે ત્યાં સુધી અમે ત્હારી સંભાળ રાખશું."

પણ આ બચ્ચાને તો " સંભાળ રાખશું " એ શબ્દો ખુંચ્યા તે લાગલોજ બોલી ઉઠયો:–" મને માત્ર વાટ દાખવો એટલે થયું. તમે આ અન્ન સામગ્રી, દારૂગોળો લઇ જવાની કામગીરી કરો છો; હુંજ તમારી સર્વેની સભાળ રાખીશ."

આ શબ્દો સાંભળી તે વૃદ્ધોને કૌતુક લાગ્યું અને તેઓ હસ્યા. એક બોલ્યો " બચ્ચા, શાબાસ છે. ત્હારી હીમત જોઇ અમે ઘણા ખુશ થયા છીયે, પણ તું કોણ, ત્હારૂં નામ શું તે તો કહે ?"

" કેમ વારૂ ? તેની સાથે તમારૂં શું કામ છે ? હુ જોઇએ તે હોઉંના ? મ્હારૂં નામ સલીમ." આટલું બોલી તે ચુપ થયો. હવે વધુ

ન બોલવાનો મનમાં ઠરાવ કર્યો. વૃદ્ધે પણ અત્યારે વિશેષ પ્રશ્નો પુછવા દુરસ્ત ન ધાર્યું. શીબંધી આગળ નીકળી ગઈ હતી તેથી તેઓએ તેને સાથે લઇ શીબંધીમાં પાછા જોડાવા ઘોડા દપટાવ્યા અને શીબંધીમાં આવી જોડાયા. ધીમે ધીમે માર્ગ કાપવા લાગ્યા. તાલીકોટા હવે થોડા અંતરપર રહ્યું સંધ્યા થઇ. ગાડાઓની હારની હાર ધીમે ધીમે માર્ગ કાપે જતી હતી. આખો વખત ઘોડાપર બેસી બેસી સલીમાનું અંગ દુઃખવા લાગ્યું. થાક ચઢયો. તેના સાથીદાર તેની સ્થિતિ ચેતી ગયા અને એકાદ ગાડાપર પડવા આગ્રહ કર્યો. જરાતરા આનાકાની કરી સલીમાએ કબુલ કર્યું. એક ગાડાપર તેને પડાય એટલી જગ્યા કરી આપી અને તે પડી. પડયા સાથેજ આખો મીંચાઇ નિદ્રા લાગી.

સુમારે બેએક માઇલ આગળ વધ્યા હશે, ત્યાં ઓચીંતા બસો ત્રણસો ઘોડેસ્વારોએ તેમનાપર હલ્લો કર્યો; અને ગાડાંઓને ઘેરી લીધાં. સાથેના રક્ષક સ્વારો આ ઓચીંતા હલ્લાથી ચમકયા, મારો એક સરખો શરૂ થયો. ઘણા રક્ષક સ્વારો તૈયાર થાય તે પહેલાં તો ઘોડાપરથી ઓચીંતા છાપાને લીધે ગોળીઓના મારથી વીંધાઇ તુટી પડયા. થોડા વખતમાં સર્વ પૂર્ણ થયુ અને ગાડાંઓ આ હલ્લો કરનાર ટોળીને સ્વાધીન થયાં. સલીમા જાગૃત થઇ–ઝબકી ઉઠી અને પોતાના વૃદ્ધ સોબતીને મ્હોટેથી બોલાવવા લાગી, ત્યારે તેના ગાડા પાસેનો એક સ્વાર એકદમ બોલી ઉઠયોઃ–" આ જનાની અવાજવાળો કયો સીપાઇ. કાઢો તેને ખેંચી. "

આ કાને પડતાં સલીમા ચમકી. આ આપણા લોકો નહી–રામરાજાની ટુકડી. પુનઃ સંપડાઇ, હવે આગલો પ્રસંગ, અરે એથી વધુ વીકટ પ્રસંગ તો નહી તુટી પડશે ? અરેરે હવે શું થશે ? બિજાપુરથી આ મૂર્ખાઇ ભરેલી ઇચ્છા ધરી નીકળી તેનુંજ આ પ્રાયશ્ચિત, હવે છુટવાનો એકે માર્ગ નથી. હવે જે થવાનું હોય તે થાય, ઇશ્વરપર ભરોસો રાખી બેસવું, વગેરે અનેક વિચારો આવી તેને ખિન્ન બનાવવા લાગ્યા. એટલામાં મસાલ લઈ

એક પહેરેગીર તેના ગાડા સમક્ષ આવ્યો, તેની અને તેની દૃષ્ટાદૃષ્ટ થતાંજ તે પોકારી ઉઠયો " ઉતર નીચે, નહી તો ખેંચી ઉતારૂં છું. "

સલીમા ચમકી, ગભરાઇ નીચે ઉતરી, ઉતરવાની ધાંધલમાં સાફો પાથાપરથી સરી ગયો, અને તેના લાંબા કાળા કેશ તેની પીઠપર પથરાતા પડયા. પછી શું પુછવું ! " અરે આતો ખરેખરી સ્ત્રી છે. અરે એ તુ કોણ ? ક્યાંની ? " એમ કહી તે પહેરેગીરે મ્હોટેથી હસી પોતાના સાથીદારોને કાંઇ દ્રાવીડી ભાષામાં કહ્યું. તેઓ પણ હસવા લાગ્યા, અને તેની આસપાસ ભરાયા, અને આપસ આપસમાં તેના સંબંધી ચેષ્ટા કરવા લાગ્યા. કોઇએ કહ્યું:–" ઓ પરી, બુલબુલ, આહાહા શું નાજુક હાથ છે ! પુરૂષ વેશ કેવો લાગે છે ? વગેરે મશ્કરીની શરૂઆત થઇ. સલીમા થરથરવા લાગી. એટલામાં એક સ્વાર ત્યાં આવી પહોચ્યો તે તેમનો નાયક લાગતો હતો. તેઓ તરત ચેષ્ટા તજી સફ સમારી ઉભા. તેણે નીરખીને સલીમા તરફ જોયું અને બોલ્યો "અરે, આને મેં કયાંક જોઇ છે. હા, હા, ઓળખી, ઓળખી. થોડા દીવસપર માર્ગમાં મેં પકડી રામરાજા મહારાજ સમક્ષ ઉભી કરી હતી તેજ સ્ત્રી. હવે શહાણપણ એજ કે તેને પાછી મહારાજ સમક્ષ લઇ જવી. બાઇ, તને અમે મહારાજા સમક્ષ લઇ જઇશું, માર્ગમાં કાંઇપણ વિટંબણા થશે નહી. મુંગો મુંગી અમારી સાથે ચાલ. ગરબડ કરીશ તો પરીણામ સારૂં નહીં આવે. ચાલ ગાડાપર પાછી બેસી જા. "

સલીના ભાવીપર આધાર રાખતી તિરસ્કારથી તેમના તરફ નજર ફેંકતી ગાડાપર ચઢી. થોડી વાર પછી ગાડાઓ પાછા ચાલવા લાગ્યા. કેદીઓની ગાડાઓ સાથે, કુચ થઇ. સલીમાવાળા ગાડાની આસપાસ ત્રણ ચાર સ્વાર ઘેરી ચાલતા હતા. સવાર થઇ, આખી રાત્રી મુસાફરી થઇ, અને અંતે રામરાજાની છાવણીમાં આવી પહોંચ્યા. વહીં ગઇ. રામરાજાએ તરત પોતા સમક્ષ સલીમાને બોલાવી, તેઓ તેને લઇ તેના તખુમાં દાખલ થયા.

સલીમાને જોઇ રામરાજા મ્હોટેથી હસ્યો અને બોલ્યો:–" અહોહો,

પધાર્યાં ! વાહવા, વાહવા ! હવે બુરખો બીરખો ફેંકી અમારી સમક્ષ આવ્યાં! ઘણું સારૂં કર્યું. લડાઇમાં તમારા બાદશાહને દાંતે તૃણ પકડાવનાર હતો તે કોને માટે? તમારે જ માટે! તે પોતે જ જાતે ચાલી ચલાવી અગાઉથીજ અહીં આવી પહોચ્યાં. ઘણું સારૂ થયું. હવે તમારાપર અમારો હક્ક નથી, જેનો હક્ક છે તે અત્યારે અહીં નથી. કાંઇ કામપર ગયો છે. કાલે રાત્રેજ ગયો. અહોહો ! તે અત્યારે અહીં હોત તો તેને કેટલો આનંદ થાત ! પણ ચાલો, હવે આ ક્રોધની આંટીઓ કપાળપરથી દૂર કરો, અને કેમ આવ્યાં, ક્યાંથી આવ્યાં, તે કહો. હવે ધાસ્તી ધરશો નહી, હવે તમારો અમારો સંબંધ જુદોજ છે. તમે અમારાં પુત્રવધૂ. હવે તમારો બુરખો અમે કાઢશું નહીં પણ આપશું. ”

સલીમા એક અક્ષર સુદ્ધાં બોલી નહી. નીચું જોઇ રહી. રામરાજ પુનઃ હસ્યો; અને બોલ્યો:–“ કેમ કાંઇ ઉત્તર આપતાં નથી ? તે દીવસે દરબારમાં તો ખુબજ અવતાર ધર્યો હતો અને આજ આમ પુતળાં જેવાં સ્થંભ કેમ ? બોલો ! હવે તમને બિજાપુર મોકલનાર કોઇ નથી. બિજાપુરના તે વખતે તે વકીલ હતા. હવે તે અમારી તૈનાતના છે. અમારા ચીરંજીવ અમે તેને કહીએ છીયે. લડાઇ પૂર્ણ થતાં તમારી તેની ખુબ ધામધુમથી શાદી કરશું. લડાઈ પૂર્ણ થાય ત્યાં સુધી સુરક્ષિત સ્થળે તમને રાખશું. જાઓ, લઇ જાઓ એને જનાનાના તંબુમાં. તેને લાયકનાં સ્ત્રીનાં વસ્ત્રો તેને પહેરાવો. પછી કયાં લઇ જઇ રાખવી તેનો હુકમ કરૂં છું.”

હુકમનો તરત અમલ થયો. સલીમાને જનાના તંબુમાં લઈ ગયા. મુસલમાન દાસીઓને તેની તેનાતમાં આપી. આ સર્વે વ્યવસ્થાથી તેના દુઃખનો પાર રહ્યો નહી. તેના મનમાં શું શું વિચાર તે વખતે ચાલી રહ્યા હતા તેનું પૃથક્કરણ કરી વર્ણન કરવું અશક્ય હતું રાત્રી જેમ તેમ પસાર થઇ. સવાર થતાં તેને પાલખીમાં બેનાડી બે દાસીઓ સાથે વીસ પચીસ સીપાઇઓ આપી બિજાપુરની દિશાએ રવાના કરી. એક દીવસ રાત્ર દર મજલ

કરતી પાલખી અંતે એક બંગલા પાસે આવી પહોંચી અટકી. ઉપરના દરવાજાએ પાલખી ચઢાવી ત્યાં નીચે ઉતારી. એક વૃદ્ધ સ્ત્રીએ આગળ આવી પાલખીમાંની સ્ત્રીનો હાથ પકડી પાલખીમાંથી તેને ઉતારી કહ્યું: "હવે તમે અમારાં મા સાહેબ પાસે ચાલો."

આ કોણ? માર્જીના–લૈલીનો અવાજ! અને 'મા સાહેબ' એ શબ્દો કાને પડતાં સલીમા ચકીત થઇ. માર્જીના સાથે બંગલામાં ગઇ. મા સાહેબની ખોલી પાસે ગઇ. ખોલીમાં માર્જીના પ્રથમ દાખલ થઇ બોલી;– "રામરાજાએ આપને સોબત આપવા કોઇ બાઇને મોકલાવી છે."

મા સાહેબે છોકરી સામે જોયું. સલીમા દાખલ થઇ, મા સાહેબ તરફ આશ્ચર્યચકીત થઇ જોઇ રહી. મા સાહેબ અને તેની દૃષ્ટાદૃષ્ટ થઇ.



# પ્રકરણ ૪૭ મું.



## રામરાજાની હીલચાલ.



And the red flame shall burst thro' their roof
to the sky,
For the hour of our freedom and vengeance is
nigh.

( IRISH MELODIES ).



And hate for his foeman, all hatred above.

( The Songs of the Nations ).

જે દીવસે સલીમાની કુંજવન તરફ રામરાજાની છાવણીમાંથી રવાનગી થઇ, તે દીવસે સાયંકાળે જે કામગીરીપર ગયો હતો તે કામગીરીનું શું થયું તેની વર્દી આપવા રણમસ્તખાન રામરાજા પાસે આવી પહોંચ્યો. રામરાજાના મનમાં આજ આખો દીવસ સલીમા એકાએક પોતાના તાબામાં કેમ આવી એ બાબત આશ્ચર્ય લાગતું હતું, અને રણમસ્તખાન ક્યારે આવે અને ક્યારે તેને આ આનંદના સમાચાર કહીયે એવું થઇ રહ્યું હતું. રણમસ્તખાન તેના હજુરમાં આવતાંજ શું થયું શું નહી તે કાંઇપણ ન પુછતાં ન સાંભળતાં એકદમ રામરાજાએ તેને કહ્યું:—"લડાઇ ફત્તેહ કરી જે ખંડણી અમે પહેલા સપાટામાં માંગનાર હતા, તે પોતે જાતે તેમના તરફથી

રામરાજા તે સાંભળી હસ્યો. મ્હોટેથી ખડખડ હસ્યો અને બોલ્યોઃ- "પણ હું હવે તેમને આ જગ્યાએથી ચસવા દઉં તો ના? હું તેમનાપર હલ્લો કરી અહીંજ તેમનો નાશ કરીશ. તે ઉતાર પર્યંત પહોંચે તો વિ-જયનગર જાયના? આજ કીવા કાલ રાત્રે તેમનાપર હલ્લો કરવા હુકમ આપનાર છું. ત્યાં સુધીમાં જો તેઓ નીકળે તો એકદમ તેમની પુઠ પકડનાર. હવે જરાપણ કાળજી કર નહી! ત્હારા લોક સૈન્યના પાછલા ભાગમાં રાખવા છે, હરોલમાં નહી. તેમને છેવટમાં કામે લગાડવાના છે."

રામરાજાએ પોતાના આ આરબ અને પઠાણ સૈન્યોને હરોલમાં જવા દેવા નહી અને પાછળ રાખવા એવો ઠરાવ કર્યો હતો. એનો મુખ્ય હેતુ એ હતો કે આ આરબ અને પઠાણ મુસલમાનોના સ્પર્ધી કોણ જાણે આ-ચતે વખતે ફુટી ઉલટા આપણાપર જ ઉલટી પડે તો! રામરાજાના આ શબ્દોથી રણમસ્તખાન કાંઇ બોલ્યો નહી. થોડો વખત થોભી માત્ર આટ-લોજ પ્રશ્ન કર્યોઃ—"હું ક્યાં રહું? મ્હારી ટુકડી સાથે કે..."

"કે બે કાંઇ નહી. હવે એક ક્ષણભર પણ તું મ્હારાથી દુર થતો નહી. મ્હારી પાસે, હમેશ રહેવું. મ્હારાપર સંકટ આવે તો મ્હારો બચાવ ત્હારા હાથથી થવાનો. મ્હારી પાસેથી હાલતો નહી. તુ પાસે હોવાથી મને કાળજી રહેશે નહી, તેમ ત્હારૂં પરાક્રમ પણ જોવાનું મળશે. તને ત્હારા એ બેઉ સૈન્યોને જે કહેવાનું હોય તે તેમના મુખીઓને બોલાવી લાવ અને કહ્યા પ્રમાણે સૈન્યના પુઠ ભાગે જાગૃત રહેવાનો હુકમ કર.'

રણમસ્તખાન શીર નમાવી ચાલતો થયો. રામરાજાના તંબુની પાસેનો તંબુ તેને આપવામાં આવ્યો હતો ત્યાં ગયો. પોતાની ટુકડીઓના મુખી-ઓને બોલાવી જે કાંઇ હુકમ કરવાનો હતો તે કરી સ્વસ્થ બેઠો. તે શરી-રથી સ્વસ્થ દેખાયો, પણ મનથી ઘણો અસ્વસ્થ હતો. રામરાજાએ આધ-તીજ સલીમા ચાલી ચલાવી આવી છે એ કહ્યું તેનો અર્થ શું? તે કેવી રીતે આવી? કેમ આવી? ક્યારે આવી? તેને ક્યાં રાખી છે? વગેરે પ્રશ્નો

તેના મનમાં એક સરખા ઉભા રહી તેના ઉત્તરો કલ્પનાથી તે આપતો હતો. જેમ જેમ વિચારમાં પડતો તેમ તેમ વધુને વધુ ગુંચવાતો, છેવટે રહેવાયું નહી તેથી રામરાજાના એક વિશ્વાસુ નોકરને બોલાવી સર્વ હકીકત પુછી ખબર મેળવી. સલીમા અન્ન સામગ્રીના ગાડાઓમાં મર્દાની પોષાકમાં પકડાઇ એ શું? શું કરવા આવી હશે? આટલું ઉછાછળું પગલું શું કરવા ભર્યું હશે? કાંઇ સમજ્યો નહી. વધારેને વધારે મુંજાયો. રાત્રી થઈ—અર્દ્ધ-રાત્રી થઇ, નિદ્રા આવી નહી. ત્યાં રામરાજા તરફથી તેને બોલાવવાની વર્દી આવી. સફાળો ઉઠયો—મધ્યરાત્રીએ શું કામ પડયું હશે?

રામરાજાના તંબુમાં રણમસ્તખાન આવતાંજ રામરાજાએ કહ્યું "તેં મને જે બાતમી આપી તે પરજ વિચાર કરૂં છુ. મેં ઘણો વિચાર કર્યો. મને લાગે છે કે હવે વધુ વખત તેમને આપવો નહી. આપણેજ તેમનાપર એકદમ હલ્લો લઈ જવો. શત્રુપર મેં પ્રયચ કલા પ્રમાણે હવે કાલેજ હલ્લો લઇ જવો."

રણમસ્તખાન થોડો વખત સ્તબ્ધ રહ્યો, પછી બોલ્યો:—"મહારાજ, આપ હલ્લો કરવાનો વિચાર કરોછો તે ઉલટું શત્રુને ફાવતું થશે. કારણ, આપ હલ્લો કરશો તો પાછળ હટવાનું તેઓ બ્હાનું કરશે. આઇતુંજ તેમને ફાવશે. આપનો હલ્લો વધારે આગળ જાય નહી તેને અટકાવવા પુરતું સૈન્ય આપ સામે રાખી મ્હોટો ભાગ પાછળ હઠે છે એવું દાખવી જે ઉતાર મેં કહ્યો ત્યાં જઇ તુંગભદ્રા ઉતરી આપના મુલકમાં ઘુસશે. આપ સુચવો છો તે વિચાર ઉત્તમ છે, પણ આપણા સૈન્ય પૈકી બે ભાગ તે ઉતારવાળી જગ્યાએ લઇ જઇ રાખી શત્રુને ત્યાંથી પણ સામનું આપતાં બેઉ તરફથી શત્રુ ચંપાઇ તુંગભદ્રાના વિસ્તીર્ણ પાત્રમાં જલસમાધી લેશે. આ મ્હારી આપને પૂર્ણ સલાહ છે." વગેરે સલાહ આપી. ઘણો વખત વિચાર ચલાવ્યા પછી રામરાજાને તેની સલાહ યોગ્ય લાગી અને પોતાના ભાઇઓ વ્યંકટાદ્રી તથા તિરૂમલ્લને તે ઉતારવાળી જગ્યાએ જઇ બેસવાનું રામ-

રાજાએ ઠરાવ્યું, અને તેમને બોલાવ્યા. રણુમસ્તખાનને ઘણું સમાધાન થયું અને તે ત્યાંથી નીકળી ગયો.

પ્રભાત થઇ–તિરૂમલ્લ અને વ્યંકટાદ્રી રામરાજા પાસે આવ્યા. રામરાજાએ સર્વ તેમને સમજાવ્યું. એટલામાં એક ગુપ્ત હેરે આવી બાતમી આપી કે શત્રુઓ પાછળ હઠવાની તૈયારી કરે છે. હલ્લો થયો નથી છતાં પાછળ હઠવાની ચાલ, આમાં કાંઇપણ ગુપ્ત હેતુ હોવો જોઇએ. હવે જરા પણ ઢીલ કરવી કામની નથી. રણુમસ્તખાનની ખબર ખરી. તેની સલાહ ખરી. તેનો ફાયદો એકદમ લેવો એવું આ ત્રિપુટીએ લાગલું ઠરાવ્યું. રણુમસ્તખાનને બોલાવ્યો, સમાચાર કહ્યા. તેના વિશ્વાસના બે હેર બોલાવી માર્ગ દેખાડવા રામરાજાએ પોતાના બે ભાઇઓ પાસે મોકલ્યા અને તાબડતોબ તેમના સૈન્યો સાથે કુચ કરવા ફરમાવ્યું. સૈન્યના બે ભાગ જવા તૈયાર થયા અને માત્ર ખુદ રામરાજાના તાબાના સૈન્યનો ભાગ છાવણીમાં રહ્યો. રામરાજા અને રણુમસ્તખાન રહ્યા. શત્રુ તરફની પાછા હઠવાની બાતમીઓ આવવા લાગી.

એકંદર સર્વ પ્રકાર પોતાના હિતનો–સર્વ રીતે પોતાના હીતનો થાય છે એવું રામરાજાને લાગી તે પોતાના બંધુ તરફથી ઉપડવાના સમાચારની રાહ જોતો બેઠો.

# પ્રકરણ ૪૪ મું.



## સસદુઃખી.



ના કીસીસે મેહેરો ઉલફ્ત ના કીસીસે પ્યાર હુએ,
ના કોઇ અપના રફીક ઓર ના કોઇ ગમખ્વાર હુએ.
દીલ ઇધર સીનેપેં તડપે જી ઉધર બીમાર હુએ,
ક્યા કહેં અબ તો બહોત મીટ્ટી હમારી ખ્વાર હુએ.

(નઝીર)



કહાં તક ખાઇએ ગમ, અબતો ગમ ખાયા નહીં જાતા,
દીલે બેતાબકો બાતોસે બહેલાયા નહીં જાતા.
કદમ રખતાહું જીસ જા વાંસે સરકાયા નહીં જાતા,
યેહ પથ્થર હાથસે ભલ ભરભી ઉંકસીયા નહીં જાતા.
પડા હું દસ્તમેં રસ્તા કહીં પાયા નહીં જાતા,
જા ચાહું ભાગ જાઉં ભાગાભી જાય નહીં જાતા.



મહેરજાનની અને સલીમાની દૃષ્ટાદૃષ્ટ થયા સાથે બેઉના મનમાં શી ભાવના આવી હશે ? પ્રેમભાવના ? માસાહેબના મનમાં તો તે ભાવના ઉદ્ભવ થઇ નહી હોય ? તેથી ઉલટી ભાવના ઉદ્ભવ થઇ હોય એમ સ્પષ્ટ દેખાયું. સલીમાના મનમાં કદાચ પ્રેમભાવના ઉત્પન્ન થઇ તેને માસાહેબને જોરથી ભેટી પડું એવું પણ થયું હોય ? પરંતુ તેમ કરવા માટે આગળ થવા

માસાહેબની ચર્યાપર દેખાઇ આવનાર ભાવનાં ચિન્હ દેખાયાં નહી અને તેથી તેને એમજ લાગ્યું કે આગળ વધવું નહી અને તેથી તેજ જગ્યાએ થંભી ઉભી.

માસાહેબના મનની સ્થિતિ એકદમ અતિ ચમત્કારીક થઇ. પોતાનો પુત્ર પોતાને છોડી જવાનું મુખ્ય કારણ આ છોકરીએ કરેલી તેની નિરાશા એ તેના મને માની લીધું; અને તે સલીમા તરફ કિંચિત ક્રોધ અને તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જોવા લાગી. આટલુંજ નહી, પણ તેના મનમાં બીજો એક ભયંકર વિચાર આવ્યો. રામરાજાએ એને પોતા પાસે મોકલી છે, ત્યારે પોતા પ્રમાણે તેની સ્થિતિ કરી પોતાને ચીડવવાને તો મોકલી નહી હોય? આ વિચાર આવ્યા પછી શું રહ્યું? માસાહેબે થોડો વખત ઉપર કહ્યા પ્રમાણે તેના તરફ જોઇ પછી માર્જીનાને એકદમ કહ્યું:—"મ્હારા છળમાં માત્ર આટલોજ ઉમેરો બાકી હતો; તે દૈવે લાવી નાંખ્યો. ઘણું સારૂં થયું. હવે તમે બેઉ અહીંથી જાઓ. એને એકાદ બીજી ખોલીમાં લઇ જાવ. બંગલો ઘણો મ્હોટો છે. એકમેકથી સંબંધ ન રાખતાં બેઉથી રહેવાઇ શકાશે. મ્હારા જપમાં વિઘ્ન ન જોઇએ."

એટલું કહી મેહેરજાને પુઠ ફેરવી. તેના સ્વભાવની પૂર્ણ માહિતગાર માર્જીનાએ આ વખતે સલીમાને બીજી તરફ લઇ ગયા વગર બીજી વાત ઈષ્ટ નથી એમ સમજી સલીમાને હાથથી નિશાની કરી. સલીમા માની સ્વભાવની હતી. તેને પણ આ પ્રકાર ગમ્યો નહી, તે પણ હવે અહીં રહેવા આતુર નહોતી. મેહેરજાનના ઉપલા શબ્દો સાભળતાં એકદમ પીઠ કરી દરવાજા તરફ જવા નીકળી. માર્જીનાની નિશાની પહેલાં તો તે દરવાજા બહાર પડી. માર્જીના તેની પછવાડે જઇ બીજી ખોલીમાં લઇ ગઇ. માર્જીના પોતાની સ્વામીનીની અતિ વિશ્વાસુ અને ઇમાની હતી. તેનો જે બદલ દ્વેષ તે પર એ પણ દ્વેષ કરે અને તેનો જેપર પ્રેમ તે પર એનો પણ પ્રેમ જડાય, આવો એકંદર પ્રકાર હતો. તે પ્રમાણે અત્યારે પણ થયું. આ છોક-

રીએ પોતાના પુત્રને નિરાશ કરી બિજાપુરથી પાછો વાળ્યો એ જેવું મેહેર-જાનના મનમાં ભરાયું હતું, તેવુંજ માર્જીનાના મનમાં પણ ભરાયું હતું; પરંતુ મેહેરજાને સલીમાનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું હતે, તો તે પણ તેમજ કરતે. મેહેરજાને તેનાપર ક્રોધ-તિરસ્કાર કરતાંજ માર્જીનાનો પણ તે પ્રમાણે તેનાપર ક્રોધ-તિરસ્કાર થયો. સલીમાને બીજી ખોલીમાં મુકી, બોલી:- "બાઇ રે, તેં સર્વ સત્યાનાશ તો વાળ્યું, હવે પાછી અહીં ત્હારો દાવ વાળવા કેમ આવી?"

સલીમાએ આ સાંભળી તેના તરફ ક્રોધયુક્ત દૃષ્ટિ કરી અને એકદમ તેને દુરૂત્તર આપ્યું.-"તમે બેઉ અહીં મળશો એવું મ્હારી બલાએ જાણતી નહોતી!"

સલીમાને આવો ઉત્તર આપવાનું કોઇપણ કારણ નહોતું, પણ મેહેર-જાનના વર્તનથી અને માર્જીનાના બોલેલા શબ્દોથી તેને અતિશય ક્રોધ ચઢયો અને તેના મુખમાંથી આ દુરૂત્તર નીકળી ગયો. તે જાતે માની અને સંતાપેલી હતી, અને જેના તરફથી પોતાને પ્રેમ અને અનુકંપા મળશે એવું તેમને જોતાંજ તેને લાગ્યું હતું તેમના તરફથી ક્રોધ અને દ્વેષજ મળ્યા, તેથી તેના મનમાં નિરાશા અને દ્વેષનું વાદળ છાયુ. તેના જોમમાં ઉપર કહેલ દુરૂત્તર તેના મુખમાંથી બહાર પડયું. અર્થાત્ માર્જીના તેને તત્કાળ તે ખોલીમાં છોડી ત્યાથી નીકળી ગઇ, પણ આ તેની સ્થિતિ ઘણો વખત ટકી નહી, અને મેહેરજાનની મનની સ્થિતિ પણ ઘણો વખત ટકી નહી. સલીમાને માર્જીના લઇ ગયા પછી થોડા વખતમાં મેહેરજાનના મનમાં આવ્યું. "આ છોકરી આવા પ્રસંગમાં પુનઃ રામરાજાની તાવડીમાં સપડાઇ કેવી રીતે? પુનઃ કોઇપણ પ્રસંગ આવી એને કેદ કરી લાવ્યા તો નહી હોય? મ્હારા પ્રમાણે તે પણ પરસ્વાધીન તો થઇ નહી હોય? એવું જો હોય તો મ્હારા પ્રમાણેજ એને પણ કોઇના માયાના, મદદના, નિદાન મીઠા શબ્દોની જરૂર લાગનારજ, ત્યારે એની સાથે મ્હારે નિષ્ઠુરપણે શામાટે વર્તવું જોઇએ?

હવે એને મળી તેની સાથે મીઠી મીઠી વાતો કરીએ નહી, તો પણ માર્જીના તરફથી તેની પુછપરછ કરવી. તેને પાસે રાખવી કે દુર રાખવી તે બદલનો વિચાર એ પુછપરછમાં જે જણાશે તે પર અવલબી રાખશું."

આ વિચાર મનમાં આવતાં જ તેણે માર્જીનાને બોલાવી પોતાનો વિચાર તેને જણાવ્યો. માર્જીનાએ પોતાની સ્વામીનીનું બોલવું સર્વ સાંભળી લીધું અને પછી ક્રોધથી ઉત્તર આપ્યોઃ—"તમે શા માટે તે છોકરીની આટલી પરવા કરો છો? તેનો ફૂણકારો એવો છે કે જાણે છ છેડાયલી નાગણ! મ્હારા છોકરાના આયુષ્યનો સર્વ સત્યાનાસ વાળી પુનઃ રામરાજાએ તેને અહીં મોકલી છે. હું તેની સાથે એક શબ્દ સુદ્ધાં બોલવાની નથી. આપણને તેની સાથે શું કામ છે?"

મેહેરજાને તેનો કોઇપણ ઉત્તર આપ્યો નહી. માર્જીનાએ મહેરજાનને આ પ્રમાણે તો કહ્યું, પણ તેને પણ સલીમા આવા પ્રસંગે અહીં કેવી રીતે આવી તે જાણવાની ઉત્કટ ઇચ્છા હતી. અને તેથી થોડો વખત રહી તે સલીમા પાસે ગઈ અને તેને કહ્યુઃ—"મ્હારે કાઇ ત્હારી સાથે બોલ્યા વગર અટકયું નથી, પણ હું તને એક વખત એટલું જ જણાવવા આવી છું કે ત્હારો અમને સંસર્ગ ન જોઇએ. તું જો આટલી ફૂણકારા ઝણ-કારાથી વર્ત્તે છે, તો અમે ત્હારા કામમાં વચ્ચે શું કરવા પડીએ?..."

સલીમાને પણ હવે પોતે ગાંડી થયા જેવું થયું. પોતે જે દુરુત્તર કર્યો તે કરવો જોઇતો નહોતો એવું તેને લાગવા માંડયું હતું. માર્જીના પોતા સાથે અત્યારે આમ છણુકો કરી બોલે છે; પરંતુ અંદરથી તેનુ મન નરમ થયું છે એવું તેને તરતજ દેખાયું અને એકદમ તેણે ઉત્તર આપ્યોઃ—"લૈલી, તમે મ્હારી સાથે કેમ આમ નીષ્ઠુર થાઓ છો! હું સંકટમાં સપડાઇ, અને તે ચંડાળ ક્યા લઇ જઇ બંદીમા રાખે છે, અને મ્હારા કેવા હાલ કરશે એ વિટંબણામાં હું હતી ત્યાં આ સાહેબની દષ્ટિ પડતાં જ મને કેટલો બધો હર્ષ થયો, દોડતી જઇ એકદમ તેમને ભેટવા તલપી રહી, એ

અહી છે તો મ્હારા હવે હાલહવાલ થશે નહી એવી આશા આવી, પણ જોઉં છુ તો મા સાહેબ મ્હારાપર ચીડાયલાં, અને મને પોતા પાસેથી દુર કરીને–ધકેલી દીધી; તે વખતે થોડો ક્રોધ આવવાથી, પૂર્ણ નિરાશા થઇ તેના જોમમાં મેં તમને કાંઇપણ ઘેલું ગાંડુ કહ્યું; પણ હવે મ્હારી ગાંડાઇ મ્હારી નજરે આવી. તમે પણ મ્હારી જેમ અત્યારે બંદીવાસમાં પડયાં હો તો આપણે સાથે થઇ અહીંથી છુટવાનો પ્રયત્ન કરીએ, પણ મને દુર કરો નહી. મ્હારૂં દુર્દૈવ મને અહીં ખેંચી લાવ્યુ. મ્હારો તેમાં ઇલાજ નથી. હું કરવા ગઈ એક અને થયુ બીજું!"

આ કાકલુદી ભરેલા શબ્દો સાંભળતાંજ અને તેના નેત્રમાંથી બહાર પડતાં અશ્રુ જોતાં જ માર્જીનાના ક્રોધનો સર્વ આવિર્ભાવ પારનાહીસો થયો. તે લાગલીજ આગળ વધી તેને બાથમાં લઇ બોલી.–"ગભરાતી નહી બેટા, તું કેવી રીતે પુનઃ અહીં આવી તે મને કહે. હું મા સાહેબને સર્વ કહી તેનો ગુસ્સો દુર કરીશ. અત્યારે તું અને અમે સમદુઃખી થયાં છીએ."

સલીમા ધુસ્કે ધુસ્કે રડવા લાગી. માર્જીનાએ તેનું ઘણું સમાધાન કર્યું. ઘણે વખતે તેનું ચિત્ત સ્વસ્થ થયું, અને પોતે કયા કારણથી નીકળી, શું થયું, કેમ પકડાઈ, વગેરે સર્વ તેણે માર્જીનાને કહ્યું. માર્જીનાને કુંજવવની બહાર શું ચાલ્યુ છે તેની કાંઇપણ ખબર નહોતી; પરંતુ સલીમાના સાહસનુ વર્ણન સાભળીને આશ્ચર્ય પામી. તેનુ સાંત્વન કરતાં છેવટે બોલી:– "તે મુવાએ જોઇએ તે હેતુથી તને અહી લાવી રાખી હો, પણ અહીં લાવ્યો તે સારૂં થયું નહી!"

"હા" સલીમાએ તાબડતોબ ઉત્તર આપ્યો:–"અહીં આવ્યા સાથે મ્હારા મનને તેમ લાગ્યુ, પણ માસાહેબે મ્હારી સાથે ક્રોધથી વર્તન કરી મને દૂર કર્યાથી મ્હારૂં ધૈર્ય સર્વ નષ્ટ થયુ, પણ હવે આપણે ત્રણ

છીયે, કાંઇને કાંઇ યુક્તિ કરી અહીંથી છુટશું. નિદાન આપણા લોકોની સરશી થતાં તેઓ આપણો છુટકો કરશે."

"કોણ છુટકો કરશે આપણો, બાઇ? તે છોકરાએ રામરાજાની નોકરી સ્વીકારી છે. બાદશાહથી બેઇમાન થઇ તેની નોકરીમાં જોડાયો, તેની તને ખબર નથી શુ? હવે તે દુષ્ટની સરશી થશે તો આટલુંજ થશે કે તેની સાથ ત્હારો લગ્ન.—"

"લગ્ન? કોણ? કોની સાથે?" સલીમા પુછવા લાગી. રણમસ્તખાન બાદશાહી નોકરી છોડી રામરાજાની પદરમાં રહ્યો છે તેની તેને માહીતિ સુદ્ધાં નહોતી.

તેના પ્રશ્નનો માર્જીનાએ તરત ઉત્તર આપ્યો:—"માસાહેબે તેનું નામ સુદ્ધાં લેવું નહી એવા શપથ લીધા છે. પેટનો પુત્ર—પણ તેનો તેને એટલો બધો ધિઃકાર આવ્યો છે કે કાંઇ પુછતી નહી! અરેરે!—અરેરે! તેના—" આટલું બોલતાં ડોશી અટકી, જીભ કચરી, સલીમા કાંઇ સમજી શકી નહી. તેના બોલવા તરફ તેનુ લક્ષ્ય પણ નહોતું. તેના મનમાં જુદાજ વિચાર રમી રહ્યા હતા. માસાહેબને મળી અહીથી છુટકો કેમ થાય તે તેના મનનો વિચાર! તે વિચારના ભરમાંજ બોલી ઉઠીઃ—"હવે માસાહેબની મને પાછી મુલાકાત ક્યારે કરાવીશ? તેનો મ્હારાપરનો ગુસ્સો દુર કરજે હો? તે મ્હારી સાથે હસીને બોલે, તોજ મને નિરાંત વળે અને આપણો છુટકો થાય."

"માસાહેબનો ગુસ્સો જરૂર દુર કરીશ હો બેટા!" કહી માર્જીનાએ તેને આશ્વાસન આપ્યું, અને ત્યાથી નીકળી માસાહેબ પાસે ગઇ અને સર્વ હકીકત કહી સંભળાવી. આ સાંભળી માસાહેબ પણ આશ્ચર્યચકીત થઇ, અને "તેને તાબડતોબ લઇ આવ" એવું કહ્યું. તરત સલીમાને માર્જીના લઇ આવી. સલીમા મેહેરજાન સન્મુખ આવી ઉભી. બેઉનાં હૃદય દ્રવ્યાં—આંખોમાં અશ્રુ ઉભરાયાં, મળ્યાં. સલીમાએ પુનઃ હકીકત પહેલેથી

કહી. માસાહેબે પણ પોતે રામરાજાના સપાટામાં કેમ પાછી સપડાઇ વગેરે કહી છેવટે કહ્યું:-" મુસલમાન બાદશાહોનો જય થઇ આપણે છુટશું તો ઠીકજ છે. આપણા આપણા માર્ગો જુદા ખુલ્લા છે. દુર્દૈવથી તેથી ઉલટું થાય તો પ્રાણ આપશું, પણ તેના સકંજામાં જીવતા તો પડશું નહીં', એવો જો ત્હારો નિર્ધાર હોય તો તું અને હું શું કરવું તેનો વિચાર કરીયે. બાકી હવે જોઇએ તે પક્ષનો જય થાવ એ સર્વ મને તો સરખુંજ છે. મ્હારા સેતાન પુત્રે જે ન કરવાનું તે કર્યું. તે કરતાં પહેલાંજ તે મુવો હોત તો સારૂં હતું. સર્વ જન્મ ફકીરી વેષમાં કાઢયો તેમજ ભવિષ્યમાં પણ કાઢયો હોત."

આટલું બોલી મેહેરજાન સ્વસ્થ બેઠી. સલીમાએ તેને તે વખતે કોઇપણ પ્રશ્ન પુછ્યા નહી; પરંતુ તેને હવે રણમસ્તખાન રામરાજાને બાદશાહથી બેઇમાન થઇ મળી ગયો વગેરે સમજાયું. પોતાનો અને તેનો લગ્નસંબંધ હવે કદાપી થનાર નથી એવું જણાયાથી આ સર્વ બન્યું એ પણ સલીમાએ જાણ્યું, પરંતુ રામરાજાનો દ્વેષ એ માસાહેબ અને સલીમા બેઉનો એક જ હેતુ હોવાથી બેઉને તે કેદમાંથી છુટવા પ્રયત્ન કરવાનું એ એકજ કારણ થયું. ધનમલ્લને વશ કરી લીધાથી તે શકય છે એવું પણ તેને જણાયું. પછી શું પુછવું ! તેનાપર નાના પ્રકારના હલ્લા શરૂ થયા. નાના પ્રકારે મોહ નાખ્યો, અને અમને અહીંથી છોડવ એવી વિનવણી શરૂ કરી.

તે કૃષ્ણસર્પનો ખરો હેતુ માત્ર તેઓ જાણી શકી નહી. નિદાન જાણ્યો પણ હોય, તદપી કોઇએ કોઇને તે કહી દેખાડયો નહી. આ બેઉના મોહક ભાષણોથી અને મોહ ઉત્પન્ન કરનાર દેણગીઓ-બક્ષીસોથી માત્ર તેની વૃત્તિ બદલાઇ. 'યોગ્ય સંધી મળતાં તમને બેઉને અહીંથી લઇ જઇશ.' એમ પણ તે બોલવા લાગ્યો. હવે તેણે પોતાના મૌનનું સ્વાંગ હવે પછીથી તજી દીધું, એટલુંજ નહી પણ લડાઇ સંબંધે બહાર શું ચાલ્યું

છે, તેની બાતમીઓ પણ તેમને આપવા લાગ્યો; પણ પોતાની તિક્ષ્ણ નજર માત્ર કયારે પણ તેમનાપરથી દુર કરી નહી. એકાદ દીવસે થાપ આપી નજર ચુકવી એ લોકો અહીંથી છ પાંચ ગણી જશે એવું તેના મને પકડું લીધું હતું. સલીમા આ રીતે નાશી જાય તો હરકત નહી પણ મેહેરજાન પોતાના હાથમાંથી છટકવી કામની નહી એ તેનો દૃઢ નિશ્ચય હતો. તેના બદલ તેના મનમાં ભાવ પણ કયા પ્રકારનો હતો તે સમજવું સુદ્ધા કઠણ હતું. તે ભાવ તેણે શબ્દોથી વ્યક્ત કર્યો નહોતો તદાપી તેનાં તિક્ષ્ણ નેત્ર માત્ર મેહેરજાન પરથી ખસતાં નહોતાં એ ખાસ. આથી તેને થાપ આપી ફસાવી જવું મેહેરજાનને તદન અશક્ય લાગતું હતું.

'સંધી મળતાં તમને જરૂર અહીંથી લઇ જઇશ.' માત્ર એ આશાજનક શબ્દોપરજ સર્વ અવલંબી રહ્યું હતું. નિરૂપાય અને નિરાશ થયલા માણસને જો કયાં આવા આશાતંતુ મળે તો તેના આધારપર બેસી કાળ ક્રમણ કરવો પડે છે, તેજ પ્રમાણે આ ઉભય કાળક્રમણ કરવા લાગ્યાં. બીજું શું કરે ?



# પ્રકરણ ૪૯ મું.

## શત્રુની હીલચાલ.

Already the curse is upon her,
And strangers her valleys profane,
They come to divide—to dishonour,
And tyrants they long will remain.
But onward—the green banner rearing,
Go, flash every sword to the hilt.
On our side is virtue and Erin,
On their's is the Saxon and guilt.—

(IRISH SONG).



( છપ્પય. )

સાજી ચાલ્યો ચતુરંગ,
સૈન્ય મન મોદ ભરીકે;
સમ સીંધુ જલ હલત,
મેસ ડગમગત ડરીકે.
હયદલ ગયદલ ધસત,
ધસત બાજત ખુરતારંન;
કપતખાન - સુલતાન,
બજત દુદંભી ધુકારંન.

હીંદવાન તાન સુલતાન ડર,
સકળ ધરા જ લખલ લલત;
અતિ નીરખી સૈન્ય સામગ્રી,
ત્યાં થર થર થર ભુધર હલત.



રામરાજા જાણે પોતાની નજરે શત્રુની હીલચાલ સર્વ જોતો હોય, એ પ્રમાણે સર્વ સવિસ્તર ખાતમીઓ તેના સ્વતઃના અને રણમસ્તખાનના ચારો લાવી આપતા. કૃષ્ણા અને તુંગભદ્રાના સર્વ ઉતાર આપણે બંદોબસ્ત સાથે રોકયા છે ત્યારે શત્રુની ત્રેધા ઊડે એ સ્વાભાવીક છે, હવે કયાં પણ સહેલો ઉતાર ધારી તેઓ તુંગભદ્રામાં ધુસે અને પોતે સામેથી ટક્કર આપી તેમને નદીમાં ગારદ કરે, એ તેની ઉત્કટ ઇચ્છા હતી. તેવો પ્રસંગ કયારે કયાં સાંપડશે, એ તેને હવે ઉતાવળ થઈ રહી હતી. રણમસ્તખાનને તે વારંવાર બોલાવી અમુક સ્થળે અમુક થાય તો શું થશે, તમુક ઠેકાણે તમુક કયાંથી શું થશે એમ પુછતો, અને તેના ઉત્તરોથી, તેના વખાણોથી, ફુલાતો ઉમંગમાં આવતો. રણમસ્તખાનને આવીજ રીતે પોતાની સંનિદ્ધ બોલાવી પ્રશ્ન પુછતો હતો ત્યાં બહાર કોઈ જાસુસ આવી “નહી, નહી, મને મહારાજને અત્યારે જ મળી કાંઇ કહેવું છે તે કહેવું જોઇએ. આ ખાતમી વખતસર નહી પહોંચે તો શું થશે તેનો નેમ નહી.” વગેરે શબ્દો તેને કાને અથડાયા અને લાગલોજ “કોણ છે? બોલાવ, તેને એકદમ અંદર બોલાવ” એવો હુકમ કર્યો.

જાસુસ અંદર આવી મુજરો કરી બોલ્યોઃ—“સરકાર, શત્રુની જ કાંઈ પણ લબાડી દેખાય છે. કાલ પરમદીવસે જે હીલચાલ દેખાતી હતી તે આજ નથી. આજે આપણી સાથે અહીં કયાં પણ સામનો કરવાનો તેમનો વિચાર દેખાય છે. કુચ કરવી એક બાજુએ રહી, અહીથી ગયેલું સૈન્ય પાછું

ફરી તે સૈન્યને કુમક કરવાનો તેમનો ઈરાદો દેખાય છે. તો આપણે સાવધ રહેવું જોઇએ. એ પછી જેવી હજુરની ઇચ્છા."

તે ઘણો ગભરાઇ ગભરાઇને બોલતો હતો, તે જોઇ રામરાજા હસ્યો અને બોલ્યો:–"વારૂં, વારૂ. પણ તું આટલો કેમ ગભરાય છે? શું બાતમી લાવ્યો છે તે બરાબર કહે. ગભરાય છે શું કરવા?"

"સરકાર, બીજી બાતમી કાંઇ નથી. બીજી તરફ ગયલું સૈન્ય પુર ઝપાટાથી પાછું આવે છે અને અહીં પડાવ કરી પડેલા સૈન્યની તૈયારી આગળ વધવાની દેખાય છે."

'એટલુંજ ના! એ તો હુંએ જાણું છું. ત્યાં તિરૂમલ્લરાયના હાથથી માર ખાઇ પાછા આવતા હશે. જોરથી નાસતા તિરૂમલ્લરાયે ખુબ સપાટો દેખાડયો હશે, તે શીવાય આટલી ઉતાવળથી પાછા નહી ફર્યા હોય! જા, બરાબર બધી તપાસ કરી આવ..."

આટલું હજી રામરાજા બોલે છે ત્યાં બીજો હેર ગભરાતો હાંફ્લોફાંફ્લો આવ્યો અને વર્દી આપી "શત્રુ ખુબ જોરથી આપણાપર ચાલ કરી આવે છે." રામરાજાએ તેનું કહેવું સાંભળી સ્વસ્થતાથી કહ્યું:–"વાહ, આ તો ઘણા આનંદના સમાચાર! તે ગુલામો આવી એક વખત આપણી ખાઇમાં પડશેજ. અમે અમારા બાહુ પસારી તેમને ખુબ ભેટવા તૈયાર છીયે. ચાલો, આપણી તૈયારી કરવા હુકમ કરો. તમે જાઓ, બરાબર ખબર કાઢો. રણુ-મસ્ત, હવે ત્હારૂં પરાક્રમ દેખાડ. ત્હારા સૈન્ય સાથે આગળ વધી તેમની તપાસ કરી આવ. જા, સર્વ સૈન્યને તૈયાર થવા હુકમ કર. હું પા ઘટી-કામાં સજજ થઈ આવું છું."

રણમસ્તખાન મુજરો કરી એકદમ "જી હજુર!" બોલી બ્હાર નીકળ્યો. રામરાજા પણ ઉઠયો. ઘોડો તૈયાર કરી દ્વાર પાસે લાવવા હુકમ કર્યો. તરત પોષાક સજવા લાગ્યો. પ્રથમ તેણે પાતળા રેશમી કાપડનો ચોરણો ચઢાવ્યો. પછી એક ગુઠણ સુધીનો તેવોજ અંગરખો પહેર્યો, ને

ઉપર બીજું પોલાદી સાંકળીવાળું બખ્તર પણ તેપર ચઢાવ્યું. કમ્મરે ભર જરીનો પટો બાંધ્યો અને તેમાં એક તમંચો ખંજર ખોસ્યાં. પીઠપર ભાથું અને ખાંધપર તીર–ધનુષ્ય લીધું અને ડાબા હાથમાં તલવાર ધરી. માથાપર જરી ટોપ ચઢાવી તેપર તુરો લગાડેલ ન્હાનકડી પાઘડી બાંધી. ગળામાં હીરાની ઘણી મુલ્યવાન માળા પહેરી. આ પ્રમાણે લઢાઉ પોષાક સજી સ્વારી બ્હાર પડી અને ઘોડાપર આરૂઢ થઇ નીકળી.

મોખરામાં હાથીપર બેસી લડનારા લોક ઉભા કર્યા હતા, તેની પાછળ ઘોડેસ્વાર અને તેની પુંઠે પાયદળ. હાથીઓના અંગ ઉપર રેશમી કીંવા ચામડાની વચ્ચે વચ્ચે ધાતુના ટુકડા બેસાડેલ ઝુલો હતી, અને તેમના મસ્તકપર મુલામો ચઢાવેલ ધાતુના પત્રાનાં શીરસ્રાન ચઢાવ્યાં હતાં. આ હાથીઓનાં સર્વ અંગ તેના સંરક્ષણ માટે બખ્તર પ્રમાણે કાંઇપણ કઠણ ધાતુના ટુકડાઓથી જોડેલી ઝુલોથી ઢંકાયલાં હતાં. ઘોડાઓનાં અંગો પણ એજ પ્રમાણે આજીબાત ઢંકાયલાં હતાં. તેપર બેઠેલા સ્વારો પહેલા ચોરણા ચઢાવી તેપર ઝીણા ઝભા, તેપર સાંકળીવાળા બખ્તર, કમરે ખંજર, બાજુએ તલવાર, હાથમાં ભાલા અને કેટલાકના હાથમાં ધનુષ્ય–બાણ, એમ તૈયાર થયલા દેખાતા હતા. શરીર રક્ષણાર્થે જેમ બખ્તરો ચઢાવ્યાં હતાં તે પ્રમાણે મસ્તકપર ટોપ અને મુખપર ત્રાણ ચઢાવ્યા હતા.

આવી હથીયારબંધ અને જબરજસ્ત ઉભેલી અને સાગર પ્રમાણે દુર સુધી પથરાયલી પોતાની સેના જોઈ રામરાજાના મનમાં અતિશય આનંદ થયો, અને જબરજસ્ત સેના સામે શત્રુનું શું ચાલશે, એક સપાટામાં તેમનો નાશ કરી દઇશું, એવું એવું મનમાં આવી તે અતિ આનંદ–ઉમંગમાં આવી ગયો. તે પ્રત્યેક તુકડી અને મથકના મુખીઓ સામે થોડું થોડું બોલી સર્વ સૈન્યની તપાસ લીધી, અને એક બાજુએ ઉભી કરેલ તીરંદાજ પલટણો તરફ વળ્યો, તેની તપાસ લીધી. હીંદુ પલટણો શીવાય બે, પઠાણો તથા આરબોની અને એક સીદીઓની એમ બધી પલટણો હતી તે

પલટણોનો સેનાપતી રણમસ્તખાન હતો. સર્વ સેનાસમુદ્ર નીરખતી તપાસતી સ્વારી આ પલટણો પાસે આવી. રણમસ્તખાનનો પોષાક અત્યારે આપાદમસ્તક નીરાળો જ હતો, અને લડાયક પોષાકમાં તે અતિ સુંદર દેખાતો હતો. તેને જોઈ રામરાજાને અતિ આનંદનો ઉભરો આવ્યો ! અને ઘણા અભિમાનથી તેના તરફ જોઇ રહ્યો. આ પલટણોની તપાસ કરી તે રણમસ્તખાન સાથે ચાર શબ્દો બોલ્યો, અને તેને પોતાની સાથે લઇ આવેલે રસ્તે પુનઃ પોતાના શીબીરમાં ગયો.

એકંદર સૈન્યની તપાસ કરી સ્વારી પુર ઉમેદથી પાછી ફરી હતી. શત્રુ હવે ધસી આવે ત્યારે કઇ પલટણે કયાં ઉભવું અને કયારે શુ કરવું વગેરે સર્વ યથાસ્થિતિ હુકમો આપી સ્વારી પોનાના શીબીરમાં પાછી આવી. બહુનેક પથકોના મુખીઓ તેની સાથે તેને પહોંચાડવા આવ્યા હતા. તે સર્વને થોડા થોડા શાબાશીના-ઉમેદના શબ્દો બોલી સ્વારીએ એવું પણ કહ્યું કે, શતરૂ હવે આવે કે તેમને મારી કાઢી તેમની પુઠ પકડી તેમને ચાંપતાં ચાંપતાં છેક બિજાપુર પર્યંત પહોંચાડી બિજાપુર સર કરવું, ત્યાં સુધી થોભવું નહી. બિજાપુર કબજે કર્યા પછી પાંચ દિવસ સુધી લુટવાની પરવાનગી છે, એવું પણ જાહેર કરવા રામરાજા અત્યારે ભુલ્યો નહી, અને એ વર્દી પોતપોતાની ટુકડીઓને આપવાની આજ્ઞા પણ કરી. હવે તેની પૂર્ણ ખાત્રી થઇ હતી, કે આ યુદ્ધમાં પૂર્ણ જય મળશે એ નિઃસંદેહ. સરદારો પાછા ગયા પછી તરત છુપા ચારોને બોલાવી ફરમાવ્યું કે શત્રુની ક્ષણેક્ષણની બાતમીઓ મને જણાવી જોઇએ. આવી સર્વ જબરજસ્ત તૈયારી કરી તે અતિ ઉત્સુકતાથી શત્રુની આગળ વધવાની રાહ જોતો બેઠો. પોતાના બેઉ ભાઇઓ મ્હોટા સૈન્ય સાથે બીજી તરફ ગયા છે, તો પણ શત્રુને સામનો આપવા બીલકુલ હરકત નથી એવું તેના મનમાં પકકું ઠરયું હતું. હવે અર્ધે અર્ધે પાપા ઘટીકાએ શત્રુ તરફની બાતમીઓ આવવાં લાગી. બહુતક હેર શત્રુ કયાં સુધી આવ્યો, માર્ગમાં કયાં શું કર્યું વગેરે બાતમી

# પ્રકરણ ૫૦ મું.

## તાલીકોટનું યુદ્ધ.

Blow out, you bugles, over the rich Dead !
There's none of these so loney and poor of old,
But dying, has made us rarer gifts than gold,
These lead the world away; poured out the red,
Sweet wine of youth; gave up the years to be,
Of work and joy and that unhoped serene,
That men call age; and those who would have been,
Their sons, they gave their immortality.
Blow, bugles, blow ! They brought us for our dearth,
Holiness lacked so long, and Love and Pain,
Honour has come back as a King to earth,
And paid his subjects with a royal wage,
And nobleness walks in our ways again;
And we have come into our heritage.

( Rupurt Brooke.



મારા કેશરભીના કંથ હો !
સીધાવોજી રણવાટ !
આભ ધ્રુજે, ધરણી ધમધમે રાજ !
ઘેરા ઘોરે શંખનાદ !

દુંદુભી બોલે મહારાજના હો !
સામન્તના વીરનાદ !
મારા કેશરભીના. ૧

આગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર !
બંદીજનોની બીરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર !
મારા કેશરભીના. ૨

પુર પડે, દેશ ડુલતા હો !
ડગમગતી મહોલાત !
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડીત ભાત !
મારા કેશરભીના. ૩

નાથ ! ચડો રણ ઘોડલે રે !
હું ઘેર રહી ગુંથીશ !
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં પાઠવીશ !
મારા કેશરભીના. ૪

આવતાં ઝાલીશ બાણને હો !
ઢાલે વાળીશ ઘાવ
ઢાલ ફુટે મારા ઉરમાં રાજ !
ઝીલીશ દુશ્મન દાવ !
મારા કેશરભીના. ૫

એક વાટ રણ વાસના રે !
બીજી સીંહાસન વાટ !
ત્રીજી વાટ શોણીતને સરીતે હો !
શૂરના સ્નાનનો ઘાટ !
મારા કેશરભીના.

જય કલગીએ વળજો, પ્રીતમ !
ભીજશુ ફાગે ચીર !
નહી તો વીરને આશ્રમ મળશું !
હો સુર ગંગાને તીર !
મારા કેશરભીના. ૭



ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે રામરાજા તૈયાર થઇ બેઠો હતો. તેને શત્રુની ભીતી લાગતી નહોતી. પોતાની અફાટ સેનાની તપાસ તરત બાંજ કરી આવ્યાથી પોતાના સૈન્યની તૈયારીથી અભિમાનથી તે ફુલ્યો હતો. વ્યંકટાદ્રી અને તિરૂમલ્લરાયને સુચના મોકલી છે એવું તે ધારતો હતો, તેથી શત્રુનો સામનો થવાનો અવકાશ અને તે સમયે બેઉ સૈન્ય આવી પ્હોંચશે અને શત્રુને ચાંપી અસ્તવ્યસ્ત કરી નાખવાનું કામ સહેલું થશે એવું તેને લાગતું હતું; એટલામાં શત્રુ સૈન્ય દશ માઇલ દુર આવ્યાની વર્દી આવી, અને હવે હેરો તરફથી જે બાતમીઓ મળવા લાગી તે પરથી તેને લાગવા માંડયું કે, આપણે જે તર્ક કરી બેઠા હતા કે વ્યંકટાદ્રી અને તિરૂમલ્લરાયના તરફથી માર ખાઇ ખાઈ શત્રુ નાસતા આવે છે તે તર્ક તદન ખોટો. શત્રુ થાપ આપી એકાએક કયાંથી પણ ઉતરી નીચે આવ્યે છે, હવે સ્વસ્થ રહેવામાં અર્થ નથી, હવે ચાલ કરી આગળ ધસવું જોઇએ. રામરાજાનું સૈન્ય આ વખતે મુદ્દગલનો એક કીલ્લો અને તાલીકોટ તરફના પ્રાંત દરમ્યાન તળ નાંખી પડયું હતું. શત્રુ આપણા પર ધસ્યા આવે છે;

પરંતુ પોતાના બંધુઓનો પત્તો નથી, ત્યારે થાપ ખાઈ તેઓ કયાં પણ આગળ ગયા હશે અને શત્રુ વચ્ચેજ પાછા ફરી ખુલ્લા પડેલા ઉતારપરથી પાછા આવ્યા એવી તેની ખાત્રી થઇ, તથાપી તે હીમત્ત હાર્યો નહી–ધૈર્ય ખોયું નહી. પોતાનું આ સૈન્ય એ પાંચે બાદશાહતના એકત્ર સૈન્યને મુખડું આપી તેનો નાશ કરવા સમર્થ છે એવી તેના મનની પક્કી ખાત્રી હતી. પછી શુ પુછવું ? લાગલોજ સૈન્યને આગળ વધવા હુકમ કર્યો.

તેના સલાહકારોને આ વાત રૂચી નહી. તેમણે તિરૂમલ્લરાય અને વ્યંકટાદ્રિ આવી પહોંચે ત્યાં સુધી રાહ જોવી, ઉતાવળ કરી સાહસ કરવું નહી, જો તેઓ ન આવી પહોચે તો મુદ્‌ગલના કીલ્લાનો આશરો છે તે છોડી આગળ વધવું નહી, વગેરે સલાહ આપી, પણ મદમાં ફુલેલા રામ-રાજાને તેમની સલાહ બીલકુલ રૂચી નહી. રણમસ્તખાને રામરાજાના વિચા-રને મળતા થઇ આગળ વધવા સલાહ આપી તેથી તેને રામરાજાએ સાબાશી આપી. બીજા સરદારોની ઝાટકણી કાઢી તેથી તે સર્વ સેનાપતીઓનાં મન ખાટાં થયાં. રામરાજાની હઠ અને અભિમાન પાસે તેમનુ કાંઇ ચાલ્યું નહી, અને વિજયનગરના સૈન્યે ત્યાંથી પોતાનું તળ ઉઠાવ્યું. અહીંથી રામરાજાનું સૈન્ય અને ત્યાંથી મુસલમાની સંયુક્ત સૈન્ય એ એકમેકપર ચાલી નીકળ્યા.

રામરાજાનું સૈન્ય બાલાપુર મુકામે આવ્યું અને શત્રુ સેના પણ સામેથી ત્યાં આવી. બેઉ બાજુથી બે પ્રચંડ હાથી એકમેકપર તુટી પડવા જોરથી નીકળી એકમેકના ગંડસ્થળ એકમેકપર અથડાવે તેવી રીતે તે સેના-રૂપી હાથીઓના ગંડસ્થળો અથડાયા, અને એક સરખી ધમચકરી શરૂ થઈ.

બાલાપુરમા આ બેઉ સૈન્યની ટક્કર શરૂ થઇ. મુસલમાની સૈન્ય ત્રણ ભાગમાં વહેંચાયલું હતું. હીંદુએ.ના ડાબા પડખાપર ચાલ કરી જવા સુલ-તાન અલી આદીલશાહે પોતાનું સૈન્ય યોજ્યુ હતું, હુસેન નીઝામશાહે વચલો કેંદ્ર લીધો હતો, અને અલીબરીદ તથા ઇબ્રાહીમ કુતુબશાહે પોત

પોતાનાં સૈન્યો હીંદુઓના જમણા પડખાપર છોડયાં હતાં. આ ત્રણેએ પોતાનાં તોપખાનાં મધ્ય ભાગપર રાખી તેની આગળ સર્વ તીરંદાજ સૈન્ય ઉભાં કર્યા હતાં. પ્રત્યેક મથકે પોતપોતાનાં નિશાનો આગળ ધર્યા હતાં. નીઝામશાહે પોતાનું તોપખાનું ઘણી શીતાહીથી ઉભું કર્યું હતું. આ તોપો ન્હાની મોટી મળી છસો હતી. તે ત્રણ બાજુએ વીભાગમાં ગોઠવી હતી, તેમાં પણ મ્હોટી તોપો આમ ગોઠવી છે તે શત્રુને સમજાય નહી માટે તેની આગળ તીરંદાજ લોકોની પલટણો એવી રીતે ઉભી કરી હતી કે પાછળ શું વ્યવસ્થા છે તે કોઇ સમજી શકે નહી. સામેથી શત્રુનો મારો આવતાંજ આ તીરંદાજોએ પોતાની તીરંદાજી સપાટાભેર શરૂ કરી. આ મારાથી હીંદુઓ અટકશે એવું તેમને બીલકુલ લાગ્યું નહોતું. શત્રુ પોતાપર ધસી આવે અને એજ વખતે આપણે દુર થઇ આપણી પાછળ છુપાવેલ તોપોનો મારો ચલાવી શત્રને જર્જર કરવાની સંધી મળે એજ આ તીરંદાજી મારાનો હેતુ હતો. એ હેતુ આ પ્રસંગે ઘણો સફળ થયો. હીંદુ દળ અફાટ સમુદ્ર પેઠે તેમનાપર ધસ્યું આવ્યું. શત્રુની યુક્તિ સધાઇ. શત્રુ ઘણા આગળ આવ્યા. હવે તીરંદાજોએ બાજુએ ખસી જવામાં કાંઇ હરકત નથી એવું જોઇ તે પ્રમાણે હુકમ છુટયો, અને મારો ખાધા પ્રમાણે તેઓએ ખરેખર માર ખાઇ બાજુએ ખસવા માંડયું. તેઓ ખસે છે તે જોતાં હીંદુઓમાં ધૈર્ય આવ્યું, શુર છુટયું અને ખુબજોરથી હલ્લો ચલાવ્યો, પણ આ હલ્લાનું પર્યવસાન એવું થયું કે, આ શુરા સીપાઇઓ તોપોના ભયંકર મારામાં સપડાયા. પણ તેટલાથી તેઓ હઠયા નહી, ખસ્યા નહી. રામરાજાનું તોપખાનું તેમની પુઠેજ હતું, તે લાગલુંજ મોખરે લાવવામાં આવ્યું અને શત્રુપર તેનો મારો શરૂ થયો. બેઉ સૈન્યે એકમેકનો ભયંકર સંહાર શરૂ કર્યો. એટલામાં રામરાજાના બેઉ ભાઇઓને શત્રુ દગો કરી પાછો ફર્યો છે વગેરે સમાચાર બીજા હેરો મારફતે મળ્યા હોવાથી ઉતાવળથી ત્યાં આવી પહોંચ્યા અને બેઉ બાજુથી તેમણે જબરજસ્ત હલ્લા શરૂ કર્યા, મધ્ય ભાગમાં રામરાજા પોતે હાથીપર બેસી જોરથી પોતાના લોકોને ધૈર્ય આપતો હતો. આ

તેના અતુલ્ય ધૈર્યનો તે વખતે ઘણો ઉપયોગ થયો. તેના લોકોને અતિ સ્ફુરણ ચઢયું. રામરાજા શત્રુને ચાંપતો આગળ ધસ્યો. જેમ જેમ ચાંપતો વધ્યો તેમ તેમ અધીક સ્ફુરણ ચઢયું. ભયંકર લડાઇ ચાલી રહી. હવે પૂર્ણવિજય મળશે એવી રામરાજાની ખાત્રી લાગવા માંડી. મુસલમાનો દબાતા ચાલ્યા. મદમાં ફુલાતા આગળ ધસતા રામરાજાની છાતી ગજ ગજ ફુલાવા લાગી. એટલામાં તેના હાથીને કારી જખમ લાગી તે નીચે બેઠો; પરંતુ રામરાજાએ ધૈર્ય છોડયું નહી. અંબાડીમાંથી ઉતરી, ત્યાં સીંહાસન મુકવા હુકમ કર્યો. શત્રુની તોપોમાં હવે દમ રહ્યો નથી એવું તેને પકકું લાગ્યું હતું.

સીંહાસન ત્યાં મંડાવી તેપર બેઠો, લોકોને ઉત્તેજન–ઉત્સાહ આવવા માટે તેના સાધાનરૂપ લાખો રૂપીયાનું જવાહીર તેણે પોતા સામે અંબાડીમાં ભર્યું હતું, અને જે આજના આ દુર્ધર પ્રસંગે શીકસ્ત કરશે તેને બક્ષીસ તરીકે જોઇએ તે આપવાંનાં આવશે એવો જયઘોષ કરાવ્યો હતો. હીંદુઓ જોરથી લડી રહ્યા હતા. ત્યાં ઓચીંતો શત્રુ તરફથી પાછો બંધ થઇ ગયલો તોપોનો મારો શરૂ થયો, આને પરીણામે હીંદુઓ જરા અટકયા. રામરાજાની સન્નિધના માણસોએ–રામરાજાને આ વર્દી આપતાં–હવે ઘોડાપર આરૂઢ થઇ પાછળ હઠવા સલાહ આપી, પણ રામરાજાએ તે સાંભળી નહીં, પાછળ હઠવુ નહી, મરવું પણ શત્રુને પીઠ દેખાડવી નહી એ તેનો પક્કો નિશ્ચય હતો; પરંતુ આ નિશ્ચય હવે ઘણો વખત ટકયો નહી. તોપોના ઓચીંતા જબરજરત મારાથી હીંદુઓએ જરા લંચ ખાધી, તેવી લંચ ખાધી કે મુસલમાનો બેવડા જોરથી ધસ્યા અને હીંદુઓ વધારે લંચ ખાવા લાગ્યા.

મુસલમાનોમાં શું કે હીંદુઓમાં શું, મુખ્ય નાયક કીંવા સેનાપતિ પડે એટલે સમસ્ત સૈન્યની ત્રેધા ઉડી જાય છે, તેઓ અવ્યવસ્થિત થઇ નાસવા માંડે છે, દશે દીશા પકડે છે. એવું થાય નહી માટે પાછળ રહેલાઓ

જોઇએ એટલી સ્થિર સ્થળપર રાખવાની ખટપટ કરે પણ તેનો ઉપયોગ થતો નથી. આ મનમાં લાવી આ સંધી સારી છે જાણી રામરાજાનો હાથી ધવાધ તે સીંહાસન માંડી ખુબ જવાહીર સાથે બેઠો છે એવા સમાચાર નીજામશાહને મળતાં ઉપલી વાત ધ્યાનમાં લાવી તેણે રામરાજાનુ શીર જે લાવશે તેને મ્હોટી જાગીર બક્ષીસ મળશે એવી ઢાહી ફેરવી, તાબડતોબ વિચાર કર્યો કે રામરાજા સપડાય તો સારૂં.

નીજામશાહના મનમાં આ વાત આવી અને તે જે હાથીપર બેઠો હતો તે હાથી ચમકવાને એક સિંધી થઈ. તે હાથી વિલક્ષણ રીતે ચમક્યો, આગળ ધસ્યો, અને મુસલમાનો પોતાના બાદશાહને આ પ્રમાણે જોખમમાં જોતાંપર વેગથી ધસ્યા અને ખુબ જોરથી લડવા લાગ્યા. હીંદુઓમાં તે હાથી ઘુસ્યો અને દુર્દૈવથી રામરાજા સીંહાસનપર બેઠો હતો તેની નજીક જઇ લાગ્યો.

હાથી સીંહાસનને કચડી નાખશે એવું જોતાં રાજારામના પાસવાનોએ જોરજુલમથી રામરાજાને ઉચકી પાલખીમા નાખ્યો અને જોરથી પાલખી પાછી ચલાવી. હાથી તેની પાછળજ ધસ્યો-ધસ્યો જતો હતો !



# પ્રકરણ ૫૧ મું.

## રામરાજાનો અંત.

In vain, alas, in vain, ye gallant few,
From rank to rank your volleyed thunder flew,
Oh, bloodiest picture in the book of time,
Sarmatia fell, unwept without a crime,
Found not a generous friend, a pitying foe,
Strength in her arms, no mercy in her woe,
Dropped from her nerveless grasp the shattered spear,
Closed her right eye, and curbed her high career,
Hope, for a season, bade the world farewell,
And freedom shrieked, as Kossinszks fell.

(THOMAS CAMPBELL)



કયા કયા ફરેબ દુનીયાકી, શીતરતો કા,
મકરો દગા વ દુઝદી હએ કામ અકસરોં કા;
જબ દોસ્ત મીલકે લુટે અસબાબ મુશરીકોં કા,
ફેર કીસ ઝબાંસે શીરવા અબ કીજે દુશ્મનો કા.
હુશીયાર યાર જાની રેહ દસ્ત હએ ઠગોં કા,
યાં દુકનીગાહ ચુકી, ઓર માલ દોસ્તો કા,

(નઝીર.)

રખ કરકે ફોજ લશ્કર કી સલ્તનત પનાહી,
ફેરી દોહાઇ અપની લે માહતાબ માહી;
જબ આનકર ફેનાકી સીરપર પડી તબાહી,
ફીર સર રહા ન લશ્કર ન તાજ પાદશાહી.
દારા આૈાજમ સીકંદર અકબર હુઆ તો ફીર કયા,
ઐા બડે સલ્તનકા ગઉહર હુઆ તો ફીર કયા.

( નઝીર. )



આવો તે હાથીનો મારો પોતાના સ્વામીપર એક સરખો આવે છે એવું જોતાં રામરાજાના પાસવાનોએ તેને પાલખીમાંથી ઉતરાવી રથપર બેસારી પાછા ફરવા લાગ્યા. રામરાજા પાછો ફરે છે એવું જોતાં તેની આસપાસના સૈન્યમાં ગભરાટ ફેલાયો, અને તેઓએ પુઠ ફેરવી. ઉહુહુહુ કરતી ટુંક સમયમાં તો હીંદુ સૈન્યમા બુમ પડી-ભંગાણ પડયું અને સર્વ સૈન્યનો સમુહ પાછો ફર્યો. આ જોતાં મુસલમાનોએ તેમના પર જબરજસ્ત હલ્લો કર્યો. એકાએક આ પ્રકાર કેમ બન્યો, એનું સર્વેને આશ્ચર્ય લાગ્યું. પરંતુ આશ્ચર્ય બાજુએ રાખી નાસી છુટવા શીવાય કોઇને કાંઇ સુજતું નહોતું. સુમારે કલાકેક પાછા હઠવાનું ચાલ્યુ, ત્યાં ચમત્કાર ! રામરાજાનું સૈન્ય પાછળ હઠી શકયું નહી. ઓચીંતું અટકયું. આ શું ગડબડ છે તે કોઇના લક્ષ્યમાં આવ્યું નહી; પરંતુ વસ્તુસ્થિતિ એવી હતી કે, રામરાજાના સૈન્યમાં રણુમસ્તખાનના તાબામાં આપેલા પઠાણ, આરબ, સીદીઓની પલટણોએ રામરાજાના પાછળ હઠતા પાછા ફરતા સૈન્યપર હલ્લો કર્યો. એક તરફ આ ફીતુર થયેલ પલટણોનો હલ્લો અને સામેથી મુસલમાની સેનાસમુદ્રનો હલ્લો. એ બેઉ તરફનો ભયંકર મારો-વચ્ચે સપડાયેલું નાસતું ગભરાયલું હીંદુ દળ-પછી શું પુછવું ? ગભરાયલા-વધારે ગભ-

રામલા વધારે ગભરાટમાં પડયા. પાછળ ધીમેથી હઠતા સૈન્યમાં પૂર્ણ ભંગાણ પડયું અને થોડીવારમાં તો વિજયની પૂર્ણ ઉમેદમાં આવેલું રામરાજાનું મહા સૈન્ય દશે દીશાએ નાસવા માંડયું. પહેલાં પ્રથમ તેઓ સમજ્યા નહી કે શત્રુનું સૈન્ય પાછલા ભાગમાં ક્યાંથી આવ્યું ? આપણા સૈન્યમાં દગો-ફીતુર થઇ આ મારો ચાલ્યો હશે એનું સ્વપ્ન સુદ્ધાં રામરાજાના લોકોને-નિદાન રામરાજાને નહોતું; પરંતુ રણમસ્તખાને આજ આટલા દીવસ જે વ્યૂહ રચ્યો હતો, તેનો આજ તેણે બરાબર ઉપયોગ કર્યો. તેની પહેલેથીજ સર્વ કપટ રચનાજ એ હતી, કે વેળ વખત આવે કે આગળથી મુસલમાની સૈન્ય ચાંપતુ આવે કે પુઠેથી પોતાની પલટણોએ ચાંપવાની શરૂઆત કરવી અને રામરાજાના સૈન્યને હતાશ કરી તેની કતલ ઉડાવવી. આ સંધી તેને મળતાંજ તેણે તેનો ઘણો ફાયદો ઉઠાવ્યો. તેના તાબામાં કેટલીક તોપો અને જેનામા હતા તેનો પણ ઉપયોગ કર્યો અને રામરાજાના સૈન્યપર ખુબ મારો ચલાવ્યો. આ પ્રકારે બેઉ તરફથી ભડકો અને તેના તડાકાથી હીંદુ સૈન્ય સપડાયા પછી તેની ત્રાહે ત્રાહે થાએ તેમાં નવલ શું ? હજારો ઘોડા, હાથી, માણસોની કતલ થઇ, અને કાંઇ કારણ ન હોવા છતાં કેવળ દુર્દૈવથી એક આકસ્મીક કારણથી રામરાજાને પાછા ફરવું પડયું. એટલાથી પાછળ હઠતા સૈન્યને વચ્ચેજ અડાવવાનું કૃત્ય દગાખોર-ફીતુરીએ કર્યું. એક આકસ્મીક કારણ અને ભયંકર દગો-ફીતુર, આથી આટલા મ્હોટા સૈન્યનો સંહાર થયો.

હીંદુ સૈન્યથી સામે લડાય નહી તેમ હઠાય નહી. સુડી વચ્ચે સોપારી એવી તેની સ્થિતિ થઇ. મુસલમાનોએ આગળથી અને ફીતુરીઓએ પાછળથી ભયંકર હલ્લા કરી કતલની શરૂઆત કરી. શબોના ઢગના ઢગ પડવા લાગ્યા. આવે પ્રસંગે પોતાના સ્વામીને પણ બચાવી મુદ્દગલ પર્યંત પહોંચાડવો, એવો નિશ્ચય કરી કેટલાક શુરા અને ઇમાની લોકો રામરાજાના રથને ઘેરી તે રથ મુદ્દગલ તરફ હંકાર્યો. સુમારે ત્રણસે ચારસો લોકો તે રથને વીંટાઇને ચાલતા થયા.

પણ ભાવી ચુકતું નથી, એ ન્યાયે રણમસ્તખાનની નજર એકાએક રામરાજાને રથમા નાંખી નસાડી જતા લોકો તરફ ગઈ, અને આ સંધી સધાય તોજ પોતાના આટલા દીવસોના કપટ વ્યુહની પૂર્ણ ફતેહ થાય, એવું મનમાં લાવી તેણે પોતાના ચુંટી કાઢેલ પાંચસો છસો સ્વારો સાથે તે લોકોની પુઠ ધરી; અને રામરાજાના રક્ષકોપર સપાટાભેર મારો ચલાવ્યો. અહીં તેના રક્ષકો પણ સ્વામીને ભયમાં જોઇ જીવપર ઉદાર થઈ —મરણીયા થઇ લડવા લાગ્યા. અહીં રણમસ્તખાનનો પણ દૃઢ નિશ્ચય કે મુદ્દગલ રામરાજાને પહોંચવા દેવો નહી. અને તુંગભદ્રા નજીક પહોંચ્યા પહેલા તેનો શીરચ્છેદ કરવો. આ દૃઢ સંકલ્પથી તેની ટુકડી પણ ઘણી દૃઢતાથી લઢવા લાગી. રામરાજાના રક્ષકોએ પોતામાંથી સો દોઢસો માણસો સાથે રથ આગળ વધારવાનો અને બાકીનાઓએ આ ફીતુરી ટુકડી સાથે લડતા રહેવાનો ઠરાવ કરી રથ આગળ મુદ્દગલની વાટે ધકેલ્યો અને બાકીના સ્વામીનીષ્ઠ વીરો જીવપર આવી લડવા લાગ્યા અને સો દોઢસો વીરોએ રથ જોસથી લઇ તુંગભદ્રાના ઉતાર તરફ ચલાવ્યો. રણમસ્તખાને આ યુક્તિ તરતજ જોઇ. તેણે અર્ધા લોકોને રામરાજાના લોકો સામે લડવા રાખી બાકીના અર્ધા સ્વારો લઇ જોરથી બાજુએથી આગળ વધ્યો અને સપાટાથી રામરાજાના રથને પકડી પાડી તેના રક્ષકોપર હલ્લો કર્યો. ભવિતવ્યતા રામરાજાને પ્રતિકુલ હતી. આ હલ્લામાં શરૂઆતમાંજ રથનો એક ઘોડો મરાયો, રથ અટક્યો, તેની આસપાસના તેના રક્ષકો જીવપર ઉદાર થઇ લડવા લાગ્યા. શત્રુઓ પણ તેવાજ જીક્કરથી લડતા હતા. ટપોટપ તેની આસપાસ લોકો પડવા લાગ્યા. ચોપાસથી પઠાણોએ તેમને ઘેરી લીધા હતા. હવે નાસવાનો એકે માર્ગ નહોતો. થોડા વખતમાં સર્વ પૂર્ણ થયું. લગભગ રામરાજા એકલો રહ્યો. તેના લગભગ સર્વ વીરો પડયા. રણમસ્તખાનની ટુકડીના પણ ઘણા ખરા રામશરણ થયા. માત્ર ત્રીસ ચાલીસ લોકો રહ્યા. રણમસ્તખાન બચેલા પઠાણો સહ રામરાજાપર ધસ્યો. તેને ઘેરી લીધો. રામરાજા પણ હતાશ થયો. તે વૃદ્ધ પણ સીંહ—તેણે પરાક્રમની શૌર્યની

કમાલ કરી. આઠ દશને ધરણીએ પહોંચાડયા, ત્યાં રણમસ્તખાનના ઘાથી તેનો જમણો હાથ કલમ થયો અને તે કેદ પકડાયો. તે પકડાતાંજ રણમસ્તખાને તેને પ્રશ્ન કર્યો:-

"સલીમાને કયાં રાખી છે, બોલ ?"

આ શબ્દો સાંભળી તે એકદમ બોલી ઉઠયો:-" બેટા, તું બેઇમાન, મ્હારાથી બેઇમાન થયો-તું મ્હારો...

રણમસ્તખાન બરાડી ઉઠયો;-"એ ડોસા, ત્હારૂં બીજું ત્રીજું સાંભળવા મને ફુરસદ નથી. સલીમાને કયાં રાખી છે તે કહે, નહીતો હમણાંજ ત્હારૂં શીરચ્છેદ કરૂં છું."

"તું, તું મ્હારૂં શીરચ્છેદ કરશે ? તું મ્હારો..."

"હા, હા, પણ સલીમા કયાં છે તે કહે, ચંડાળ, નહી તો..."

"સલીમા ? સલીમા કુંજવનમાં છે."

"કુંજવનમાં ! વાહ ! ઠીક, ઠીક યોગ્ય ઠેકાણે રાખી છે. હવે આ જગમાં ત્હારૂં કામ નથી. તેની પ્રાપ્તિ માટે મને એજ કરવું ઉચીત..."

એટલું કહી તેના આંગપર ધસ્તાં રણમસ્તખાન બરાડયો:-

"આટલો સર્વ વ્યુહ રચવાનું આજ સાર્થક થયું, આજ પૂર્ણ વેર લેવાયું. એવું પોકારતાં સમશેરથી રામરાજાનું શીર ધડથી વેગળું કર્યું ! તે શીર તે વખતે "અરે છોકરા, તું મ્હારો......" એવા કાંઇ શબ્દો ઉચ્ચારતું હતું.

રણમસ્તખાને, આ ભયંકર કૃત્ય કરતાંજ, તેના લોકોએ તેની વાહવા કરી; પણ તેનું લક્ષ બીજી તરફ હતું.



# પ્રકરણ ૫૨ મું.

## જલ સમાધી.

Transformed by grief to marble, awhile she
stood, and appeared
Her own pale monument ! but when she bre-
athed,
The secret anguish of her wounded soul,
So moving were the plaints, they would have
soothed,
The stooping falcon to suspend his flight.
And spare his morning pray.

( FENTON.



જીતના જી ચાહે સતાં લે સીતમ ઈજાદ મુજે,
ભીસલે તસબીર હું આતી નહી ફરીઆદ મુજે.
આકે તુરબતપે મેરે રોકે ટીયા યાદ મુજે,
ખાક ઉઠાને લગે જબ કર ચુકે બરબાદ મુજે.



ત્રીજા પહોરનો સમય હતો. સુર્યાસ્તને સુમારે કલાક સવા કલાકનો અવધી હતો. કુંજવનમાં સલીમા અને મેહેરજાન પુષ્પકરિણીના તટપર બેઠી એકમેક સાથે સમાધાનની વાતો કરતાં હતાં. રણમસ્તખાને બાદશાહથી

બેઇમાની કરી રામરાજાની સેવા સ્વીકારી તે બદલ એ બેઉ ખેદ કરતી હતી. આજ મેહેરજાનના મનમાં કાંઇ ઉભરો આવ્યો અને તેની એવી ઇચ્છા થઇ કે પોતાનું પૂર્વ જીવન, સર્વ દુઃખ, સલીમાને કહેવું, અને તે વર્ણવાને યોગ્ય સ્થળ તે પુષ્કરિણી, એવું મનમાં આવી તે સલીમાને ત્યાં લાવી બેઉ ત્યાં બેઠાં અને સુખ દુ:ખની વાતો કરવા લાગ્યાં. મેહેરજાન પોતાના એકંદર આયુષ્યનું પર્યાલોચન કરવામાં ગુંથાઇ હતી, અને સલીમા તે સાંભળવામાં ગુંથાઇ હતી.

આવી મનઃસ્થિતિમાં બેઉ ત્યાં બેસી ત્યાંનો દેખાવ શુન્ય દૃષ્ટિથી જોતાં હતાં. એટલામાં સલીમા બોલીઃ—" માસાહેબ, આમ આપણે બેઉ આ જગ્યાએ ક્યાં સુધી પડયાં રહીશું ! આપણો છુટકો કરવા કાંઇ ઉપાય સુજતો નથી શું ? આ કૃષ્ણસર્પનું મન મેળવી છુટકો કરવો શકય નથી, પણ તેની નજર ચુકાવી તે સધાય તો તે સાધવા કાંઇ યુક્તિ કરવી જોઇએ. "

મેહેરજાન એકદમ જાગૃત થયા પ્રમાણે થઇ બોલી.—" હા, તેની નજર ચુકાવી છુટકો કરવા એક ઉપાય છે. તે આ પુષ્કરિણીમાં આપણે એક બીજાને બાથમાં લઇ કુદીયે—ડુબી મરીયે એટલે છુટકો થાય. તે પણ શકય છે કે કેમ એ કોણ જાણે ! એ મુવો કયાં પણ છુપાઈ આપણાપર નજર રાખતો હશે અને આપણે પડીયે એટલે એ પણ કુદી તત્કાળ આપણને બહાર કાઢે. "

" છે, છે. પાણીમાં ડુબી છુટકો મેળવવો એ છુટકો શાનો ? અહીંથી જીવતાં છુટી બાદશાહનો જય થયલો જોવો, આ હીંદુ રાજાને કેદ કરી પીંજરામાં પુરી રાખી તેની થતી વિટંબણા જોવી. આ જોવા મળે તોજ તે છુટકો, અને એ છુટકો જરૂર થશે એમ મને ભાસે છે. આપણા બાદશાહને જરૂર યશ આવશેજ. આપ નિરાશ થાઓ નહીં, કોણ જાણે રણમસ્તખાને આ ફીતુરી કરી તે કપટની ન હોય તે શાપરથી ? એવો વિચાર એકાદ વખત મ્હારા મનમાં આવે છે. તેણે હીંદુ રાજાપર વેર લેવા ભયંકર પ્રતિ-

જ્ઞા તોડી બાદશાહથી બેઇમાન બને એ શક્ય લાગતું નથી. તે જરૂર તેવા પ્રકારનો નથી. તેણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા કપટ નાટક રચ્યું કાં ન હોય ? "

મેહેરજાનઃ—" પણ આમ બેઇમાન બની તે પ્રતિજ્ઞા કેવી રીતે પાર પાડે તે હું સમજતી નથી. "

સલીમા ઉત્તર આપે છે ત્યાં રણમસ્તખાનનો પાછળથી અવાજ આવ્યો:

" તે હું કહું તે પ્રતિજ્ઞા પાર પડી તેની આ નિશાની. આ તમે બેઉને નમ્ર સેવકનું નજરાણું ! બુલબુલ ! જેણે ભર દરબારમાં હારૂં અપમાન કર્યું તેનું આ શીર જો. હું મ્હારા હાથથી ઉઠાવી લાવ્યો છું, જો, જો. "

એવું બોલતાં તે શીર તે બેઉ વચ્ચે નાખ્યું. મેહેરજાને તરતજ તે ઓળખ્યું; ચમકી, અતિશય દુઃખી થઇ ચીકીયારી મારી બોલી ઉઠીઃ—"છોકરા, છોકરા, આ તેં શું કર્યું ? તેં—તેં આ શીર હારે હાથે કાપ્યું ? "

" હા, હા. તે દુષ્ટ નરાધમનું શીર, જેનો દ્વેષ કરવા તમે મને છેક બાળપણથી શીખવ્યું હતુ, તેનું શીર મેં મ્હારા આ હાથથી કાપ્યું.

" છોકરા, છોકરા—હાય ! એ તો હારો પિતા હતો ! પણ હવે શું ઉપાય ! હવે આટલોજ ઉપાય..." મહેરજાને આ ઉદ્‌ગાર કહાડયા. " હું આવું છું—"

તેના આ શબ્દોથી રણમસ્તખાન પર શું પરીણામ થયું હશે ! પણ મેહેરજાને એકદમ તે શીર પોતાના હાથથી ઉંચકી એક વખત તે તરફ જોયું અને તે છાતી સાથે ચાંપી ઓચીંતો પુષ્કરિણીના ગંભીર જળમાં ભુસકો માર્યો.

# પ્રકરણું ૫૩ મું.



## બીજી જલસમાધી.



Conscience, the torturer of the soul, unseen,
Does fiercely brandish a sharp scourge within;
Severe decrees may keep our tongues in awe,
But to our thoughts what edict can give law?
Even you yourself to your own breast shall,
Your crimes and your own conscience, be your
Hell."



જૈસી કરણી આપકી, તૈસાહી ફલ લે;
કુડે કરમ કમાયકે, સાંઇયાં દોષ ન દે.
જો પાર ઉતારે ઔરોંકો ઉસકીભી નાવ ઉતરતી હૈ,
જો ગર્ક કરે ફીર ઉસકી ભી યહાં ડુબકેં ડુબકો કરતી હૈ.

(નઝીર)



"યહ અરબ બહુત કુદી ઉછલા,
અબ કોડા યારો ઝેર કરો,
જબ માલ એકઠા કરતે થે,

અબ તનકા અપને ઠેર કરો,
ગઢ ટુટા લસ્કર ભાગ ચુકા,
અબ મ્યાનમેં તુમ સમશેર કરો,
તુમ સાફ લડાઇ હાર ચુકે,
અબ ભાગનેમેં મતફેર કરો.

( નઝીર )



રણુમસ્તખાન આ જોઇ અત્યંત ચકીત થઈ એકાદ પત્થરના પુતળા પ્રમાણે સ્તબ્ધ થઇ ગયો. અત્યાર સુધી તેના મુખપર ઝળકી રહેલ આનંદ, સંતોષ, વિજય, કૃતકૃત્યતા, કિંવા તેવા પ્રકારના વિકારોની છટા દેખાતી હતી, તે સર્વ મેહેરજાનના છેવટના શબ્દોએ અને કૃતિએ નાહીસી થઇ. ઇતર કોઇપણ પ્રસંગે તેની માતાએ આ પ્રમાણે તે પુષ્કરિણીમાં તો શું પણ એકાદ મ્હોટા કડાપરથી પણ ભુસકો માર્યો હોત તો તેની પાઠોપાઠ તેને બચાવવા તે કુદ્યો હોત; પરંતુ આ પ્રસંગે તે તદ્દન નિર્જીવ, નિશ્ચલ, નિર્વિકાર, નિર્વિચાર થયો, તે માત્ર પાષાણવત્ બન્યો. તેના ડોળા વિસ્તારાયલા પરંતુ શુન્યદષ્ટિ એવા રહ્યા. તેણે એક હાથ કાંઇ બોલવા મ્હોટા આવિર્ભાવથી ઉપર ઉંચકી લાંબો કર્યો હતો તે તેમજ લંબાયલો રહ્યો. તેના કાંઇ બોલવા માટે અર્ધ ઉઘડેલા ઓષ્ટ તેમજ ઉઘડેલા રહ્યા, તેનો શ્વાસોશ્વાસ પણ ચાલતો હતો કે કેમ તેની પણ તે વખતે એકાદાને શંકા આવી હોત. સલીમાની પણ લગભગ તેવીજ દશા થઇ હતી. રામરાજા એ રણુમસ્તખાનનો પિતા એ કલ્પનાજ તેને વિચિત્ર લાગવા માંડી. અને તે પિતાનો ઘાત—અરે શિરચ્છેદ આ વીરના હાથથી થયો તે તેને અતિ ચમત્કારીક લાગ્યું હશે. પોતા માટે આ વીરે રણાંગણમાં વીરશ્રી દાખવી પોતાની આબરૂ લેનાર શત્રુનો શીરચ્છેદ કરી તે શીર પોતાને દેખાડવા લાવ્યો તે જોતાંજ આનંદ, અભિમાન અને સાદર પ્રીતિ—આ ત્રણ વિકારથી સ્ફુરણા

પામેલું તેનું મન એકદમ ઠંડું થઇ ગયા પ્રમાણે થયું, અને તે પણ તેના તરફ તટસ્થ રીતે જોતી ઉભી હતી.

મેહેરજાન રામરાજાનું શીર લઈ પુષ્કરિણીમાં કુદી તે બીજી એક વ્યક્તિએ પણ જોયું. તે વ્યક્તિ માત્ર આ બેની પેઠે તટસ્થ જોતી ઉભી નહી, તે વ્યક્તિ તે ધનમલ્લ. તે ત્યાંથી થોડા અંતરપર છુપાઈ મેહેરજાન અને સલીમાની હીલચાલ જોતો હતો. રણમસ્તખાને એકાએક આવી રામરાજાનું મસ્તક આ બેઉ વચ્ચે નાખેલું તેણે જોયું અને છુપાવાની જગ્યાએથી એકદમ તે બહાર પડયો ત્યાં મેહેરજાને તે શીર સાથે પાણીમાં કુદકો માર્યો તે પણ તેણે જોયું અને બીજો ત્રીજો કાંઇ પણ વિચાર ન કરતાં એકાએક આગળ આવીને પણ તેની પાછળ પાણીમાં કુદ્યો; પરંતુ સલીમા કે રણમસ્તખાનનું તેના તરફ લક્ષ ખેંચાયું નહી; પરંતુ ચમત્કાર એ કે અંદર બુડેલા એ બેઉનો પત્તો ન મળે. ફકત એક ઠેકાણે જોરથી પાણી ઉછળ્યું માત્ર !

સલીમા થોડીવારે ભાનમાં આવી બોલી:—"માસાહેબને બ્હાર કાઢવા કાંઇપણ યત્ન થયો નહી, એ ઠીક ન થયું, હવે પણ......

એટલામાં બ્હાર મોટી ગડબડ ચાલેલી કાને અથડાઈ અને એકદમ રણમસ્તખાન બોલી ઉઠયો:—

"આ આપણા લોકો વિજય મેળવી વિજયાનગર લુટવા જતા લાગે છે. બુલબુલ, હવે તું અહીં શું કરીશ ? ત્હારી પાસે કરેલ પ્રતિજ્ઞા મેં પુર્ણ કરી, હવે જો......."

એવું બોલતો તેનો હાથ પકડવા આગળ આવ્યો. સલીમા એકદમ પાછળ હઠી અને ધમકી, બોલી:—"શું ? તમારા પિતાનો શીરચ્છેદ કરનાર હાથ મ્હારો હાથ પકડશે ? અને—અને આવી પ્રેમાળ માતુશ્રીએ તે શીર સાથે જળ સમાધી લીધી તે અવસરે તે વીસરી જઈ તેજ ક્ષણે આવી વાતો કરવા લાગશે ?"

હજુ વધુ બોલે છે ત્યાં કુંજવનમાં બસો ત્રણસો માણસો ઘુસ્યા, અને તેનો અવાજ નજીક આવવા લાગ્યો, તેથી બેઉને ત્યાંથી ખસવું પડ્યું. સલીમાને તો એવું થયું કે હવે આની સામેથી જેટલું જલદી દુર થવાય તેટલું સારૂં. એટલાં બે ત્રણ માણસ પોતા તરફ આવતા હોય તેવું દેખાયું અને રણમસ્તખાને તેમની તરફ નજર કરી ત્યા તો પાંછળથી તેની નજર ચુકવી સલીમાએ બંગલાની વાટ લીધી. આ વખતે કુંજવનમાં ઘુસેલા માણસો રણમસ્તખાનના આરબો અને પઠાણો હતા. રણમસ્તખાને તેમને ઓળખ્યા અને સલીમાને કાંઇ કહેવા મ્હોડુ ફેરવે છે તો તે પોતાથી દુર બંગલા તરફ જતી દેખાઇ. તે સામે ઉતાવળે પગલે તે પણ બંગલા તરફ જવા નિકળ્યો.

* * * * *

કુંજવનમાં દરવાનો સામે મારામારી કરી ઘુસેલા રણમસ્તખાનના શીપાઇઓની ગડબડ સાંભળી ગભરાતી માર્જીના બંગલા બ્હાર પડી, અને પાયરીઓપર ઉભી શું છે તે જોવા લાગી. એટલામાં રક્તથી ભરેલ વસ્ત્રો વાળો રણમસ્તખાન તેના તરફ આવતો દેખાયો, તે પણ માર્જીનાને જોઇ તેના તરફ વેગથી ધસ્યો, જોરથી પાયરીઓ ચડી તેનો હાથ પકડતો બોલ્યો, "માર્જીના, માર્જીના! હવે એક પળ પણ તને હું છોડનાર નથી. તુંજ મારી માતા–પણ પહેલાં મને તમારી સર્વ હકીકત મુળથી માંડી કહે."

તેનું તે વખતનું સ્વરૂપ જોઇ માર્જીના ગભરાઇ, તેના હાથમાંથી પોતાનો હાથ છોડવવા મહેનત કરતી બોલી:–

"પહેલાં મા સાહેબ કયાં છે, અને આ બધી ગડબડ શી છે તે મને જોવા દે પછી........."

"પછી બછી કાંઇ નહી. હમણાં આજ ક્ષણે આજ પળે મને સર્વ પૂર્વ વૃત્તાંત કહે, નહી તો આ રક્તથી રંગાયલા મ્હારા હાથથી ત્હારૂં ગળુ દાબી નાખી તને........."

એટલું બોલતાં ઉશ્કેરાયલો રણમસ્ત વધુ બોલી શકયો નહી અને તેને ખેંચતો–ઘસડતો બંગલામાં ઘુસ્યો ! આટલામાં દુરથી આ સર્વ પ્રકાર જોતી સલીમા ત્યાં દોડી આવી, અને ક્રોધથી બોલી:–" આ શું ? આ શું ? આ વૃદ્ધ–તમારી માતા સમાન, તેની આ અચેષ્ટા ?

માર્જીના બોલી ઉઠી " થવાદે, થવાદે મ્હારી અચેષ્ટા, પણ માસાહેબ કયાં છે ? આ ગડબડ શી છે ? " શું ઉત્તર આપવો તે સલીમાને સુજ્યું નહી પણ અલ્પકાલ કાંઇ વિચાર કરી બોલી:–" માસાહેબે ટુંકમાં સર્વ કાંઇ કહ્યુંજ છે, તો હવે તમે સમજાવીને બરાબર સર્વ કહેશો તો ઠીક થશે "

સલીમા પોતે પણ શું બોલે છે તે સમજી કે નહી તે કોણ જાણે ! રણમસ્તખાન તેટલામાં ઘસડતો માર્જીનાને એક ઓરડીમાં લઇ ગયો અને ત્યાં બેસાડી અને વધુ પ્રશ્ન કરે છે ત્યાં બ્હારથી મ્હોટો ઘોંઘાટ નજીક આવતો લાગ્યો, અને ઘણા લોકો બંગલાની પાયરીઓ ચઢતા હોય તેમ લાગ્યુ; તેથી હવે આ લોકોને અહીંથી રવાના કર્યા શીવાય શાંતી મળવાની નથી એવું મનમાં આવી તાબડતોબ બહાર આવ્યો. તેમના મુખીઓને બોલાવી કહ્યું:–" તમે હવે વિજયનગરપર જાઓ, લુંટવાનો, નાશ કરવાનો આરંભ કરો, ત્યાં તમારી પાઠોપાઠ હું આવું છુ. તમારા પૈકી પચ્ચીસ સારા સીપાઇઓ મ્હારી સાથે આવવા અને રખેવાળી માટે દરવાજાપર રાખી જાઓ અને બાકીનાઓ વિજયનગર જાઓ. "

વિજયાનગર લુંટવાની આજ્ઞા મળી પછી શું બાકી રહ્યું ?

" હા ! હા " કરતા પૂર આનંદમાં આવતાં વિજયનાદ કરતા પાછા ફર્યા અને રણમસ્તખાન માર્જીનાને મુખે સવિસ્તર હકીકત સાંભળવાની ઉતાવળથી, મનની તે તરફની ખેંચાણથી, પાછો ફર્યો.

અહીં રણમસ્તખાન સીપાઇની સાથે વાત કરવા બહાર ગયો કે તરત સલીમાએ માર્જીનાને ધીમેથી સર્વ પુછી લીધું અને રામરાજાનો રણ-

મસ્તખાન પુત્ર—એ સર્વ હકીકત ટુંકમાં તેણે જાણી. માર્જીના વચ્ચે વચ્ચે " માસાહેબ ક્યાં છે ? " એ પ્રશ્ન કાવરી બાવરી થઈ પુછતી. માર્જીનાની હકીકત પરથી સંશયની નિવૃત્તિ થઇ અને સલીમાની વૃત્તિ ચમત્કારીક થઇ અને તે સ્તબ્ધ બેઠી, ત્યાં રણમસ્તખાન પાછો આવ્યો અને પૂર્વ પ્રમાણે માર્જીનાને સર્વ પૂર્વ વૃત્તાંત જણાવવા ખૂબ આગ્રહ ચલાવ્યો.

અંતે માર્જીનાને દીલ ખુલાસાથી સર્વ હકીકત કહેવાનું મનમાં આવ્યું અને મેહેરજાન કોણ, તેનો અને રામરાજાનો કેવી રીતે ક્યાં મેળાપ થયો, વગેરે કહી તે પછીની સર્વ હકીકત કહી. રણમસ્તખાન આ રામરાજાનો પુત્ર, એ બદલ હવે બીલકુલ શંકા રહી નહી. આ હકીકત સાંભળતાં રણમસ્તખાનની ચિત્તવૃત્તિ કેવી થઇ હશે, સલીમાની કેવી થઇ હશે, એ વર્ણવી કહેવું કેવળ અશક્ય છે. રણમસ્તખાન તદ્દન સ્તંભિત થયો. તેના મનમાં રામરાજાનો પોતા સાથે આવો સંબંધ હશે તેની કલ્પના સુદ્ધાં આજ પર્યંત નહોતી. હવે ખુલ્લો સ્પષ્ટ પ્રકાશ મન પર પડયો. રામરાજા પોતાપર આટલો પ્રેમ કરતાં "તું મ્હારો પુત્ર જ છે !" વગેરે વારંવાર કહેતો અને ખરેખર પોતાને પુત્ર પ્રમાણે પાળતો, વર્તન કરતો, તેનું રહસ્ય તેને હવે સમજાયું, પણ પોતાના મનમાં તેના વીષે આટલો દ્વેષ કેમ નીપજ્યો ? તેની સાથે આટલું કપટ કેમ કર્યું ? આ વાત તેના મનમાં ઉભી રહેતાં તેને કાંઇનું કાંઇ થવા લાગ્યું. પોતે પિતૃઘાતી થયો, પોતાના હાથથી પોતાના પિતાનો શીરછેદ કર્યો, એ કેટલું ભયંકર પાતક ! આ મનમાં આવતાં તે કાવરોબાવરો થયો, તેની દૃષ્ટિ ફરી એકાદ બ્રમિષ્ટની દૃષ્ટિના જેવી અવસ્થા તેની દૃષ્ટિની થઇ, તથાપી તે જ્યાં બેઠો હતો ત્યાં સ્વસ્થ બેઠો હતો; માત્ર તેનું મન અને તેના ડોળા ઠેકાણે નથી એવું કોઇને પણ તે વખતની વૃત્તિપરથી લાગ્યું હોત.

સલીમાની સ્થિતિ પણ આ વખતે ઘણી વિલક્ષણ થઇ. રણમસ્તખાન બદ્દલ એના મનમાં આજ પર્યંત જે પ્રેમ, જે આદર હતો, તે પ્રેમ, તે

આદર અત્યારે નાશ પામ્યો-દૂર થયો. અત્યાર સુધી રણમસ્તખાન એટલે એક સત્યપ્રતિજ્ઞ અને રણવીર એવો વીર હતો એજ નજરથી તે તેને જોતી હતી. તે રામરાજાનું મસ્તક પુષ્કરિણીને કીનારે તેને તથા મહેરજાનને ભેટ કરવા લાગ્યો ત્યારે તેને તેની સત્ય પ્રતિજ્ઞાની અને શૌર્યની ધન્યતા લાગી, તે વખત તેની તરફ તેજ પોતાનો ભાવી સ્વામી એ નજરથી જોઈ રહી; પરંતુ હવે તે સર્વ લય થયું. હવે તો એક વ્યભિચારથી જન્મેલો હીંદુ રાજાનો પિતૃઘાતી પુત્ર, એટલું જ તેને દેખાવા લાગ્યું. એની છાયામાં સુદ્ધાં ઉભું રહેવું એ મહાપાતક છે, એવું તેને ભાસવા લાગ્યું. તે હવે તેની તરફ જોતી નહોતી. તેની સામેથી હવે દૂર થવા શું કરવું, અહીંથી કેમ છટકવું, પોતાનાં સંબંધી ક્યાં અને કેવી રીતે પોતાને મળશે, એ વિચારમાં ચિંતામાં તે પડી.

અહીં રણમસ્તખાન ક્ષણોક્ષણ અધિકાઅધિક કાવરો બાવરો થતો ચાલ્યો. તે એકદમ ઉઠયો અને ઓચીંતો સલીમાનો હાથ જોરથી પકડી બોલી ઉઠયોઃ—

"સલીમા, સલીમા ! ત્હારે માટે-ત્હારે માટે આ સર્વ મેં કર્યું. આ વધ કેવળ ત્હારે માટે કર્યો. જો, જો, આ કોના રક્તથી મ્હારો હાથ રંગાયો છે ? ભર દરબારમાં જેણે ત્હારી ઇજ્જત લીધી તેના, હવે વખત શા માટે લગાડે છે ? હવે ત્હારાં મ્હારાં લગ્ન થવા દે, ચાલ આપણાં લગ્ન માટે કોઈ કાજી-બાજીની જરૂર નથી. હું અને તું બેઉ હોઇએ એટલે થયું. ચાલ આપણા લગ્નની મંગલભૂમી જો-તે ત્યાં છે. તે મંગળભૂમીપર જઇ આપણા સંસ્કાર કરી લઇએ. ચાલ, ચાલ, ત્હારા અને મ્હારા હાથથી આવાં પાતક થાય નહી માટે ત્યાં પુષ્કરિણીમાં એકમેકને દૃઢ આલિંગન આપી ચિરકાલ એકત્ર રહીયે. આ રક્ત તેં મ્હારા હાથને લગાડયું, તો હવે ત્હારો હાથ મને બક્ષીસ આપ. ચાલ, ચાલ. હવે હું તને કેમ છોડીશ ? તું મને કેમ છોડશે ? પેલું જો, તે જો-તે મ્હારી માતા-તે તે

રામરાજા—જેણે તેને ફસાવી તે તે મ્હારો પિતા—તેનું માથું મેં કાપ્યું—તે માથું—તે જો—તે જો—તે આપણા લગ્ન વખતે આશીર્વાદ દેવા પુષ્કરિણી-માંથી ઉપર આવ્યાં છે. જો, જો હું શું ખોટું કહું છું ? તે જો, અરે એ આપણને બોલાવે છે. જેણે જેના હાથથી પાતક કરાવ્યું, તે તેને લઈ પુષ્કરિણીમાં ગઇ. તે મ્હારા હાથથી પાતક કરાવ્યુ, હવે હું તને ત્યાંજ લઇ જાઉ છુ. ચાલો, ચાલો, ચાલો. અમે બેઉ આવીએ છીયે—આવીએ છીયે—જો જો, તે મ્હારી માતા કેવી જોઈ રહી છે! તે માથું કેવુ જોઇ રહ્યુ છે! અરે તેઓ બોલાવે છે. જો, જો:—

"ચાલો ચાલો વિવાહ મંગલ કરીયે ચાલો !
ચાલો ચાલો ગાઢાલીંગન દઇએ ચાલો !
ચાલો ચાલો સંગે જઈએ ચાલો ચાલો !
ઇહિ લોકને છોડી જઇ ચાલો !
સ્વર્ગ નરકને ગાંઠીયે ચાલો !
ચાલો ચાલો વિવાહ મંગળ કરીએ ચાલો !
ચાલો ચાલો ગાઢાલીંગન દઇએ ચાલો !

આ તે વખતે તેણે રચેલું ગાયન ઘણા વિચિત્ર અને ગરઘરા અવાજે બોલતો બોલતો તેનો હાથ પકડી તે પુષ્કરિણી તરફ તેને ખેંચી ચાલ્યો. આ વખતે તેનો હાથ એટલો જોરથી પકડયો હતો કે તેના ડાબથી સલીમા અર્ધી મરવા પ્રમાણે થઈ. પ્રથમથીજ તેનું શરીર સામર્થ્ય ઘણું જબરૂં અને તેમાં તેને ઉન્મતપણાની લહર આવેલી ! પછી શું પુછવું ? તેને તે ખેંચી ગયો. તે છુટવા ધડપકડ કરવા લાગી, તે સાથે તો લાગલી એકદમ તેને ઉચકી લીધા. તે છુટવા ધમપછાડ કરવા લાગી. તેમ તેમ દર ક્ષણે વધુ ઉશ્કેરાતો ગાંડો બનતો રણમસ્તખાન ખુબ જોરથી પાયરીઓ ઉતરતો મુખથી સ્વયંસ્ફુરીત ઉપલું ગાયન બોલતો બોલતો, વેગથી પુષ્કરિણી તરફ ચાલ્યો.

સ્વયંસ્ફુરીત ગાયન ગાવાતો ચોક સરખો સપાટો રણુમસ્તખાને ચલાવ્યો અને પુષ્કરિણીપર આવી પહોંચ્યો. તેજ સ્થળ, જ્યાં મેહેરજાન અને સલીમા બેઠાં હતાં, ને રામરાજાનું મસ્તક તે બેઉને નજર કર્યુ હતુ, તેજ સ્થળપર જઇ તે ઉભો. સલીમાને નીચે ઉતારી, જોરથી બાથમાં પકડી પુનઃ પોતે રચેલ ગાયન ગાઇ છેવટે બે નવીન રચેલાં ચરણ—

"આવ્યાં આવ્યાં અમે બેઉ આવ્યાં
ચાલો તમે થાઓ આગળ ચાલો!"

મ્હોટેથી ગાતો, સલીમાના બેશુદ્ધ શરીરને જોરથી આલિંગન આપતો ઉચકતો પુષ્કરિણીમાં કુદ્યો. આ સ્થળે તેમના શીવાય બીજું કોઈ નહોતું. તેણે કુદતાં મ્હોટેથી ઉચ્ચારેલા શબ્દોનો પ્રતિધ્વની થયો.

"આવ્યાં આવ્યાં અમે બેઉ આવ્યાં, ચાલો તમે આગળ ચાલો!—"

પણ તેના પાણીમાં પડવાના શબ્દથી આ પ્રતિધ્વનીનો ભંગ થયો; પાણીપર પરપોટા આવ્યા, તરંગ-વર્તુલો ઉઠયા, અને થોડી ક્ષણમાં તો જ્યાં ત્યાં પુનઃ શાંતતા ફેલાઈ!



# પ્રકરણ ૫૪ મું.

## વજ્રઘાત-ઉપસંહાર.

Weep on, weep on, your hour is past;
Your dreams of pride are o'er;
The fatal chain is round you cast,
And you are men no more.
In vain the hero's heart hath bled;
The sage's tongue hath warned in vain;
O Freedom! once thy flame hath fled:
It never lights again.

( Irish Songs ).



યા રાજબંસી હોકર,
દુનીયામેં રાજ પાયા;
ચીટોરગઢ સીતારા,
કાલીજરા બનાયા.
જબ તોપને અજલકે,
આ મુરચા લગાયા;
સબ ઉડ ગયે હવા પર,
કોઇ ન કામ આયા. ( નઝીર )



જીતના મૈહ ખાકકા હુએ,
ભલ સમાન બન રહા;
ફિર ખાક ઉનકો હોના હુએ,
યારો જુદા જુદા.
ગડ કોટ તોપ રહેલ કા,
તેગો કમાનો તીર;
બાગો ચમનો વ મહોલ,
મકાના દીલ પઝીર.
હોના હુએં સબકો યારો,
ધસી ખાક મેં ખમીર;
મેરી ઝબાંપે અબતો,
યેહી બાત હુએ નઝીર.—
જો ખાકસે બના હુએ.
વોહ આખીરકો ખાક હુએ. ( નઝીર ).



લડાઇમાં હીંદુઓપર જય મળ્યા પછી વિશેષતઃ રામરાજાનું શીર કોઇ તેના રથમાં ઘુસી કાપી ગયું એ બાતમી હીંદુ સૈન્યમાં જ્યાં ત્યાં પસરી. હીંદુઓમાં ભયંકર કોલાહલ ઉઠયાથી મુસલમાની સૈન્યે ઘણાજ જોરથી તેમની કતલ ઉડાવી. આવો ભયંકર ગભરાટ ફેલાવવા પોતાને પ્રસંગ મળશે એવું મુસલમાની સૈન્યના સ્વપ્નમાં પણ નહોતું, અને પોતાનો આવો અકલ્પિત પરાભવ થશે એવું હીંદુ સૈન્યના સ્વપ્નમાં પણ નહોતું. આપણે હવે જલદીથી નિર્વૈર અને નિર્મ્લેંચ્છ પૃથ્વી કરી નાખશું એવા મનોરાજ્યમાં ગર્ક થયલા હીંદુઓપર આ ભયંકર પરાભવ એ વજ્રનો આઘાત—વજ્રાઘાત—મહાપ્રલય !

અત્યંત વિશ્વસ્ત સ્થિતિમાં સુખનિદ્રામાં પડેલા વ્યક્તિને સુખસ્વપ્નો

પડતા એકાએક આકાશમાંથી કુહાડી આવી પડયાથી જેવી તે વ્યક્તિની સ્થિતિ થાય છે, એવી સ્થિતિ આ વખતે વિજયાનગરના લોકોની થઇ. પોતાના સૈન્યનો પરાભવ થશે, પૂર્ણ નાશ થશે, દાણાદાણ ઉડશે, છિન્નભિન્ન થઈ જશે, રામરાજાનો આવો ભયંકર અંત આવશે-એ કલ્પના સુદ્ધાં લોકોને નહોતી. મુસલમાનોનો પરાભવ થઇ તેમનાં ચારે રાજ્યો પોતાના માંડલીક થશે અને વિજયાનગરનું સામ્રાજ્ય કૃષ્ણાની પેલી તરફ તો શું પણ ઉત્તર હીંદમાં પણ પસરી મોગલોને પણ પોતાનું માંડલીક બનાવશે, એવી સુખકલ્પનાથી વિજયાનગરના લોકોનાં મસ્તક સ્ફુરાઇ-ફુલ્યાં હતાં; પરંતુ એકદમ દૈવે તેપર વજ્રના આઘાત જેવો જબરજસ્ત આઘાત કર્યો, અને તે આઘાતનું પરીણામ અતિ ભયંકર આવ્યું.

સમરાંગણમાંથી હતાશ થયલા લોકો વિજયાનગરમાં આવી તેમણે દીન વાણીથી પોતાની દુઃસ્થિતિનું વર્ણન કરતાંજ જયાં ત્યાં હાહાકાર પ્રસરાયો. રાજકુટુંબના જે પુરૂષો રાજમહેલમાં હતા તેમણે મળે તેટલું દ્રવ્ય, જવાહીર અવેજ લઇ શહેર છોડવા આરંભ કર્યો. આથી લોકો એકદમ નાઉમેદ-નાહીંમતી થઇ જઇ તેમના હાલહવાલ થયા, તેમાં ઓછામાં પુરૂં તિરૂમલ્લરાય લડાઇમાંથી નાશી આવી રાજમહેલમાંથી મહારાજા સદાશીવરાયને પોતા સાથે લઇ વિજયાનગરથી નાઠો. સાથે વિપુલ-અગણિત સંપત્તિ પણ લઇ ગયો. સેનાપતિનું આ વર્તન પછી બીજાનું શું પુછવું? જેને જે હાથ આવ્યું તે તે લઇ નગર છોડી ચો દીશાએ લોકો નાસવા લાગ્યા. મ્હોટા મ્હોટા શ્રીમંતો-લોકો જેટલું જેટલું દ્રવ્ય ન લઇ જવાય એટલું એટલું ગુપ્ત સ્થળોમાં છુપાવવા દાટવા લાગ્યા. અને શહેરમાં ઘણાં તરૂણ લોકો હથીઆરબંધ થઇ શહેરનું રક્ષણ કરવા તૈયારી કરવા લાગ્યા.

પરંતુ હવે અંતર્શત્રુ ઉભા થયા. ચોરી અને દરોડાખોરીનો જેનો ધંધો હતો તે વંજારા, લંબારા, કુરૂબ, વૈદ્દ વગેરે લોકોએ સાહુકારોના ઘરોપર છડેચોક દરોડા પાડી લુંટવા આરંભ કર્યો. તેઓએ દુકાનો, ભંડારો,

કોઠારો ફોડયા અને લુંટયા, અને જ્યાં ત્યાં આખા શહેરમાં આ ટોળીઓએ લુંટફાટ શરૂ કરી.

વિજયાનગરની આવી અધોસ્થિતિ—અંતઃસ્થિતિ માત્ર એક દીવસમાં થઇ, અને ત્રીજે દીવસથી તો શત્રુ તેના શહેરમાં ધુસવા લાગ્યા અને અને તેમણે તો અતિ ભયંકર નાશ શરૂ કર્યો. માત્ર લુંટી સંપત્તિ લેવા પુરતો જ મુસલમાનોનો હેતુ આ વખતે દેખાયો નહી. આ મહાન શહેરનો વિધ્વંસ કરવા જડમુળથી નાશ કરવા તેમની પ્રતિજ્ઞા હતી એવું દેખાતું. તેમણે અતિ નિર્દયપણે અતિ ક્રૂર રીતે એક સરખી કતલ શરૂ કરી. રાજમહેલોપર તોપોનો મારો ચલાવ્યો. મંદીરો દેવાલયો તોડયાં. સેંકડો મુર્તિ તોડીફોડી નાખી. મ્હોટા મ્હોટા સભામંડળો જેમાં આજ પર્યંત હજારો ઉત્સવો થયા, જ્યાં વિજયાનગરના રાજાઓએ લાખો કરોડો રૂપીયાનાં દાન ધર્મો કર્યાં તે સભામંડળો ઉધવસ્ત વિધવસ્ત કરી નાખ્યાં. તેમના સપાટામાંથી કોઇ પણ બચ્યું નહી. જે સુંદર કોતર કામો અને અત્યુતમ કારીગરી માટે અતુલ મહેનત, અઢળક ધન વપરાયું હતું, જે બનાવવા વર્ષોનાં વર્ષો લાગ્યાં હતાં તેનો આ નાશ કરવા આવેલા મુસલમાનોને નાશ કરવા આઠ દિવસ સુદ્ધાં લાગ્યા નહી.

મુસલમાની સૈન્યની ટુકડીઓ પર ટુકડીઓ દુર્દૈવી, નિરાશ્ર હતાશ નગરપર ઉતરી તેનો વિધ્વંસ કરવા પ્રવૃત્ત થઇ. તે નગરનો કોઇ ત્રાતા રહ્યો નહી એવી તેની અવસ્થા થઇ. આટલી સદીઓ જે દેવે તેનું રક્ષણ કર્યું તે દેવે તેને દૈત્યને સ્વાધિન કરી ક્યાં પણ અતિદુર લોકાંતરપર પ્રયાણ કર્યું હોય એમ દેખાયું. માત્ર ત્યાંથી પ્રયાણ કર્યું એવું નહી પણ પોતાની કૃપાદ્રષ્ટિ પણ તેનાપરથી દૂર કરી. આ મહાન્ પાટનગર જ્યાં વીસથી પચીસ લાખ માણસોની વસ્તી હતી—તેનું અત્યારે નામનિશાન પણ રહ્યું નથી અને આજે તે હામ્પીના નામથી જણાય છે.

આ ઐશ્વર્યયુક્ત નગરમાં કેટલી સંપત્તિ ભરી હતી તેની કલ્પના

આ લુંટના–નાશના કાળપર્યંત કોઇને પણ નહોતી, અને કલ્પના કરી શકાય એમ પણ નહોતું; પરંતુ આજ તે નગર ઐશ્વર્યથી ધવલગિરી નગર નહોતું. આ મહાન નગર બીજેજ દિવસે ધુળમાં મળ્યા પ્રમાણે થયું એ ઇતિહાસ પ્રસિદ્ધ વાર્તા કદાપી ભુલાય તેમ નથી. આ મહાન નગરની આવી સ્થિતિ થઇ એનું કારણ કેવળ દૈવ દુર્વિલાસિતજ છે, એવું કહે ચાલવાનું નથી. પુરૂષ દુર્વિલસિતની અસર દૈવ દુર્વિલસિતને થઇ–કીંબહુના, પુરૂષ દુર્વિલસિતે દૈવ દુર્વિલસિતને ખેંચ્યું એમ કહેવું યોગ્ય છે.

વિજયાનગરનો આ ભયંકર વજ્રઘાત થયો, મહાપ્રલય થયો. તેની દુર્દશા કેવી થઇ, નામ નિશાન સુધાં ન રહ્યુ, તેનો મુસલમાનોએ કેવો વિધ્વંસ–નાશ કર્યો, તિરૂમલ અને વ્યંકટાદ્રિ તથા સદાશિવરાવનું શું થયું એનું વર્ણન વાંચકને ઇતિહાસપરથી મળશે. માર્જીના આ બનાવ પછી ચાર દીવસ પણ જીવી નહિ. તે કુંજવનમાં તેનું મત્યુ થયું. ઇતર રહેલા પાત્રો વિશેષ મહત્વનાં ન હોવાથી તેમનું નિરનિરાળું વર્ણન કરવાની આવશ્યકતા નથી.

Where are thy pomps, 'Alhumbra', earthly sun,
That had no rival and no second! Gone!
The glory down, the arch of time has rolled,
Like the great day star to the ocean dim,
The billows of the ages o'er the swim,
Gloomy and fathomless; thy tale is told.

( Croly. )

સમાપ્ત.